"સસ્તું સાહિત્ય" એટલે "ઊંચામાં ઊંચું સાહિત્ય"

# પરિચિત પદસંગ્રહ



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨



પોણા બે રૂપિયા

"સસ્તું સાહિત્ય" એટલે "ઊંચામાં ઊંચું સાહિત્ય"

# 'સર્વોપયોગી સાહિત્યશ્રેણી'

## ૧૮ પુસ્તકોની પહેલી યોજના



**૫. જગતમાં જાણવા જેવું**

જગતની અદ્‌ભુતતા અને ઉપયોગિતાનો સરલ પરિચય

લેખક : છોટાલાલ માનસિંગ કામદાર

**૬. જીવનપરિવર્તન**

એક જીવનપલટાની કરુણ-મંગલ સળંગ વાર્તા

લેખક : 'સોપાન'

**૭. ઇતિહાસને અજવાળે** (સચિત્ર)

ઇતિહાસની પરાક્રમી વ્યક્તિઓની જીવનરેખા

લેખક : ઇન્દ્ર વસાવડા

**૮. ગૃહજીવનની કલા** (સચિત્ર)

ઘરમાં સુખ અને સંપથી કેમ રહી શકાય તેનાં સૂચનો

લેખક : 'સમાજશાસ્ત્રી'

**૯. ગામડું બોલે છે** (સચિત્ર)

હિંદના નમૂનારૂપ એક ગામડાનું સાચું જીવન

લેખક : ચુનીલાલ મડિયા

**૧૦. ગૃહજીવનનાં દૃશ્યો** (સચિત્ર)

આપણાં ગૃહ-કુટુંબનાં સાચાં શબ્દચિત્રો

લેખિકા : કુમુદ શેઠ

**૧૧. મારો ભારતદેશ** (સચિત્ર)

ભારતવર્ષનાં સૌંદર્ય અને વૈવિધ્યનો પરિચય

લેખક : કાન્તિલાલ પરીખ

**૧૨. આરોગ્યસાધના** (સચિત્ર)

આરોગ્યનાં સંરક્ષણ અંગે માર્ગદર્શન

લેખક : ડુંગરશી ધ૦ સંપટ

**૧૩. ભગવાનનાં છોરુ** (સચિત્ર)

હરિજનોના જીવનપ્રસંગોનો હૂબહૂ ચિતાર

લેખક : પુરાતન બુચ

( અનુસંધાન પૂંઠાના ત્રીજા પાને )

“સસ્તું સાહિત્ય” એટલે “ઊંચામાં ઊંચું સાહિત્ય”

# પરિચિત પદસંગ્રહ



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨



પોણા બે રૂપિયા

આવૃત્તિ ત્રીજી
પ્રત : ૩૫૦૦
સંવત : ૨૦૦૯





મુદ્રક અને પ્રકાશક :
ત્રિભુવનદાસ ક૦ ઠક્કર,
સસ્તું સાહિત્ય મુદ્રણાલય,
રાયખડ :: અમદાવાદ

# નિવેદન

આ પુસ્તકમાં જુદાજુદા ૧૧૨ ભક્તોનાં એકંદરે ૬૯૭ ભજનો અપાયાં છે.

સં. ૧૯૮૦માં ભજનોનો સંગ્રહ એકત્ર કરીને 'પરિચિત પદસંગ્રહ' નામે ગોધરાના સંત ભગતજી મહારાજની પ્રેરણાથી તેમના ભક્તો તરફથી પ્રકટ કરવામાં આવ્યો હતો. તે થોડા જ સમયમાં ખલાસ થઈ જતાં તેની બીજી આવૃત્તિ થોડા ફેરફાર સાથે 'પ્રેમપ્રસાદી'ના નામે અમદાવાદના 'સત્સંગ મંડળ' તરફથી પ્રસિદ્ધ કરવામાં આવેલો. તે પણ થોડા જ વખતમાં ખલાસ થઈ ગયો હતો.

એ 'પ્રેમપ્રસાદી'નું ફરી સંશોધન કરીને તેમજ બીજાં કેટલાંક ભજનો નવેસરથી ઉમેરીને આ નવી આવૃત્તિ 'પરિચિત પદસંગ્રહ'ના નામથી આ સંસ્થા તરફથી પ્રસિદ્ધ થાય છે, જે જીજ્ઞાસુઓને ઉપયોગી થઈ પડશે એવી આશા છે.

ભજનોના આવા જ બીજા ઉપયોગી સંગ્રહો 'ભજન સાગર', 'અખાની વાણી', 'પ્રીતમદાસની વાણી' અને 'મીરાં ને નરસિંહ' નામથી આ સંસ્થા તરફથી પ્રસિદ્ધ થયા છે.

ન્યુ દિલ્હી,<br>
તા. ૨૪–૩–'૪૬

'સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ વતી<br>
**મનુ સૂબેદાર (પ્રમુખ)**

# અનુક્રમણિકા

## અમીવર મહારાજ



## અરજણ મહારાજ



## અત્તરશાહ

## સ્વામી આત્માનંદ



## અંબારામ ભગત



## ઉપેન્દ્ર ભગવાન



## ઉકા ભગત



## ઋષિરાજ



## સંત કબીર

કરેક



કલ્યાણદાસ



મહારાજ કૃષ્ણરાજ

## કેવળદાસ



## કેશવલાલ ભટ્ટ



## ખીમદાસ



## ગણપત મહારાજ

## ગણેશ મહારાજ



## ગૌરી



## ગેમલદાસ



## ગોપાળદાસ



## ગોરખનાથ



## ગંગાદાસ મહારાજ



## ગંગાબાઈ



## છોટમ

## જિતા મુનિ

### તુલસીદાસ



### તેજસિંગજી



### તોરલ



### દયારામ



### દલુ



### દયાનંદ

### દયાળદાસ



### દીન ભગત



### દેવાનંદ



### દેવા ભગત



### દેવાયત પંડિત



### ધના ભગત



### ધરમગિર

## ધીરો



## નરભેરામ



## નરસિંહ મહેતા

### નાનકશા



### નારણસિંગ

## નિતાનંદ



## નિર્મળદાસ



## નિરાંત મહારાજ



## નિષ્કુળાનંદ

## કવિ પિંગળશી



## પીતાંબર



## પ્રીતમદાસ

## પુરુષોત્તમ



## પ્રેમદાસ

**પ્રેમરાય**



**પ્રેમસખી**



**પ્રેમળદાસ**



**પ્રેમાનંદ**



**બનારસી**



**બ્રહ્માનંદ સ્વામી**

## બાપુ



## બુટા ભગત

## દીન ભગત



## ભવાનીદાસ



## ભાદુદાસ



## ભીમ સાહેબ



## ભોજા ભગત

## ભોળીબાઈ



## મગનીદાસ



## મંસૂર



## માલીબાઈ



## માધવ



## મીઠા



## મીરાંબાઈ

## લખમાજી



## લાખા લોયણ



## લાલદાસજી



## વિશ્રામ



## લાધો

## વિષ્ણુદાસ



## શીતળ



## શંકર ભગત



## સત્તારશા



## સમરથ



## સરભંગી



## સુજશ



## સુરજગર



## સૂરદાસ

### સોમા ભગત



### હરગોવિંદ



### હરિદાસ



### જ્ઞાનીજી



## પરચુરણ ભજનો

★

# સ્તુતિ

ॐ नमस्ते सते ते जगत्कारणाय, नमस्ते चिते सर्वलोकाश्रयाय ।
नमोऽद्वैततत्त्वाय मुक्तिप्रदाय, नमो ब्रह्मणे व्यापिने शाश्वताय ॥

જગતના કારણરૂપ અને સત્ સ્વરૂપ હે પરમાત્મા! તને નમસ્કાર! સર્વ લોકના આશ્રય એવા ચિત્ સ્વરૂપને નમસ્કાર! મુક્તિ આપનાર અદ્વૈતતત્ત્વ, તને નમસ્કાર! શાશ્વત અને સર્વવ્યાપી **એવા બ્રહ્મને** નમસ્કાર!

गुरुर्ब्रह्मा गुरुर्विष्णुः गुरुर्देवो महेश्वरः ।
गुरुः साक्षात्परब्रह्म तस्मै श्री गुरवे नमः ॥

ગુરુ બ્રહ્મા છે, ગુરુ જ વિષ્ણુ છે અને ગુરુ જ સાક્ષાત્ મહેશ્વર છે; અને 'એક અદ્વૈત અભેદ સ્વરૂપ' પરબ્રહ્મ તે જ સાક્ષાત્ સદ્ગુરુ છે; એવા સદ્ગુરુને નમસ્કાર છે.

## સમૂહ પ્રાર્થના

જય જગત્રાતા, વિશ્વ વિધાતા, હે સુખશાંતિનિકેતન હે! ટેક
પ્રેમકે સિંધુ, દીનકે બંધુ, દુઃખદરિદ્રવિનાશન હે!
નિત્ય, અખંડ, અનંત, અનાદિ, પૂરણ બ્રહ્મ સનાતન હે! જય૦
જગઆશ્રય જગપતિ જગવંદન, અનુપમ અલખ નિરંજન હે!
પ્રાણ-સખા, ત્રિભુવનપ્રતિપાલક, જીવનકે અવલંબન હે! જય૦

## બ્રહ્માર્પણ

બ્રહ્માર્પણ તો કહીએ જેહ, સ્ફુરણ માત્ર સમાવે તેહ,
બ્રહ્માગ્નિમાં હોમે કર્મ, બ્રહ્મદર્શીનો એ છે મર્મ.

# પરિચિત પદસંગ્રહ

## અખા ભગત

### ૧

અકલ કલા ખેલત નર જ્ઞાની ! ટેક
જૈસે હિ નાવ હિરે ફિરે દસોં દિશ, ધ્રુવ તારે પર રહત નિશાની. અકલ૦
ચલન વલન અવની પર વાકી, મનકી સૂરત અકાશ ઠહરાની;
તત્ત્વ-સમાસ ભયો હૈ સ્વતંતર, જૈસે હિમ હોત હૈ પાની. અકલ૦
છૂપી આદિ-અંત નહીં પાયો, આઈ ન સકત જહાં મન-બાની;
તા ઘરસ્થિતિ ભઈ હૈ જિનકી, કહી ન જાત ઐસી અકથ કહાની. અકલ૦
અજબ ખેલ અદ્‌ભુત અનુપમ, જાકુ હૈ પહિચાન પુરાની;
ગગન હિ ગેબ ભયા નર બોલે, એહિ **અખા** જાનત કોઈ જ્ઞાની. અકલ૦

### ૨

અબ મોહે આનંદ અદ્‌ભુત આયા !
ક્રિયા-કરાયા કછુ ભી નાહીં, સહેજે પિયાજીકો પાયા ! અબ૦
દેશ ના છોડયા, બેશ ના છોડ્યા, ના છોડ્યા સંસારા;
સૂતા નર નિદ્રાસે જાગ્યા, મીટ ગયા સુપના સારા ! અબ૦
કૃપા-નાલ અંતરસે છૂટી, ગોલા જ્ઞાન મિલાયા;
આડ અટક સબ ફોડકે નીસર્યા, દૂરસે અજ્ઞાન ઉડાયા ! અબ૦
સારા કહે, કોઈ બૂરા કહે, ભાઈ અપની મતિ અનુસારા;
ખારા-મોળા, લોહા-પારસ પરસે, સોન ભયા **અખા** સોનારા ! અબ૦

### ૩

આપે આપ તું રે ! એમાં હું જ ન મળું શેષ જી !
તું બોલે, ચાલે, સાંભળે, તેં મારો લીધો વેષ ! આપે૦

હું પડછંદો તાહરો, તા'રે તે શ્વાસે શ્વાસ જી!
મન તું–તન તું, ત્રિકમા! તુજ માંહે તે મારો વાસ! આપે૦
પહેલો પાછલો તું, પ્રભુ! રે' પદ થતાં હું જાણુ જી!
તેજ પ્રેક્ષણુ તાહરું—જેમ કિરણુનો ભાણુ! આપે૦
મુજ દૃષ્ટાંતે સૃષ્ટિનો સરવાળો એક–મેળ જી;
ઊંચ–નીચ નહિ નીરખતાં, જેમ સાકરનું નારિકેળ! આપે૦
અંબુધિ માંહેથી અંબુને લઈને વરસે છે વાય જી;
તેનાં નદી–નાળાં નામ ધર્યાં, પણુ ભર્યામાં ભેળાં થાય! આપે૦
હું થઈને તાહરું જ્યારે કાઢવા જાવું છેક જી,
વિલય થાઉં વિચારતાં ત્યાં કોણુ કહે બે–એક? આપે૦
આરોપણુ હું–તુંપણું, એ સમર્થતાની ગુંજ જી;
હું હુંને પ્રણુમી કહું: એ આપે આપની સૂઝ! આપે૦
આવું આરોપણુ અણુછતું, અને વસ્તુ ગતે તું, રામ જી!
એમ જોતાં હું–તું ટળી ગયું અને સે'જે સીધ્યું કામ! આપે૦

૪

આરતી ઉતારું મારા હરિ–ગુરુ–સંત, ટાળ્યા સર્વે ફંદ;
ચોરાશીના બંધ, હરિ–ગુરુ–દેવની આરતી! ટેક
આરતી કરી લઉં ઓવારણા રે, ધરું શ્રવણુ–મનન–નિજ ધ્યાન;
સદ્‌ગુરુજીને શિષ સોંપતાં રે, મારું ટળી ગયું દેહાભિમાન. હરિ૦
મહાનુભાવે મહેર કરીને, સમજાવ્યું સુખ અપાર;
ૐ શ્રી બ્રહ્મા આદિ સ્તુતિ કરે, વા'લો મારો શબ્દાતીત સોહાય. હરિ૦
સદ્‌ગુરુજીએ મને સાનમાં રે, સમજાવી સઘળી રીત;
જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ રે, પછી દેખાડ્યું તુરીયાતીત. હરિ૦
સદ્‌ગુરુ શોભા શી કહું રે, મુખે વર્ણી ન જાય;
અંતરચક્ષુ હવે ઊઘડ્યાં રે, અને ભાસ્યો આ બ્રહ્માકાર! હરિ૦
અખે પદ અવલોકિયું રે, સદ્‌ગુરુ કેરી સોજ;
અંતર્યામી આત્મા...વા'લો વિલસ્યો પોતાની મોજ. હરિ૦

૫

ઉલટ ફિરે સોઈ નિજ ઘર પાવે ! નહિ તો મિથ્યા જન્મ ગુમાવે. ટેક
જ્યાંહિ ઠેરાવું ત્યાં બીચ આકાશા ! અન્ય ઉપાય કરે સબ સાંસા;
સંશય મીટે તો સેંજ ઘર પાવે ! અલખ નિરંજન આપે લિખાવે. ઉલટ૦
જ્યારે જોઉં ત્યાં રામ રંગીલા ! લોક ન લેખે અલૌકિક લીલા;
પલ પલમેં પ્રભુ નાના રંગા ! સોહિ પ્રભુ ખેલે સદા અંગસંગા. ઉલટ૦
એકકું યાચે ઓર નહીં વાચે, સમજ લે સાન સદ્‌ગુરુ સાચે;
રુચિ વિના ભોગ લાગે ન મીઠા ! સોહિ સરાહે જેણે પિયુ દીઠા. ઉલટ૦
બાહાર સેવત કાચી જે નારી ! અંતરભોગ ભોગે પિયુ પ્યારી;
ઓર ભોગ સબ નીંદમેં જાવે ! જાગે **અખા** સોહિ પ્રત્યક્ષ પાવે. ઉલટ૦

૬

એ ગુરુ સેવીએ રે, જેનું મૂલ, તોલ ન માપ જી;
ગુરુને આદ્ય, અંત ને મધ્ય નહિ, તેને થાપ ન ઉત્થાપ ! એ૦
પ્રપંચ થકી પરે રહ્યો, જેમ લોહચમકને ન્યાય જી;
જડ હતું તે **ગુરુ**તણા સંજોગે ચેતન થાય. એ૦
ગુરનું નામ–ઠામને–ગામ નહિ, એવો સર્વનો વિશ્રામ જી;
ઉત્પત્તિ–સ્થિતિ–લય ગુરુ વિષે, એ તો કહાવે સદા ય અકામ. એ૦
ગુરુ મારો નવ અવતરે ! નવ ધરે ગર્ભે વાસ જી;
ઊપજે તે વણસે ખરો, એ તો માયાનો જ વિલાસ. એ૦
ગુરુમહિમા સદાશિવ લહે, વળી સનકાદિક–શેષનાગ જી;
શુદ્ધ વિચારે સ્વે **અખા**, જ્યારે **ગુરુ** કહે ગુરુ ભાગ. એ૦

૭

કાગળ સદ્‌ગુરુ લખે–જેના વીરલા છે વાચનહાર. ટેક
જ્ઞાન–વૈરાગ્યનો દેહ ધર્યો રે, માંહી જોગપણાનો છે જીવ;
ભક્તિ–આભૂષણ પેરિયાં રે, એવો કોઈક સેવક શિવ. કાગળ૦
શીલરૂપી ખડિયો કર્યો રે, માંહી પ્રેમ તણી રુશનાઈ;
કલમબુદ્ધિ સંતની રે, માંહી અદ્વૈત આંક પુરાઈ. કાગળ૦

સૂરતનૂરતની દોરી લીટીઓ રે, વિવેકની છે ઓળ;
વિચારી અક્ષર સૌ લખ્યા રે, માંડી ઉતારી પાટણપોળ. કાગળ૦
સમજણ કાનોમાત્ર રે, માયા ઉપર શૂન્ય;
તેમાં તો પરિપૂર્ણ બ્રહ્મ છે રે, પછી નહિ પાપ કે પુન્ય: કાગળ૦
કોટિ કોટિ પંડિત મથી મૂઆ રે, ભણુ ભણુ વેદ-પુરાણ;
તો યે અક્ષર એક ના ઊકલ્યો રે, સંતો થાક્યા છે જાણ-અજાણ. કાગળ૦
અંધે કાગળ વાંચિયો રે, બહેરે સૂણી વાત;
મૂંગે ચર્ચા બહુ કરી રે, એની વેદ પૂરે છે સાખ. કાગળ૦
જોગપણું જુગથી લહ્યું રે, મન મળીને મંગળ ગાય;
વિચારી અક્ષર સૌ લખ્યા રે, તો ય કાગળ કોરો કહેવાય. કાગળ૦
અમરાપુરની જગતમાં રે, ત્યાં છે તેમનો વાસ;
કર જોડીને કહે **અખો** રે, એવા કોઈક હરિના દાસ. કાગળ૦

૮

ગરવા ગુરુ મળ્યા રે! એવા સત નિરંજન દેવ જી!
મિષ્ટ વચન ગુરુદેવનાં, તેનો વિરલા જાણે ભેવ! ટેક
ગુરુને જાતવર્ણ-આશ્રમ નહિ, ને સહેજપણે અવધૂત જી!
ગુણ સાથે નહિ યોજના, સ્પર્શે નહિ પંચભૂત! ગરવા૦
અખિલ જગત ગુરુમાં રહે, અને ગુરુ રહે નિરધાર જી!
અન્ય આશ્રિત નહિ ગુરુ વિષે, એ તો રહે પરાને પાર! ગરવા૦
એ આશ્ચર્ય ગુરુનું ઘણું, જે અરૂપીને અણુલિંગ જી!
સ્વભાવે સાક્ષી તે સદા! પ્રતિબિંબ પાંચે રંગ! ગરવા૦
સામર્થ્યે સઘળે રહે, અને સ્વયં રહે સંત પાસ જી!
ત્યાં મેળાવો **અખા** માહરો, એ તો સ્વયં મળે અવિનાશ! ગરવા૦

૯

ગોળી રે આપી જ્ઞાનની, અમને વૈદ્ય મળ્યા ગુરુદેવ. ટેક
પંચવિષયનો રોગ ભારી, ને બગાડ્યું શરીર સાર;
અમને ગુરુ મળ્યા પરમાર્થી રે, નાડી જોઈને કર્યો નિસ્તાર. ગોળી રે૦

નામ નસ્તર મૂકિયાં, ને માંય ઓસડ વાટ્યાં વૈરાગ્ય;
ચરી પળાવી રહેણી રાત–દિવસની રે, તેમાં કણુએ ન લાગે ડાઘ. ગોળી રે૦
અનુભવ ઓસડ આરામ થવા, ને ધ્યાન ધનંતર વૈદ;
પંચરોગ મટી નીરોગી થયા રે, પછી અમર રહ્યા અદ્વૈત. ગોળી રે૦
શૂન્યમાં મહાશહેર વસાવ્યું, ને વસ્તી કીધી ઉજ્જડ;
કાળ ઊભો સ્તુતિ કરે, પછી જખ મારે જમજાળ. ગોળી રે૦
બ્રહ્માનંદનો ભ્રમ ભાંગીને જાગ્યો અનુભવસાર;
અમર રહ્યો એમ આત્મા રે, તેનો જન્મમરણ ટળી જાય. ગોળી રે૦

## ૧૦

જાવું તે સદ્દગુરુને શરણે, જે પ્રત્યક્ષ પ્રમાણે પ્રીછવે!
બોલે નહિ આવરણે! જાવું તે સદ્દગુરુને શરણે. ટેક
હું–તું જો હમણાં ટળે, તો આગે છે એવું;
જીવને યથારથ ઊપન્યું કોઈ નવ હોતું તેવું. જાવું૦
વસ્તુ વિષે કાંઈએ કહેવા નથી, જોતાં ગુરુની દૃષ્ટે;
નામ, રૂપ, ગુણ, કર્મ જે, તે થયું નથી સૃષ્ટે. જાવું૦
જાય મિથ્યા ને મિથ્યાપણું, સત્ ભાસ્યું સર્વે!
જેને ઊપજે કામના, તેહ લાગ્યાં કરવે! જાવું૦
અણુલિંગી ઉપદેશ તે, અણુલિંગી આપે!
બીજા તે બીજું વદે! જીવ જાડા રે થાપે. જાવું૦
એકમેવ અદ્વૈત તે ત્યાં વચન નહિ લાગે;
તન–મન કૃત્ય ત્યાં નવ ખપે, એક અનુભવ જાગે. જાવું૦
મહાકલા છે મહાપુરુષની, જો આપોપું ઊગે;
સ્વે સંવેદ્ય શ્રી ગુરુ કહે, પણ કોઈ એક પૂગે. જાવું૦
સમજતાં સ્વામી મળે, જો ગુરુલક્ષ લેવાય;
ઉગ્ર બુદ્ધિ જાણે **અખા**, જો અણુચવ્યું ગાય. જાવું૦

૧૧

જીત્યો ત્યારે જાણજે રે હાં, આ હું હું કરે છે અહંકાર જી!
એ કાળના તું કટકા કરજે ને! માથું કાઢે તો દેજે માર. જીત્યો૦
ધર્મના ધનુષ્યે દયાની પણછે, ભજન-ભલકારે સાર જી;
સતની સમશેરને ક્ષમાની ઢાલ લઈ, ઝૂઝજે જેમ ઝુઝાર. જીત્યો૦
પ્રેમનું બખ્તર નખ-શિખ પહેરજે, વાગે નહિ કોઈ ધાર જી;
રામનામનું સમરણ કરશે, તો જીતશે ધણી દરબાર: જીત્યો૦
શીલની બંદૂકે સંતોષ-દારૂ ભરી, જ્ઞાનગોળો છે સાર જી;
માર મમતા, કાઢી સંશય, સમજીને ખેલજે શિકાર: જીત્યો૦
વસમી છે વાટ ને ઊતરવો ઘાટ, જેમાં હરખ-શોક છે અપાર જી;
જગત જળી જેમાં રહ્યું બળી, એનો ડાઘ ન લાગે લગાર. જીત્યો૦
શામ છે સામાને, મેલ મનના ભામા, તું છોડીશ મા એક તાર જી;
ભગત-જગતમાં ભળી શમ્યા જેણે હાથ કર્યું એ હથિયાર. જીત્યો૦
જ્ઞાનઘોડે, સાચ દોડે, તે પર થાવું છે સવાર જી;
ભૂતનાથચરણે ભણે **અખૈયો** આ ખેલ છે ખાંડાની ધાર. જીત્યો૦

૧૨

જી રે! આજ આતમ ઓળખાવિયો;
સદ્‌ગુરુજીએ કીધી સા'ય જી રે! આજ૦
પરવૃત્તિ મુકાવી રે પરહરી, નિરવૃત્તિ હેરાવી હાર. આજ૦
સદ્‌ગુરુજીએ મંત્ર જ આપિયો, મારા કર્ણદ્વાર-મોઝાર. આજ૦
ગુરુજ્ઞાન-દીપક કર્યો ગોખમાં, મારા હૃદયકમળની માંય. આજ૦
ઊગ્યો અનુભવ-અર્ક રે આતમા; દીઠો ઝળહળ રૂપ અપાર. આજ૦
કામ-ક્રોધ-કલ્પના સઘળી ટળી, છૂટયા વિષયતણા વિકાર. આજ૦
મોહ,મૃગજળ, માયા ને મમતા, છૂટ્યા સ્વમતણા રે આચાર. આજ૦
દિલે દરસી દયા ને દીનતા, જ્ઞાન, ભક્તિ, વિવેક, વિચાર. આજ૦
સત્સંગ, સંતોષ ને શીલતા, દઢ દયા ધીરજ ઘણી ધાર. આજ૦
રાખ્ય આશરો અક્ષરનો અખા, જે છે બાવનથી વળી બા'ર. આજ૦

## ૧૩

તે હું જાણિયો રે, જે જાણનહારો સ્વે આપ જી;
પ્રપંચ સઘળા શમી ગયા, ત્યારે આપમાં જાણ્યો વ્યાપ. તે હું૦
**સોઽહં** તે જ **સ**નાતન, જ્યાં નિગમ રહ્યા બળ હાર જી;
હું જગત જગ મુજ માંહે, હું નિર્ગુણ ગુણભંડાર. તે હું૦
અનલ, અનિલ, આકાશ, અવનિ આપ મુજ માંહે;
સત, રજ, તામસ સાયરા, એ તો હું નહિ પ્રાયે. તે હું૦
શબ્દ, સ્પર્શ, રસ, રૂપ, ગંધ, પાણિ, પાદ, ગુદા, લિંગ;
ચલન વલન ચેતનતા મારી હું નાવું કોઈને અંગ. તે હું૦
નેત્ર, શ્રવણ, નાસા, ત્વચા, જિહ્વા, મન, બુદ્ધિ, ચિત્ત અહંકાર જી;
જીવાત્મા, પરમાત્મા તે હું, પણ બાંધ્યો નહિ કહેવાય. તે હું૦
ભૂમિ, વરુણ, રવિ, દિગ, મારુત; ઇંદ્ર, વિષ્ણુ, મૃત્યુ બ્રહ્માય;
સંકરષણ, વાસુદેવ, પ્રદ્યુમ્ન; અનિરુદ્ધ સઘળું મુજ માંય. તે હું૦
ઉત્પત્તિ, સ્થિતિ, લય, પ્રકૃતિ-પુરુષ એ **તત્ત્વમસિ** પદ જોતે;
**અ**ખાનું ઓચરવું એ પણ સ્વે પોતાનું પોતે. તે હું૦

## ૧૪

ધન્ય રે વહાલા તારે ઘૂંઘટે, કોઈ પાર ન પામે;
કંઈક જોઈને વિસ્મય હુવા, કંઈક લાગ્યા છે ભામે. ટેક
વહાલા શા સરખો તુજને કહું, નહિ રૂપ ને રેખા ?
તુંને ઉપમા દેવા કંઈ નથી, નહિ વર્ણ ને વેખા. ધન્ય૦
સ્થૂલ કહું તો ક્યાં લગી, મન વાણી ન જાયે;
સૂક્ષ્મથી સૂક્ષ્મ ઘણું, પરમાણું ન થાયે. ધન્ય૦
દીર્ઘ નહિ, લઘુ નહિ, અધ ઊર્ધ્વ ન કહેવાયે;
દેશકાલ વસ્તુ નહિ, એમ વેદ જ ગાયે. ધન્ય૦
અજરાઅમર અછેદ્ય તું, વહાલા, વચને ન આવે;
સદા સદોદિત ઝળહળે, અવિગત જ કહાવે. ધન્ય૦

વહાલા કહું; નિર્મળ તાહરી કંઈ રમત જ ન્યારી;
વેશે વહેવારે જે વાધશે, તેની બુધ્ધ જાયે હારી. ધન્ય૦
હું અકર્તા રે વિલસ્યો, તારું સામર્થ્ય પ્રૌઢું;
જો, તે પૂરું તો પડે, જો વસમું હોય થોડું. ધન્ય૦
એમ વિચારી જોયું આપે, આપું હરિમાંહે ખોયું;
સમવિષમતા રહી ગળી, ધામ મૂળનું જોયું. ધન્ય૦

## ૧૫

નાવે ગુણે નિર્ગુણકી બાતે, આપે આપ આનંદ કેવળ રસ;
આપ બન્યો હે અપની ઇચ્છા તે, નાવે ગુણે નિર્ગુણકી બાતે. નાવે૦
જ્ઞાન કથી કથી હારે જ્ઞાની, ભક્ત ભજી ભજી હારે ગાતે;
ત્યાગવૈરાગ કરી કરી થાકે, પ્રગટ ખેલ ન આવત ધાતે. નાવે૦
એહિ ચરજ બૂજે કોઈ જ્ઞાની, કયા જાને કોઈ ભેદુકી જાતે?
જેસે વજ્રકો વેધે વજ્રમણિ, ઓર ન ટકે કોઈ બાત બનાતે. નાવે૦
ક્યારે કહું બનત નાહીં કહતે, અકથ કહાની લખી ન જાય પાતે;
પ્રગટ પ્રમાણુ હજુર હથોહથ, વોહિ બિરાજે નાહીં **અખા** તે. નાવે૦

## ૧૬

નૂરતસૂરત ચાલી શૂન્યમાં મહા ધૂન્યમાં મોહી જી;
દેવચક્ષુ થઈ દો જણી કળા કારમી જોઈ જી. ટેક
નૂરીજન આગે નટડી, નિરાધારે ખેલે જી;
સૂરત ન ચૂકે સુંદરી, ધરણી પાવ ન મેલે જી. નૂરત૦
તખ્ત ત્રિવેણી ત્યાગી કરી, ગુરુગમ પર આઈ જી;
નાથજી આગે નૃત્ય કરી, પદ અમર લખાઈ જી. નૂરત૦
ગગનમંડળના ગોખમાં, અનહદ નાદ ઘુરાયા જી;
માવો વગાડે મીઠી મોરલી, અનભે ઘર પાયા જી. નૂરત૦
ઓહંસોહંની સીડીએ સન્મુખ ઊભા છે સ્વામીજી;
**કહે અખો** ગુરુના દેશમાં, આપોઆપ અનામી જી! નૂરત૦

૧૭

હું તો લળી લળી લાગું પાય, અખંડપદરાય! નિગમ નેતિ ગાય!
વારી જાઉં વારણે. ટેક
પુરુષોત્તમ–પરબ્રહ્મ પૂરણું, પ્રગટિયા જુગમાંય;
સદ્‌ગુરુરૂપે શોભતા રે, જિજ્ઞાસુની ગ્રેહવા બાંય. વારી૰
અધમ જનને ઓધારવા, કર્યાં પાવન પગલાં સાર;
ભવસિંધુથકી તારતાં રે; તમને ક્ષણુ નવ લાગી વાર. વારી૰
દર્શનથી દુષ્કૃત ટળે, પરસંતાં પાવન થાય;
નિજાનંદ સુખ ઊપજે રે, આવરણુ–અવિદ્યાનાં જાય. વારી૰
પૂરણુ પુણ્ય હોય પાછલાં, નિત્યનિમિત્ત હરિધ્યાન;
અનેક જન્મને આદરે રે, તેને પ્રગટ મળે ભગવાન. વારી૰
સકળ તીરથનું તીરથ એ, સદ્‌ગુરુ દેવના દેવ;
ધન્ય ધન્ય એ નરનારને રે, કરે મનકર્મવચને સેવ. વારી૰
બ્રહ્મા લિયે અતિ ભામણાં, શિવ–સનકાદિક ગાય;
વિષ્ણુ ને વલ્લભ ઘણા રે, મહિમા મુખે કહ્યો નવ જાય. વારી૰
મંદ જન મર્મ નવ સમજે, વર્ણાશ્રમની આડય;
ત્રિગુણમાં તાણ્યો ફરે રે, બાંધી જીવપણાની જાળ. વારી૰
કહે **અખો** એ અવિચળ પદના સદ્‌ગુરુ દાતા સોય;
કાળજાળમાં આવે નહિ રે, ફરી જન્મમરણુ નવ હોય. વારી૰

૧૮

પ્રભુ છે પ્રીછમાં રે, કાંઈ ભેદુ જાણે ભેદ જી;
જે બોલે ચાલે સાંભળે, જેને નિત્ય વખાણે વેદ. ટેક
અળગો આતમા બોલીએ, અને સ્વર્ગ, મૃત્યુ, પાતાલ જી;
તોય પ્રત્યક્ષ ન પામીએ, જેમ બ્રહ્મા ભમ્યા નાલ. પ્રભુ૰
જેમ હીરો હીંડે ખોળતો, તે જોત જોવા જાય જી;
તેજ તારી આંખમાં, જો મેલ પાછો થાય. પ્રભુ૰

જાણપણું જે જીવનું, તે એ જ અંત ને આડ જી;
સ્વામી તો સ્વે સળંગ છે, આકાશમાં ન હોય વાડ. પ્રભુ૦
જેમ સૂરજ આગળ રત્નની, કીજે આભૂષણરૂપણી ઓડ જી;
તોય દેખાડે મલિનતા, નિજ કાન્તિમાંહે હોયે ખોડ. પ્રભુ૦
હું નહિ તું નહિ, તે નહિ, એવું તે તેમનું તેમ જી;
મહાતિમિરમાંહે માનવી, નિજ અંગ ન દેખે એમ. પ્રભુ૦
રામ તારકમંત્ર એહ, તે સૃષ્ટિ અભાવનો લક્ષ જી;
વસ્તુએ વસ્તુ મળી જવું, જેમ લવણ અંબુમાં અલક્ષ. પ્રભુ૦
સ્વયં રામ તે આતમા, પણ મૃત્યુ કામ ને કાજ જી;
વસ્તુએ વસ્તુ થઈ જવું, પામવું અવિચળ રાજ. પ્રભુ૦
એ વિદેહના વચન **અખા**, તે વિદેહી ધારણહાર જી;
પદ જાણીને પ્રીછજો, એ તો વાણી રહિત વિચાર. પ્રભુ૦

## ૧૯

બ્રહ્મરસ તે પિયે રે, જે કોઈ આપ ત્યાગી હોય જી;
ભ્રમણામાં ભૂલે નહિ એવા તે વિરલા કોક. બ્રહ્મરસ૦
કેસરી રણમાં સંચરે અને હોંકારે મહાવીર જી;
તે ગર્જનાએ ગજરાજ ત્રાસે, પણ સિંહણ ન છોડે ધીર. બ્રહ્મરસ૦
શૂરા તે રણમાં સંચરે, જેના ધડ પર ના હોય શિષ જી;
ધાર અણીથી ધડકે નહિ, જેને રોમેરોમ જગદીશ. બ્રહ્મરસ૦
સાત સાયર સે'જે તરે, જેમ એક અંજલિ નીર જી;
બૂડે નહિ તે બિરદ બાંધી ત્રિવેણીને તીર. બ્રહ્મરસ૦
સિંહણનું દૂધ જીરવે, જે હોય સિંહણનું બાળ જી;
શુદ્ધ કનકના પાત્ર વિણ, તે ફોડી નીસરે બહાર. બ્રહ્મરસ૦
પૂરા પરમારથી જાણવા, જે સમદર્શી હોય સંત જી;
કહે **અખો** મહાતેજમાંહે, તે મળી રહ્યા મહંત. બ્રહ્મરસ૦

## ૨૦

ભાઈ રે બ્રહ્મભાવ તે આણો, સ્થિર પૂરણ એક આતમા;
સઘળે પ્રમાણો, સંતો રે બ્રહ્મભાવ તે આણો રે હો જી. ટેક
બ્રહ્મભાવ આણ્યા વિના, અનુભવ નહિ વાધે;
અનુભવ ત્યાં હું-તું ટળે, એમ વસ્તુ લાધે રે હો જી. સંતો૦
વસ્તુમાં અસ્ત જ પામિયે, એ સાધન છે સાચું;
લહે લાગ્યા વિના જાણજો, એ સર્વે કાચું રે હો જી. સંતો૦
શૂન્યમંડળમાં સ્વામીને, જુઓને જમલો;
નાથ નીરખતાં નેત્રથી, જાય દ્વૈતનો કમલો રે હો જી. સંતો૦
દ્વૈત સહિત અદ્વૈતનો, અનુભવ નહિ આવે;
વસ્તુ વિચારી લેતાં, મન સહેજે સમાવે રે હો જી. સંતો૦
જનક, સનક, શિવ, શેષનો, અંતરનો એ આસે;
રામ, કૃષ્ણ, વસિષ્ટ જે, તેમાં રહ્યા વાસે રે હો જી. સંતો૦
તન તપાસી દેખીએ, સદ્‌ગુરુને નેણે;
જડતા જીવ ત્યારે ટળે, મહાપુરુષને વેણે રે હો જી. સંતો૦
માગતાં તેજ માનવી, જો હોયે અલોકે;
**અખે** તે ઉરમાં ગ્રહ્યું, જે કહ્યું ચતુઃશ્લોકે રે હો જી. સંતો૦

## ૨૧

ભાકસી ભ્રમની રે, ભાઈ પડી સર્વ સંસાર;
ત્રણગુને વિશ્વ બંધાણું, તે કેમ ઊતરશે પાર? ટેક
જોગ લીધો પણ જુક્તિ ન આવી, પડી તે જાણો એ પેડ;
પહેલા ભાકસી ભોગવતો, પછી પડી તે પગમાં હેડ. ભાકસી૦
અડસઠ તીરથ નાહેધૂવે, પ્રાણી સાચવે સર્વે આચાર;
નાણાંદોષાનું છાટ ઘણેરું, તેથી નથી નીસરતો બહાર. ભાકસી૦
કમાડ આડાં કપટતણાં, અજ્ઞાને ઢાંક્યાં એમ;
તાળું તેને ત્રિગુણ કેરું, તે કૂંચી વિના ઊઘડે કેમ? ભાકસી૦

કળાકૂંચી સદ્‌ગુરુતણી, જેને લાગી હોય લગાર;
કમાડ ખોલી ખડકીતણું, એ તો ઠેકાને નીસર્યો બહાર. ભાટસી૦
બહાર નીસર્યો ત્યારે બુદ્ધિ આવી, ને કાટયા કરમના પાશ;
કહે **અખો** એને પાંખો આવી, તે ઊડી ચાલ્યો આકાશ. ભાકસી૦

## ૨૨

મહામતવાળા શ્રીરામ જના, ચઢી ગયો ચિત ચિત આપન આપો;
સો ફરી ન ઊતરત કોઈ દિના, મહામતવાળા શ્રીરામ જના. મહા૦
સાધી સૂતર નિરતકી નિશ્રે', આપ ન દેખત ઓર તના;
નિરાધાર ધરની ન ધારે, ચિત્ત ચિદ્‌રૂપ ભયા અપના. મહા૦
અજબ કળા અચાનક ઉપની, પાર બ્રહ્મરસરૂપ મના;
પ્રપંચ પાર સેવક ન સ્વામી, એક નહિ કોન કહેજે ધના. મહા૦
સ્વમ સાખ દેત નહીં કોઈ, જાગ્રતમેં સબ હોત ફના;
અપને બળ ઊડત જ્યું પંખી, **અખા** આધાર નહીં જ્યું અના. મહા૦

## ૨૩

મર્મ સમજ, હે મનવા મેરા! **સો** મેં સમાસ હોવે તબ તેરા;
મન જગતકા ધારણહારા, મન મૂવે નીવડે સંસારા. મર્મ૦
ચૌદ લોક તે રહ્યાં હય મનકો, તો તે મન પાવત બંધનકો;
મન મૂવા તબ રહે એક રામા, ઇહ પરલોકકી ભાગી કામા. મર્મ૦
મન મૂવા પીછે રહે જે મનવા, સો હરિરૂપ જાણી જે જનવા;
કહે **અખો** કછુ રહ્યા નહિ બાકી, જબ હિકમત બૂઝી ઘરવાકી. મર્મ૦

## ૨૪

રમત રામની રે! માંહે રમણહારો રામ જી;
તુજ સ્વામી તુજ સેવક વચ્ચે વિશ્વકેરું નામ. રમત૦
મચાણો તું મહારાજ જી રે! રચાણો ચારે ખાણ જી;
ત્રૈલોકે નામ તે તાહરું! તું નર, નપુંસક, નાર. રમત૦

બહુપગો ને પાંગળો ! બે, ચાર, છ, કે આઠ જી;
કિયાં પગાળો, કિયાં અણુપગો, એવો વાંકો વસમો ઠાઠ. રમત૦
કિયાં અધમુખો, કિયાં ઊંચા મુખો, કિયાં બેઠો બારે કાળ જી;
ઊભો ફરતો શ્રી હરિ ! કિયાં વૃદ્ધ, જોબન ને બાળ. રમત૦
એમ ભર્યો તું ભગવાન ! અને આવું હાલું અમથું જાળ જી;
કિયાં વૈરાટ, કિયાં વામણો, કિયાં ક્રૂર વળી કૃપાળ ! રમત૦
દીન-દુર્બળ-બિહામણો, વળી સર્વોત્તમ આનંદ જી;
સઘળી પેરે પિયુ તમે, એમ જોતાં ના મળે દ્વંદ. રમત૦
વેદાંત જે વદતું હતું, સમદૃષ્ટિ અનુભવ લક્ષ જી;
બ્રહ્મપદની સાધના સાધતાં, પ્રીછ્યો પૂર્વપક્ષ. રમત૦
હું નહીં ને તું નહીં એવું સરખું પદ સ્વે વ્યાપ જી;
જે જેમ હતું તે તેમ થયું, એવું **અખો** સમજ્યો આપ. રમત૦

૨૫

વચન વાંલાતણાં રે, એવાં જીવપણાં રસરૂપ જી;
જેણે ભ્રમ-બોરિંગ ઊતરે, એવાં સબીજ સત્‌સ્વરૂપ. વચન૦
જેમ મારણવિદ્યા સંજીવની, તે વચને કરે પ્રવેશ જી;
તેમ વચનદ્વારે ગુરુ વર્યા, ત્યાં દ્વૈત નહિ લવલેશ. વચન૦
બાહેર કે અંતરે રહ્યો, એવો જીવે કળ્યો નવ જાય જી;
ઘટ-મઠ સઘળે ભર્યો, એ તો શરીર વિના સર્વ થાય. વચન૦
ક્યારે બોલે નિજ ઘર રહી, અને ક્યારે બોલે પરપંચ જી;
પણ વચન સમજે ગુરુતણાં, તેને ન લાગે માયાનો અંચ. વચન૦
મુજમાં આવીને માનિયો, ગુરુએ કહ્યો ગુરુ ભાગ જી;
ત્યાં **અખે** સાગર ઊલટિયો, નહીં રાગ, નહીં વૈરાગ. વચન૦

૨૬

વસ્તુને વિશ્વનો કશો નથી અંતરો, અંતરદષ્ટે અવલોકી જોજો;
એ અટપટો ખેલ જોનાર ભક્તો ભજો, એહને ઇચ્છો તો આપ ખોજો. ૧૦

જેમ કૃષ્ણને કુમાર જાણી જશોદા રહી, તેહને બ્રહ્મા–શિવે બ્રહ્મ જાણ્યો;
તેમ વિદ્વજ્જન વિશ્વને વસ્તુ જાણી ભજે, વિષમતા તણો ભેદ નાણ્યો. વ૦
વહ્નિદર્શીનું દૃષ્ટાંત જોજો તમો, અગ્નિ દેખીને જે દૂર નાસે;
ચકોરની દૃષ્ટે તો અનલ આવે નહીં, અમૃતપ્રાય કરી તેજ ગ્રાસે. વ૦
જો રે જાણો તો ભાઈ સ્વે શિવરૂપ છો, ભૂપ થઈ ભ્રમભેદ ભાંજો;
વસ્તુનો ઓજ સર્વ વિશ્વ વ્યાપી રહ્યો, સમરસ થઈ તમો મધ્ય બિરાજો. વ૦
દેહધારી સર્વ દેહ દેહ દેખશે, વિદેહીને સર્વ તે વસ્તુ ભાસે;
અંતરદૃષ્ટે અવલોકી જોયું અખે, જાગ જમલો નહિ કોઈ પાખે. વ૦

## ૨૭

વીરા રે વસ્તુ લેજો વિચારી રે હો જી!
આકાશથી આઘેરું ચાલવું, શું એદા છો હારી? વીરા રે૦

પવન, તેજ ને પૃથ્વી, આકાશ ને અંબુ;
એ પાંચેનો ભાગ સમાવતાં, શેષ રહે તે સ્વયંભૂ રે હો જી. વીરા રે૦

વાદવિવાદ ના કીજિયે, આદરમાં રહિયે;
ચતુરપણે ઘણું ચૂકિયે, મૂળગેથી જઈએ રે હો જી. વીરા રે૦

સૂક્ષ્મથી સૂક્ષ્મ થતાં, આવે વસ્તુનો છેડો;
ગુણ વડે ગરવો થતાં, ઊલટો જાયે હેઠો રે હો જી. વીરા રે૦

ગુણાતીત ગોવિંદ છે, ગુણથી કેમ પામે?
શિલા સહિત તરી જવું, જેમ આરે રે સામે રે હો જી. વીરા રે૦

આપ સમાવો રે વ્યાપમાં, વ્યાપમાં આપ ગાળો;
અણુલિંગે, લિંગ લય કરી, એમ આપ જ ટાળો રે હો જી. વીરા રે૦

અણછતું થાયે છતું, છતું તે લીન થાયે;
સગપણ જે સ્વપ્નાતણું, જેમ જાગેથી જાયે રે હો જી. વીરા રે૦

ભૂત અધ્યાસી ભવ ભમે, ચેતન ચિત્ત ધારો;
શબ્દાતીતને ઓળખો **અખા**, જે બોલણહારો રે હો જી. વીરા રે૦

૨૮

શબ્દાતીત નિગમ મુખ ગાવે, સોહંમેં હમ-હમ ભીતર બોલે;
જાકો જોગેશ્વર ધ્યાન ધરત હય, શબ્દાતીત નિગમ મુખ ગાવે. શબ્દા૦
ઉપનિષદ કહત આનંદમય! પ્રકૃતિ-પાર પંડિત બતાવે;
જાકું રટત હય મહા મુનિશ્વર, સો જ્ઞાની ઘર બેઠહિ પાવે. શબ્દા૦
કોઈ તપ, તીર્થ, વ્રતાદિક રાગી, કો જમના બૃંદાબન ચાયો;
કોઈ ક્ષીરસાગર બહુ વિહ્વાદી, સોઈ સાધનસે સાધ્યો ન જાયો. શબ્દા૦
જૈસે પારસ સ્પર્શે ધાતનકું, સોહિ સિંધુ સહ નાવતુ નાયો,
કહે અખો એહિ અકથ કહાની, નહિ કછુ પાયો નાહીં ગુમાયો. શબ્દા૦

૨૯

શાં શાં રૂપ વખાણું, સંતો રે, શાં શાં રૂપ વખાણું ?
ચંદ્ર ને સૂરજ વિના મારે, વાયું છે વાણું. સંતો૦
નેનાં રોપ્યાં નિજ ધામમાં, વાજાં અનહદ વાજે;
ત્યાં હરિજન બેઠા અમૃત પીએ, માથે છત્ર વિરાજે. સંતો૦
નરતસૂરતની શેરીએ, અનભે ઘર જોયું;
ઝિલમિલ જ્યોત અપાર છે, ત્યાં મુજ મન મોહ્યું. સંતો૦
વિના વાદળ વીજળી, જળસાગર ભરિયું;
ત્યાં હંસારાજા ક્રીડા કરે, ચાંચે મોતીડું ધરિયું. સંતો૦
માનસરોવર ઝીલતાં, તું તો તારું તપાસે;
તેની તીરે વસે નાગણી, જાળવજે નહિ તો ખાશે. સંતો૦
ઝગમગ જ્યોત અપાર છે, શૂન્યમાં ધૂન્ય લાગી;
અખો આનંદ શું ત્યાં મળ્યો, ભવ ભ્રમણા ભાંગી. સંતો૦

૩૦

સમજણ વિના રે સુખ નહિ જંતને રે, વસ્તુગતિ કેમ કરી ઓળખાય?
આપમાં વસે છે રે આપનો આત્મા રે, તેણે કાંઈ જીવપણું નવ જાય. સ૦
રવિ રવિ કરતાં રે રજની નહિ મટે રે, અંધારું તો ઊગ્યા પૂંઠે જાય;
હદે રવિ ઊગે રે નિજ ગુરુ જ્ઞાનને રે, થનાર હોય તે સહેજે થાય. સ૦

જળ જળ કરતાં રે તૃષ્ણા ન ટળે રે, ભોજન કહેતાં ન ભાગે ભૂખ;
પ્રેમરસ પીતાં રે તૃષ્ણા તુરત ટળે રે, એમ મહાજ્ઞાનીઓ બોલે છે મુખ. સ૦
પારસમણિ વિના રે જે પથરા મળે રે, તેણે કાંઈ કાંચન લોહ ન થાય;
સમજણ વિના રે જે સાધન કરે રે, તેણે કાંઈ જીવપણું નવ જાય. સ૦
દસ મણ અગ્નિ રે લખીએ કાગળે રે, એને લઈ રૂમાં જો અલપાય;
એની અગ્નિથી રે રૂ નથી દાઝતું રે, રતિ એક સાચે પ્રલય થાય. સ૦
જીવપણું મટે રે અનહદ ચિંતવ્યે રે, એ તો વાણી રહિત છે રે વિચાર;
જે જે નર સમજ્યા રે તે તો ત્યાં શમ્યા રે, કહે **અખો** ઊતર્યા પેલે પાર. સ૦

### ૩૧

સમસ્યા સંતની રે, પરબ્રહ્મ પદનું રે દ્વાર;
સમજતામાં સ્વેજ થઈએ, એવો તે બ્રહ્મવિચાર. ટેક
મહારાજ બેઠા માળિયે, તે અધિકારે ઓળખાય;
આંગળીએ ઓળખાવતાં, તે નર અપરાધી થાય. સમસ્યા૦
પ્રતાપ દેખી પરવરો જો, ઓળખવા છે ઈશ;
જ્યાં જેવો ત્યાં તેવો થાયે, ચેતન બ્રહ્મ જગદીશ. સમસ્યા૦
જેમ ધેનુ કાળી, કાબરી, ધૂંખળી ધોળે વાન;
કપાતે તરણી કાળપૂંછી, રાતડી ચાલી રાન. સમસ્યા૦
તેના ધણીનાં દર્શન વિષે, તે એંધાણે ઓળખાય;
તેના પયતણું પારખું કરતાં, બુધ્ય તે બૂડી જાય. સમસ્યા૦
સ્થાવર–જંગમ લક્ષ–ચોરાશી, દેવ, દાનવ, નર, નાગ;
ત્રિગુણકેરા ઘાટ નાના, મહા માયા કેરા ભાગ. સમસ્યા૦
તેની ચેષ્ટા, ચપળતા, ચરિત્ર નાના, તેને જોતાં ભૂલે જંત;
તે કાર્ય જોતાં કારણ ભૂલે, જેમ માળા વિષે તંત. સમસ્યા૦
નામ, રૂપ નરને વિષે, જેમ ધાતુ ઉપર મહોર;
ધાતુઠામે બ્રહ્મ જાણો, માંહે નાના નામ અંકોર. સમસ્યા૦
તેને દેવદષ્ટે નીરખતાં, તે અધિક ન્યૂન ન થાય;
ગુણવાદી ગામ નામ ઠામે, તે દ્વૈત જોઈ ડેકાય. સમસ્યા૦

નામે તે વિગત વસ્તુમાંહે, કોઈ જાણે વિરલા સંત;
ભક્તિ–વૈરાગ્ય આસને તે બેઠા, શોભે મહંત. સમસ્યા૦
જેમ રાયની આણ સહુને વિષે, પણ રાયને ન આણ;
**અખા** સમજતાં અર્થ થાય, પહોંચે પદનિર્વાણ. સમસ્યા૦

## ૩૨

સહેજે સમી ગયા રે ભાઈ વિધિનિષેધ વ્યવહાર;
પાંચ ભાગે પદ કીધો, ત્યારે જાણ્યો જાણણહાર. ટેક
ભ્રમભય ભાગી ગયો રે, પાપપુણ્યનો નાશ;
આશા–તૃષ્ણા આથમી, ત્યારે નહિ સ્વામી નહિ દાસ. સહેજે૦
જન્મમરણનાં ઝાંઝવાં રે, જો તે દેખી જાગ;
પવન–પાણીનો કોયડો, માંહે સોખેપોખે આગ. સહેજે૦
શબ્દદોરા સૂત્રથી રે, ગૂંચાણું માંહે જાળ;
કળાકાતરણી ગુરુતણી, તેણે કાતર્યાં તત્કાળ. સહેજે૦
ઘેન ઘેર્યો, દેખતો રે, તેણે તાણી કાઢ્યો તાગ;
અર્ક ઊગ્યો જ્યારે આતમા, ત્યારે નહિ દોરડી નહિ નાગ. સહેજે૦
ઉપર ટાળો આ કળા રે, નિરાલંબી વાત;
જીવ ખોઈને જીવવું, એવી નગાત રમવી ઘાત. સહેજે૦
આદર તો અક્ષય સદા રે, અધ્યારોપે જાણ;
પરમ પદની સાધના, એ તો પરમારથ કરી માન. સહેજે૦
અનળ પંખીનો ઇંડવો રે, ભૂલ્યો ન આવે ભોમ;
અણછતો **અખો** ઓચરે, જેને વાસ વસાવો વ્યોમ. સહેજે૦

## ૩૩

સમજી સિદ્ધાંતને સાર ગ્રહી થા સુખી, બેસ પૂરો થઈ નિજ લાભે;
ઉત્તમ ને મધ્યમ વાણી બહુ વિશ્વમાં, તે ભોમવિકાર નહિ લાગે આભે.
પિંડ ને પિંડના કૃત ઊભાં હશે, ત્યાં લગી દેખશે લોક દેહને;
નિંદા ને સ્તુતિ સરખી ચાલે વિશ્વમાં, રખે રે મન તું વળગ તેને.

નિર્ગુણ કથતો કબીર બહુ પરભવ્યો, સગુણ ગાતો નરસિંહ મહેતો;
સત પાળતો રાજા હરિશ્ચંદ્રને દમ્યો, પ્રહ્‌લાદ પીડ્યો બહુ વૈષ્ણવ કહેતો.
ભક્તિ જે આદરે તેની વિશ્વ નિંદા કરે, ભક્તની જગતની રીત અવળી;
પયપાન કરાવતાં જેમ વચ્છ ગૌને દમે, એમ જગતની રીત ના હોય સવળી;
એકલો ભક્ત તે જગત નિર્મળ જુએ, ને જગત ભક્તના દોષ થાપે;
એ માયાવિલાસ તું જાણી રહેની અખા, વસ્તુ વિચાર કર નાવે માપે.

૩૪

સાધુ મારા ભાઈ રે હાં પ્રેમને ભલકે લડિયે રે હો જી.
મનને મારીને મર્દન કરીએ, કાંઈ એક જરણાંને જરીએ રે;
શિલ–સંતોષ ધારણ ધરી, સંતોના ચરણુંમાં વસીએ રે હો જી. સાધુ૦
આયુધ બાંધી ના થઈને આકળા, સધીરા સધીરા રે ચાલીએ રે;
દિલ રે સામાં ડગલાં ભરી, ભૂપતશું રે મળીએ રે હો જી. સાધુ૦
શિષ રે પડે વીરા ધડ લડે, શૂરા ભડ સાથે ભડીએ રે;
રહેવું કાજળતણી કોટડી, ડાઘ અડવા ન દઈએ રે હો જી. સાધુ૦
ઘીનો ઘડો રે અગ્નિ ધરીએ, પરજળવા ન દઈએ;
પાંચે તો કળાઓ માંહેલી વશ કરીએ, છૂટે છેડે ફરીએ રે હો જી. સાધુ૦
સત્યની કમાનો ચડાવીએ, નવસર કસી ભેળાં કરીએ;
વામ રે ભરીને ભલકો મારીએ, માંહેલાને મારીને મરીએ રે હો જી. સાધુ૦
કુરુક્ષેત્રમાં એમ લડીએ, કેસરિયાંને કરીએ રે;
શિર સાટે સદ્‌ગુરુ મળે, તેનો ધોખો ના ધરીએ રે હો જી. સાધુ૦
સ્વર્ગનાં સામૈયાં સંતો આવિયાં, ત્યાં તો અવસાન કળીએ રે;
ભૂતનાથચરણે અખો ભણે, તેજમાં તેજ થઈ મળીએ રે હો જી. સાધુ૦

૩૫

સંતો ભાઈ રે હાં, સ્વયં પદ તે સાચું રે હો જી;
સહજ શૂન્ય શમ્યા વિના, જાણો સર્વે કાચું રે હો જી. ટેક
કાચું મન એવું જાણવું, જેવો અધ–કાચો પારો;
શુદ્ધ નિરાશ થયા વિના, નવ હોય નિસ્તારો રે હો જી. સંતો૦

જોગ, જગન, તીરથ, વ્રત – એ કૃત્ય છે મનનું;
મન ઊગે સર્વે ખરું, મન બીજ છે તનનું રે હો જી. સંતો૦
બીજ બળે નહીં જ્યાં લગી, ત્યાં લગી ઊગે;
થયાને સ્થિરતા નહીં, ફરે તે જુગ જુગે રે હો જી. સંતો૦
અનુભવ એવો કીજીએ, જેણે મનની જડ જાયે;
મન મૂવા પછી માનવી, વસ્તુરૂપે થાયે! રે હો જી. સંતો૦
સાધન એવું રે સાધવું, અણુલિંગીની આશે;
મહાપુરુષ મુક્ત હુવા તે તો એ જ અધ્યાસે રે હો જી. સંતો૦
ખગાકાર વિના ખગ વિષે, ભાઈ રે! ન રહેવાયે;
લિંગ–ચતુષ્ટે તો ગળે! જો ખગવત થાયે રે હો જી. સંતો૦
તત્ત્વજ્ઞાની સ્વયં તત્ત્વને એણી પેરે જાણે!
અખો સમજીને ત્યાં શમ્યો, જેને વેદ વખાણે રે હો જી. સંતો૦

૩૬

સંતો રે વહેતે નવ વહીએ, આત્મા શું અવિલંબતા;
લે'માં લીન થઈએ સંતો રે, વહેતે નવ વહીએ. સંતો રે૦
અધિષ્ઠાન ઓળખ્યા વિના, સહુ પંથે પળાય;
ધ્યાતા દષ્ટે ના દેખીએ, ઘરના ઘર માંય. સંતો રે૦
જેમ ગાયજાયો ઘાણીતણો નિશદિન બહુ હીંડે;
જાણે હું અતિ આઘો ગયો, માયા મીંડેની મીંડે. સંતો રે૦
એ માયાનું મર્દપણું, અટપટું એહવું;
સૂક્ષ્મથી અતિ સાંકડું, વિસ્તીર્ણ જ એહવું. સંતો રે૦
એ અજા લિયો ઓળખી, ધાતાં ધામ ન આવે;
અંધારું ઉલેચતાં, નવ તિમિર નસાવે. સંતો રે૦
ઊંડો નવ આણીએ, દિશા દૈવની લીજે;
રાંકાં કલ્લોલ કરે કર્મથી, મહાજન નવ રીઝે. સંતો રે૦

વહેતે વહેતું દેખીએ, બેઠા જળ કાંઠે;
ફેરાણો સર્વે દાર છે, મણિ પામ્યા કંઠે. સંતો રે૦
જે જાણે તેને જાણજો, થોડે ઘણું ભાખ્યું;
લઈ શકો તો લિયો **અખા**, અજમાયા જળ નાખ્યું. સંતો રે૦

## ૩૭

સંતો રે સચ્ચિદાનંદ સ્વામી, પૂરણ બ્રહ્મ પૂરી રહ્યો;
એકલો બહુનામી, સંતો રે સચ્ચિદાનંદ સ્વામી. ટેક
ગિરિ, ગેવર, વન, વાટિકા, પૂરરૂપે પોતે;
સાગર, સરિતા, શ્રીહરિ, ભાંગ્યો ભ્રમ જ જોતે. સંતો રે૦
દેવ, દાનવ, માનવ, મુનિ, દશો દિશાએ દેખો;
અન્ય નથી કોઈ ઈશથી, એમ દ્વૈત ઉવેખો. સંતો રે૦
જગત તે જગદીશ છે, આતમ નથી અળગો;
ઊંચ-નીચ જે ભાળવું, તે તુંને ભ્રમ જ વળગ્યો. સંતો રે૦
આપેઆપ જ ઉલ્લસિયું, બ્રહ્મ પોતે ભાઈ;
વટબીજ જેમ વિલસિયું, જે રહ્યું 'તું સમાઈ. સંતો રે૦
સગુણ દ્વારા શોભવા, નિર્ગુણ છે સમસ્યા;
આદિ અંત વિચારતાં, આવે એ દશા. સંતો રે૦
તે ભકત તે જ્ઞાનવાન, તે પંડિત છે સાચા;
તે છે દેવ, ઋષિ, મુનિ, જેની બ્રહ્મમય વાચા. સંતો રે૦
ધ્યેય, ધ્યાતા એક ધામમાં, કરે બ્રહ્મ કલોલ;
આતમસિંધુમાંહે **અખા** કરો ઝાકમઝોલ. સંતો રે૦

## ૩૮

સંતો બાત બડી મહાપદકી, શબ્દ શયાન કછુ નહીં લાગત;
ઐસી સ્થિતિ બેહદકી, સંતો બાત બડી મહાપદકી. ટેક
દ્વંદ્વાતીત દ્વૈતસો ભાસે, કહા કહૂઁ કો બિધકી;
આપ અવાચ્ય વાચ્ય કરી બોલત, અજબ કલા મહાનિધકી. સંતો૦

જહાં કછુ નાહિં તાહિમેં તકિયા, હામ નહિ જહાં હદકી;
શબ્દાતીત સુર્તકી લગની, ચોજ ગ્રહી ચિદ્‌ઘનકી. સંતો૦
ગ્રાહક ઘ્રાણગ્રાહ્ય નાહિં તામે, વાણ્ય ખૂટી જહાં શ્રુતકી;
રૂપ–અરૂપી આપ **અખા** હે, બૂજ બડી એ ગદ્યકી. સંતો૦

૩૯

સંતો રે અચવ્યો રસ ચાખો, ચવ્યો ચિતમાંહે નવ ધરો;
વિચારીને નાખો, સંતો રે અચવ્યો રસ ચાખો. સંતો રે૦
જે વણસે તે ઊપજે, ઊપજે તે વણસે;
પંચ વિષેથી જે રહે પરો, તેમાં સઘ ભળશે. સંતો રે૦
માપમાં આવ્યા શાને ગણો, આપ અળગું જાણો;
જેમ દરશન સંપટ ભીણુતા, જોતા નથી બંધાણો. સંતો રે૦
પિંડ બ્રહ્માંડ છે જે વડે, નથી તે કોઈ માટે;
જેમ ભર્યું ભાંડ મૂકી કરી, એર ચુવાણી કાં ચાટે. સંતો રે૦
લીલા ગ્રહ વિશ્વનો તે વિશ્વમાં મૂકો;
અણઆયાસે પરમાત્મા, જોતાં કાં ચૂકો ? સંતો રે૦
પહેલો થાપે આપને, સાહામો થપાએ;
થાપે સ્થિર તે નવ રહે, ધ્યે'–ધ્યાતા જાયે. સંતો રે૦
તેજ ત્રિલોકી દેખીએ, તેજ તેજ ને રૂપ;
જેમ ડોળા–ચક્ષુ નિર્મળા, સરખા રંક–ભૂપ. સંતો રે૦
દૈવ દરશીનું દેખવું, **અખે** કહી મેલ્યું;
ખેચરગત ખેચર લહે, ભૂચરને દોહલું. સંતો રે૦

૪૦

સંતો ભાઈ રે સમજણકી એક બાત,
સમજ્યા સોઈ નર ફેર ન બોલ્યા;–
–છોડ દીયા સકળ ઉધમાત..... સંતો૦

આપ ન સમજે ઓરનકું સમજાવે, રાતદિવસ ગુણ ગાય;
પારકે મંદિરિયે જઈ ને જ્યોત્યું જગાવે, ભાઈ રે,
અપને ઘેર ઘોર અંધારી રાત...... સંતો૦

અજ્ઞાનીને છેડીએ તો સામા અવગુણ લઈ કરે વાત;
નુગરાને પરમોદ ન લાગે, ભાઈ રે,
પથ્થર ઉપર જેમ મારો લાત...... સંતો૦

મૂરખો શું જાણે મનખો મહાપદારથ મળિયો; ખર જેમ નાગરવેલ ખાય;
દૂધ જ પાઈ ને જેમ વશિયેર ઉછેર્યો, ભાઈ રે,
પણ મુખડાનું ઝેર ના જાય...... સંતો૦

સદ્ગુરુને બાળકે તો પારસ સ્પર્શ્યો, ભાઈ રે, પારસમણિ એને હાથ;
ભૂતનાથચરણે ભણે **અખૈયો**, હુંપદ ત્યાં નહિ મારો નાથ... સંતો૦

## ૪૧

સ્વે સદ્ગુરુ મળ્યા રે, તેનું મન પામ્યું વિશ્રામ;
જીવ થઈ ને જીવતો હવે રમે થઈને રામ. ટેક
સ્વપ્નમાં સુખિયો થઈ ને ભોગવતો બહુ ભોગ;
ચાર અવસ્થા સહિત છૂટયો, આદિ-અંતનો રોગ. સ્વે૦
આપના અંધકારમાંહે, અજાણ્યો હતો **આપ**;
પ્રાણ પ્રભુ કરી જાણતો, ઇચ્છતો પુણ્ય ને પાપ. સ્વે૦
સમાગમે સિદ્ધ ગુરુ મળ્યા, અને ટાળ્યા ત્રિવિધ તાપ;
હવે સહેજ ને સુખે રમે, નહિ થાપ ને ઉથાપ. સ્વે૦
સદ્ગુરુની જે કળા સમજે, તે તરીને બેઠા તીર;
સિંધુમાંહે રવિ રમે, તેને નિશ્ચય ન બોળે નીર. સ્વે૦
નિસ્પૃહી નિર્લેપ નિર્ગુણ, અનુભવના ભંડાર;
કહે **અખો** પરિબ્રહ્મ પૂરણ તત્ત્વ તદાકાર. સ્વે૦

## ૪૨

હરિ ગુરુ સંતે કીધી મારી સ્હાય, ઓળખાવ્યો નિજ આતમા રે;
ધીરજ દઈને બતાવ્યું નિજ ધામ, હરિ હીરો આપ્યો હાથમાં રે.
ગુરુએ મને બતાવ્યું નિજ જ્ઞાન, સમજાવ્યું મુને સાનમાં રે;
મંતર સાધ્યો મારા મંદિર માંય, કહ્યો છે મારા કાનમાં રે.
દયા કરીને ડગતું રાખ્યું દિલ, અસ્થિર મનને સ્થિર કર્યું રે;
નૂરતે-સૂરતે નીરખ્યા નિરાલંબ, એકધ્યાન હરિ સાથે ધર્યું રે.
હું તો મારું ભૂલી'તી ભુવન, જાગીને જોતાં ઘર જડયું રે;
અંબુ મધ્યે દીસે છે આકાશ, વિરાટરૂપે દષ્ટે પડયું રે.
નિર્ગુણ પદને પામી બની નિશ્ચિંત, રહી જ્ઞાનગંગામાં ભળી રે;
બ્રહ્માગ્નિમાં બાળ્યાં જેણે બીજ, ઊગવાની તેને આશા ટળી રે.
કીધો રે કીધો દ્વૈતતણો સંહાર, અદ્વૈત ભાસ્યો આપમાં રે;
વૃત્તિ પહોંચી બ્રહ્માંડની પાર, ના'વે માયાના માપમાં રે.
ત્રિગુણ ટાળી ખોજ્યું જેણે આપ, એક બ્રહ્મ તેણે ભાળિયો રે;
કહે અખો તું કરી લે ભજન, હરિ વેદાન્તે વખાણિયો રે.

## ૪૩

હરિ હરિજન અળગા કરી રખે ગણો, સંત સેવ્યા તેણે સ્વામી સેવ્યા;
નિર્ગુણ બ્રહ્મને સગુણ સંત જાણવા, જેમ વહ્નિથી તેજવંત થાય દીવા. ટેક
અગ્નિથી દીપ થાય બહુ આદર કર્યે, દીપથી દીપ તે થાય સહેલો;
જ્ઞાનીની મૂર્તિ તે જાણો ગોવિંદની, તહાંથી ભગવાન ભેટે જ વહેલો. હરિ૦
દૃષ્ટિ ઉપદેશ આપે તે મોહોટી કળા, જે થકી જંતના કાજ સીજે;
સેવતાં સુખ હોયે અતિ ઘણું, જો સદ્ગુરુ કેરું મન રીઝે. હરિ૦
પ્રત્યક્ષ રામ તે તત્ત્વવેત્તા વિષે, જેમ કુંડળ વિષે કનક દીસે;
મનકર્મવચને સંત ભજશે, અખા! તેનું દ્વૈત દેખી મન નહિ જ હીસે. હરિ૦

## અમીધર મહારાજ

**૧**

અમે રે પંખીડાં પરમ ધામનાં, ઊંચા વ્યોમના વિહારી રે;
ઊડતાં એ અલખ પ્રકાશમાં, પાંખો પ્રેમની પસારી રે. ટેક
છાયા ભૂમિને સ્પર્શે નહિ, ગતિ પરિમિત પાર રે;
જન્મમરણ નહિ અમ દેશમાં, નહિ પ્યાસ કે આહાર રે. અમે રે૦
રસો વૈ બ્રહ્મ પૂરણ ભર્યો, અમતણો એ પ્રદેશ રે;
ત્યાંથી આવ્યાં તમ કારણે, કહેવા સત્ય સંદેશ રે. અમે રે૦
ઊડીએ હવે હમારા ધામમાં, આપી તમને એંધાણ રે;
આવો તો સુખેથી તહાં આવજો, પૂછી પૂર્ણ પિછાણ રે. અમે રે૦
શૂન્યશિખર રંગમહેલમાં, જ્યાં નહિ ટાઢ કે તાપ રે;
રહે છે જ્યાં **અમીધર** રાજવી, ત્યાં જ આપણો મેળાપ રે. અમે રે૦

**૨**

તેરી યાદી હર દમ દમ આયા કરે,
તેરી યાદી વિપલ પલ આયા કરે. ટેક

વિભુ તું વ્યોમ, વાયુ, વારિ, ભૂમિ, તેજ, શશિ– હા...આ...
વદંતિ વેદ નેતિ, તત્ત્વમસિ, તત્ત્વમસિ– હા...આ...
ઐસા શબ્દો શ્રુતિજી સુનાયા કરે. તેરી યાદી૦

પિયુ તું નિર્વિકાર, નિર્ આકાર, સર્વવ્યાપી– હા...આ...
સદા મૈં હૂં વિકાર મૂર્તિમંત, અલ્પવ્યાપી– હા...આ...
તદપિ ભક્તિસે યોગ મિલાયા કરે. તેરી યાદી૦

કહાં તૂ દૂર આસ્માંમેં સૂરજ હો કે ચ્હડા? હા...આ...
કહાં મૈં મૃત્યુ–ભૂમિમેં કમલ હોકરકે પડા!!! હા...આ...
તદપિ સૂરતાસે તાર ચલાયા કરે. તેરી યાદી૦

યદિ મૈં બોલતા અગર તો રોતા હઁસતા હૂં, હા...આ...
યદિ મૈં ડોલતા અગર તો સોતા જગતા હૂં, હા...આ...
તબ ભી અંદર તૂ બંસી બજાયા કરે. તેરી યાદી૦
અજી ! તેરે મિલનસે દિલ મેરા કલપાતા હૈ, હા...આ...
અજી ! તેરી બિદા'સે દમ નીકલકે જાતા હૈ, હા...આ...
ઉસસે **અમીધર** ધ્યાન લગાયા કરે. તેરી યાદી૦

## અરજણ મહારાજ

1

એવા અગમ ઘર આવે, સંતો એવા અગમ ઘર આવે. ટેક
જાપ અજપા જપે ઘટભીતર, ઉન્મુન ધ્યાન લગાવે;
ત્રિકુટી મહેલમાં તાળી લાગે, તારમેં તાર મિલાવે. સંતો૦
સૂરતા રાખીને સાંભળે, તો અનહદ નાદ સુનાવે;
વિના ઘડીએ નોબત વાગે, ઝળહળ જ્યોત જગાવે. સંતો૦
'ઓમ્‌–સોડહમ્‌'કી સીડી પકડકે નેનમાં નેન મિલાવે;
હરદમ સાહેબ નયણે નીરખે, નહીં આવે નહીં જાવે. સંતો૦
નાથ નિરંજન ભેટે જ્યારે, સદ્‌ગુરુ સાન બતાવે;
ગુરુ અમર ચરણે બોલ્યા દાસ **અરજણ** આપમાં આપ સમાવે. સંતો૦

2

બંકનાળ રસ પીયા યોગેશ્વર, ઊલટી નાળ રસ પીવણા હો જી;
પીયા અમીરસ ભયા તો અમ્મર, ત્રિકુટી મહેલ પર તકિયા. યોગે૦
નાભિકમળસે પવના ઊલટ્યા, દિયા દિલ્લીસે ડેરા હો જી;
ખટ ચક્ર વીંધીને ચઢિયા, ગગનમંડળ ઘર કિયા. યોગે૦
તૃષા હૈ તનકી આશ પીવનકી લહેર લગન ઘર લહિયા હો જી;
મગન ભયા મન ચઢી ખુમારી, રોમ–રોમ રમી રહિયા. યોગે૦

એક વચન જેણે સહી કરી માન્યા, એક વચન ઘર રહિયા હો જી;
નૂર નિરંજન નજરસે નીરખ્યા, સોઽહમ્ વચને ઘર આયા. યોગે૦
સાચી રે બંદગી કર લો બંદા! ભજન કરો તો ભય ગઇયા હો જી;
દાસ **અરજણ** જીવણકે ચરણે, જોગી તો અમ્મર રહિયા. યોગે૦

૩

મેરી નજરે મોતી આયા! ભેદ બ્રહ્મકા પાયા રે. ટેક
'સોઽહં-સોઽહં' કા જાપ અજંપા, ત્રિકુટી તકિયા ઠેરાયા;
ચલી સૂરતા કિયા સમાગમ, સુખમન સેજ બિછાયા રે. મેરી૦
અક્ષરાતીતથી ઊતર્યાં મોતી, શૂન્યમેં જઈ સમાયાં;
વાકા રંગ અલૌકિક સુનએ, ગુરુગમસે સૂઝ પાયા રે. મેરી૦
મોતન મણિમેં, મણિ મોતનમેં, જ્યોતે જ્યોત મિલાયા;
ઐસા અચરજ! ખેલ અગમકા! દિલ ખોજત દરસાયા રે. મેરી૦
અરસપરસ અંતર નહિ આણી, પરખ નીરખ ગુણ ગાયા;
દાસ **અરજણ** જીવણકે ચરણે, પરા–પારમેં પાયા રે. મેરી૦

## અત્તરશાહ

૧

ગુરુએ બગડેલો મનખો સુધારિયો! માંહેથી કપટ કાળીંગાને
મારિયો–હો જી ગુરુએ૦ ટેક
ગુરુના શબ્દનો લાગ્યો ઘાવ, તેનો સીધો પડિયો દાવ, ભક્તિ કરી લ્યોને;
ભાઈ...આવો રે અવસર ફરી ફરી નહિ મળે હો જી...ગુરુએ૦
સતની બાંધી લ્યો સમશેર, જુદ્ધ કરી લ્યોને ઘેર, ગગનગઢ ઘેરી લ્યો ભાઈ
પછી સૂરતા ચાલી રે ગુરુના દેશમાં હો જી.........ગુરુએ૦
તનમાં કરી લ્યો તપાસ, પરગટ બોલે આપણી પાસ, જોયો સઘળામાં વાસ;
ભાઈ પછી અસલ ઘરની ખબરું પડી હો જી............ગુરુએ૦

સદ્ગુરુ સૂરજગરનો સંગ, ગુરુના નામનો લાગ્યો રંગ, **અત્તરશાહ** ગાવે હે;
ઉમંગે ભાઈ ત્યારે જનમમરણનો ભય ટળ્યો હો જી.....ગુરુએ૦

૨

નામરૂપ ગુણ ગાઈ, અલખ મારી જંતરી તે ખૂબ બનાઈ રે હો જી;
જલકી રે બુંદ જુગતસે જમાઈ ને તા બીચ પવન ઠેરાઈ રે હો જી;
હાડ ગુડા ઓર લોહી જ માંસા, તા પર ચમડી ચડાઈ. અલખ૦
સજન સુતારીએ ઘડી જંતરી, પાંચ તત્ત્વ સંગ લાઈ રે હો જી;
નવ માસમાં પૂર્ણ કરી ભાઈ નખ-શીખ રોમ ને રાઈ. અલખ૦
સાત સાયર ને નવસે નદિયો, ત્રિવેણી ઘાટ પર લાઈ રે હો જી;
શૂન્યમંડળમાં મારો સૌં બિરાજે, ઝળહળ જ્યોતું દર્શાઈ. અલખ૦
છત્રીસ વાજાંમાંહી રાસ રચ્યો હે, અનભે નોબત બજાઈ રે હો જી;
બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વરમાંહી, જેણે અવિચળ પદવી પાઈ. અલખ૦
ગુરુ ભોળાનાથ મારા માથામુગટ, જેણે ઠામ ઠામ દર્શાઈ રે હો જી;
સૂરજગર-શરણે ભણે **અત્તરશાહ** પ્રેમ પ્રીતસે ગાઈ. અખલ૦

## સ્વામી આત્માનંદ

૧

પૂરા દિલ દેકે દિલદાર રિઝાના, મંત્ર આતમકા પ્યારે! મંત્ર આતમકા. પૂરા૦
વિપદ, વ્યવહાર વિષે રહેના મર્દાના, મંત્ર આતમકા પ્યારે. પૂરા૦
તનમનધન સબ પ્રભુપે વારી, નામ અખંડિત રામ ઉચ્ચારી;
હો-જાના પ્રહ્લાદ સમાના, મંત્ર આતમકા, પ્યારે! મંત્ર આતમકા. પૂરા૦
જલ-નિધિ તલ નિરભય જો જાવે, મોતિયન સો મરજીવા પાવે;
રામ-રતન ભવસિંધુ કમાના, મંત્ર આતમકા પ્યારે. પૂરા૦
અજબ સૂરતા ધ્રુવને બતાઈ, લઘુ વય ભક્તિ અનુપમ પાઈ;
રાજ-તાજ કર રાગ મિટાના, મંત્ર આતમકા પ્યારે. પૂરા૦
દુર્લભ નિર્મળકો નિજ જ્ઞાના, શ્રુતિ-સ્મૃતિયનકા એ સમઝાના;
**આતમ** જીતે જી મર જાના, મંત્ર આતમકા પ્યારે......પૂરા૦

૨

હું તો સૂઈ જાઉં સુખની સેજ, કરવાનું કાંઈ ના રહ્યું !
જૂઠું રે જૂઠું, જાણી કરી પરહેજ, ગ્રહેવાનું કાંઈ ના રહ્યું. ટેક
ચારપાઈ મારી ચોખૂંટ ધરતી, ચાદર ચારુ વિચાર;
'તત્ત્વમસિ' તકિયો ને 'સોહં' ગાદલું, તો સહેજ સમાધિ મેરે યાર. કર૦
વૃત્તિ વાયુના જોશઝપાટા, કભી કભી આવે ને જાય;
પણ નિશ્ચય નીંદમાં આંખ મિંચાઈ, તો થવાનું હોય તે થાય. કર૦
પહેલે સો ગયે શુકદેવ જોગી, જેની જોગની જગતવડાઈ;
તેના ઉપદેશે પરીક્ષિત સોયા, તો ધન્ય ગુરુ ધન્ય એની માઈ. કર૦
ઘડી એક તો સૌ કોઈ સૂએ, પણ પૂરા પડ્યા ન રહેવાય;
**આતમ** કરે મહામરણપથારી, એ તો સદ્ગુરુની કિરપાય; કર૦

## અંબારામ ભગત

૧

આટલો સંદેશો મારા સદ્ગુરુને કહેજો;
સેવકના હૃદિયામાં રહેજો. સંદેશો૦
સેવા ને સમરણ અમે કોનાં રે કરીએ ?
તેનો આદેશ અમને દેજો. સંદેશો૦
કાયાનું દેવળ અમને લાગે છે કાચું;
તેની ભાળવણી અમને દેજો. સંદેશો૦
કાયા પડશે ને હંસો ક્યાં જઈ સમાશે ?
તે ઘર બતલાવી અમને દેજો. સંદેશો૦
બ્રહ્મસ્વરૂપ મારી નજરુંમાં ના'વે;
દર્શન દીદાર અમને દેજો. સંદેશો૦
તમે છો અમારા ને અમે તો તમારા;
જનમોજનમની ભક્તિ દેજો. સંદેશો૦
બેઉ કર જોડી દાસ **અંબારામ** કહે છે;
સેવકને શરણુંમાં લેજો. સંદેશો૦

## ૨

ખુદ માલિકે ખેલ બનાવ્યો, ખોજો રે તમે ખંતથી !! ટેક
જીવ નહિ, ઈશ્વર નહિ, અને નહિ માયામંડાણ રે;
બ્રહ્મમાં કછુ ભ્રાંતિ નહિ રે, અગમ ઘરની કરો ઓળખાણ. ખોજો રે૦
ઇંડ નહિ ને પિંડ નહિ રે, નહિ નિરંજન નાથ રે;
જ્યોતિસ્વરૂપ તે તો નહિ રે, તમે ખોળી કાઢો સર્વે સાથ. ખોજો રે૦
મન નહિ ને પવન નહિ, નહિ વાણીનો વિસ્તાર રે;
ચંદ્ર-સૂરજ દોનું નહિ, ત્યાં કોણ જગત-કિરતાર? ખોજો રે૦
આયે નહિ ને ગયે નહિ-નહિ ધરે તે અવતાર રે;
દશ અવતાર જ્યાં હે નહિ રે, કોણ કરે માયાવિસ્તાર ? ખોજો રે૦
જેની દષ્ટિથી આ સૃષ્ટિ બની જે સૃષ્ટિનો સરદાર રે;
**અંબારામ**-ઇચ્છા ઉનતણી રે, મારે તેનો છે એક આધાર. ખોજો રે૦

## ૩

ગુરુજી! તમ વિના બેલી મારું કોઈ નથી...હે જી ટેક
બાપજી! સાંભળો પોકાર...(૨) તમ વિના- ગુરુજી૦
ગુરુજી! ઘાટ-અઘાટે વ્યાપી રહ્યા હે...જી
પિંડ બ્રહ્માંડની પાર...(૨) તમ વિના- ગુરુજી૦
ગુરુજી! જળ વિના તલખે જેમ મિનકા હે...જી
દિલ મારું તલખે દીદાર...(૨) તમ વિના- ગુરુજી૦
ગુરુજી! સર્વ પ્રકાશી છો સાહેબા હે...જી
સાહ્ય કરતાં શી વાર? (૨) તમ વિના- ગુરુજી૦
ગુરુજી! આગળ કારજ તમે બહુ કર્યાં હે...જી
ધણી મારા ધર્મના ધરનાર...(૨) તમ વિના- ગુરુજી૦
બાપજી! મુજને આશા નિજ સ્વરૂપની હે...જી
સદા રાખો તમ પાસ...(૨) તમ વિના- ગુરુજી૦
સદ્ગુરુ ભગવાન સાહેબ! માહેરા, હે...જી
વિનતિ કરે **અંબારામ**દાસ...(૨) તમ વિના- ગુરુજી૦

૪

પ્રીત બાંધો સત્ય પ્રભુજીની સાથ, બીજું રે સર્વે બાદલું ! ! ટેક
પ્રીતમાં એક નિત્ય છે, જો ભેદ બતાવે ગુરુદેવ રે !
ભેદ બતાવે પૂરણ બ્રહ્મનો રે, ભાવે કરીએ જો સદ્‌ગુરુની સેવ. બીજું રે૦
સંત-સેવા સમરણ સાર છે, ને બીજું આળપંપાળ રે;
સદ્‌ગુરુ જ્યારે ભેટશે રે, ત્યારે મટશે ભય જમ-કાળ...બીજું રે૦
સેવા કરી શ્રીરામની, હનુમાને રહી હજૂર રે;
પૂરણ પદને પામિયા રે, હરદમ રહ્યા રામ હજૂર...બીજું રે૦
સેવા સદ્‌ગુરુની, તેમાં ભરિયા માલભંડાર રે;
જો માને વચન ગુરુદેવનું રે, જેનો વેદ કરે છે પોકાર...બીજું રે૦
**અંબારામ** કહે પ્રભુ ભજો, એ છે તરવાનું નાવ રે;
મનુષ્યાદેહ મોટું મળ્યું રે, મત ચૂકે આવેલો દાવ...બીજું રે૦

૫

પ્રેમ વિના ભક્તિ તે સરવે પાંપળાં,
પ્રેમતણે વશ થાયે પૂરણ બ્રહ્મ જો;
જાતિ ને ભાતિ રે કાંઈ જુએ નહિ,
જુએ નહિ કાંઈ અધમ આગલાં કર્મ જો. ટેક

સજનો જાત કસાઈની કર્મ ઘણાં કર્યાં,
પ્રગટયો પ્રેમ ને બળિયાં સરવે પાપ જો;
સંતપણું લાધ્યે, કુકર્મ ત્યજી ગયાં,
અધમ કર્મ સબ હરિએ કીધાં માફ જો. પ્રેમ૦

ઊપજ્યો પ્રેમ અતિ વિદુરની નારને,
નાતાં નાતાં નગ્ન નીસર્યાં બહાર જો;
કેળાં ગર્ભ કાઢી છોડાં મુખમાં ધર્યાં,
જ્યારે પધાર્યા કૃષ્ણ વિદુરને દ્વાર જો. પ્રેમ૦

પ્રેમે વ્રજનારી વનમાં ભૂલી પડી,
શુદ્ધબુદ્ધ ચૂકી કશી ના રહી ભાળ જો;
'કા'ન-કા'ન!' કાંઈ એવું મુખથી ઉચ્ચરી,
ભૂલી ભાન કાંઈ બાળક ને ભરથાર જો. પ્રેમ૦

સર્વ હરિજન મળી હરિરસ પીજીએ,
હળીએ મળીએ સુજનો–સંતો સાથ જો;
**અંબારામ**ના સ્વામીને ઉરમાં ધરો,
વા'લપણાથી વશ વિશ્વંભર નાથ જો. પ્રેમ૦

૬

બૂડતાં કોણ બચાવે? ગુરુજી બિન બૂડતાં કોણ બચાવે?
ભવસાગર તો મહાજળ ભરિયો, તાકો થાહ ન પાવે;
વિવિધ ભાતકી લહેર ઊઠત હૈ, બહુ નર ગોથાં ખાવે. ટેક
બડે બડે માંહી મચ્છ રહત હૈ, સો સબકુ ગલ જાવે;
નામ–નાવકુ જો નર પકડે, સો નર તીરે આવે. ગુરુ૦
પૂરણ પુણ્ય જો હોય પાછલાં, સદ્‌ગુરુ સંગત પાવે;
તાકો કર ગ્રહી લે, ગુરુદેવા, ભવજળભરમ મિટાવે. ગુરુ૦
જાકુ સદ્‌ગુરુ પૂરા મિલિયા, સંશયજાળ જલાવે;
ભિન્ન ભિન્ન કર ભેદ સુનાવે, અગમ દેશ લે જાવે. ગુરુ૦
ક્ષર–અક્ષરકી ખોજ કરે, તો આનંદ–ઘન મિલ જાવે;
**અંબારામ** કહે સતકા સંગી, સંત સમરથકું ધાવે. ગુરુ૦

૭

મુખે શાં રે કરું રે વખાણ? ધન્ય-ધન્ય ગુરુદેવને! ટેક
અખિલ ભુવનથી ઊતર્યા ને, આવ્યા ભવની માંહ્ય રે;
સેવકજનને તારવા રે વા'લે આવી ઝાલી મારી બાંહ્ય. ધન્ય૦

અગાધ ગતિ ગુરુદેવની, ને કોઈ ન પામે પાર રે;
દાસ ઉપર દયા કરી રે, મારી સેંજે મટાડી જંજાળ. ધન્ય૦
મહાશૂન્ય મધ્યે મંડપ રચિયો, પોતે કર્યો પ્રકાશ રે;
શોભા તેની શી વર્ણવું રે ? મુખે કહી ન શકે નિજ દાસ. ધન્ય૦
પરિબ્રહ્મને પરખાવિયા રે, દર્શાવ્યા નિજ દીદાર રે;
ગુરુ ભગવાન ! ભવમાં પ્રગટિયા રે, મુને વચને મળ્યા કિરતાર. ધન્ય૦
જાત-વરણ અભિમાન નહિ, ને નહિ આવરણ નહિ આડ રે;
**અંબારામ** કહે એવા અનુભવી રે, પ્રભુ વારંવાર ભેટાડ. ધન્ય૦

૮

શેરિયો સૂની મને ખાવાને ધાય, મારા ગુરુજી વિસાર્યા ન વીસરે. ટેક
જેનો જશ તે કોઈ ન કહી શકે, નેતિ-નેતિ નિગમ કહી ગાય. મારા૦
અમને લાડ લડાવ્યાં વિધવિધ ભાતનાં, મહિમા મુખે કહ્યો નવ જાય. મારા૦
હું તો હરતાં ને ફરતાં તમને નીરખતી, પ્રીતે પાલવે લાગતી પાય. મારા૦
નયણાં ભરી નીરખતી તમારા રૂપને, પ્રભુથી પલક ખાંડી નવ થાય. મારા૦
જ્યાં જ્યાં જોઉં ત્યાં દીસે વા'લા વડે, નીરખ્યા વિના તે નવ રહેવાય ! મારા૦
ગુરુ ભગવાનજી સ્વામી **અંબારામના**, સેવક જાણીને કરજો સહાય. મારા૦

૯

સદ્‌ગુરુજી અરજી રે મારી સાંભળો,
સાહેબ, મારી ઉપર કરજો મહેર જો ! ટેક
તેલની બત્તાએ તિમિર નવ ટળે;
અગ્નિ વિના અંધારું દીસે ઘોર જો. સદ્‌ગુરુજી૦
એક જ હાથે રે તાળી નવ પડે;
પ્રગટ વિના પ્રભુ કોણ બતાવે દેશ જો ? સદ્‌ગુરુજી૦
નિર્ગુણ પદ સમજાવ્યું તે હૃદયે રહ્યું;
સગુણ વિના આ મન નવ બેસે ઠેર જો. સદ્‌ગુરુજી૦

બહાર ને ભીતર રે રસભર શોભીતા;
સાથે રહેજો સોઽહમ્ શબ્દ ને ઘેર જો. સદ્ગુરુજી૦
**અંબારામ** કહે છે રે મુજ પર દયા કરો,
ઘાટ વિજોગથી મુજને લાગે કેર જો. સદ્ગુરુજી૦

૧૦

સદ્ગુરુજી કહે છે રે સેવક સાંભળો,
નયનાં માંહિ શીદ ભરો છો નીર જો? ટેક
અંશને રૂપે રે મુજ સમીપે રહો;
તુજ પાસે છું તરવેણી ને તીર જો. સદ્ગુરુજી૦
ધ્યાનની ધારણુ–ગુરુ–મૂર્તિ ધાર જો,
એવું સમજી થાજો તમે સ્થિર જો. સદ્ગુરુજી૦
મહાશૂન્યમાં પ્રગટ છું ચૈતન્ય સ્વરૂપમાં;
શબ્દસ્વરૂપે મહાપુરુષોને શિર જો. સદ્ગુરુજી૦
અનહદ નાદ થાયે રે નિશદિન જે જગો,
સર્વપ્રકાશી જાણો દિવ્ય શરીર જો. સદ્ગુરુજી૦
સ્વામી જે ભગવાનજી એમ કહી બોલિયા;
**અંબારામ**ની દિલથી શમી દિલગીરી જો. સદ્ગુરુજી૦

૧૧

સાચા હરિ ગુરુ સંત! મારે મંદિરે પધારો. ટેક
મંદિરે પધારો સેવક ચરણોમાં વાળો;
અપરાધ ક્ષમા કરી ભવજલથી તારો. સાચા હરિ૦
હરિના દર્શનની મને મોટી છે આશા;
ઝાંખી કરવાને નિત્ય તલસે છે શ્વાસા! સાચા હરિ૦
દર્શનવિજોગે દિલ રહે છે ઉદાસી–
નજરે ન આવે મને સ્વયંપ્રકાશી. સાચા હરિ૦

ચકોર પક્ષી રે જેમ ચંદ્ર નિહાળે;
એમ સેવક નિત્યે હૃદિયામાં ધારે. સાચા હરિ૦

કૃષ્ણઅવતારી દુર્વાસા ગુરુ સેવે;
રામ વસિષ્ઠની ચરણરજ લેવે. સાચા હરિ૦

વસુધાની રેતીની જે શંખા રે થાય;
પ્રગટ હરિ–ગુરુના ગુણ કહ્યા નવ જાય. સાચા હરિ૦

ગુરુ–ઉપમાની તોલે જુગમાં નથી જડતું;
જ્યાં જ્યાં નિહાળું તેથી ગુરુવચન ચડતું. સાચા હરિ૦

બેઉ કર જોડી દાસ **અંબારામ** કહે છે;
ગુરુકૃપાથી અખંડ અવિચળ પદ રહે છે. સાચા હરિ૦

૧૨

સુરત કોઈ સદ્‌ગુરુ શબ્દમાં ધરે, બલા સો અગમ વાણી ઉચ્ચરે. ટેક

સુરગુરુ શબ્દે સન્મુખ રહેવે, અન્ય ઉપાધિ ન કરે;
જૈસા નટવા ખેલ કરત હૈ, સૂરત દોરે સંચરે. સૂરત૦

ગુરુઆજ્ઞા લોપે નહિ, શ્રદ્ધાસે સેવા કરે;
કોટિ વિઘ્ન ભય આવે શિર પર, પળમાં પાર કરે. સૂરત૦

ગુરુવચની ગુરુગમસે ગાજે, પ્યાસેકું પાણી ધરે;
અમૃતબુંદ વરસે જે મુખસે, સૂકાકું લીલા કરે. સૂરત૦

**અંબારામ** કહે અધર તખ્ત પર જે નર આસન કરે;
અટળ પદવી ગુરુગમસે પાવે, સમીપ હોઈ સંચરે. સૂરત૦

૧૩

સંતો, સાંભળો રે, તમને કહું જથારથ જેહ. ટેક

સિરગુણ–નિરગુણ એક કરી બાળે, અવર કાંઈ નવ ભાસે;
દેહ પડે ત્યારે પોતે પોતામાં, મળે મહદ્ આકાશે. સંતો૦

અવર ભોગ તે રોગ સમજવા, અખંડ સુખ અવિનાશી;
દેહથકી તે વિદેહ થઈએ, પોતે પોત તપાસી. સંતો૦
નિરાકાર સાકાર કરી ભાળો, સદ્‌-ચિદ્‌-આનંદરૂપે;
જહાં લગી અંકુર રહે વાસના, ફેર પડે ભવકૂપે. સંતો૦
દેહ પડયા થકી હું-તું એ નહિ, સ્વરૂપે સ્વરૂપ સમઈશું;
**અંબારામ** કહે ચૈતન્યરૂપે મહા ચૈતન્યમાં રહીશું. સંતો૦

૧૪

હું તો ગુરુને સામૈયે સામી જઈશ, મારા મનના મહેરામણ પધારિયા! ટેક
મેં તો થાળ ભર્યો પુષ્પ-પ્રેમથી, કુમકુમ કેસર ચંદન બરાસ. મારા૦
આપણ સર્વે હરિજન ભેગાં મળ્યાં, હું તો મનગમતાં મંગળ ગાઈશ. મારા૦
હું તો વાજાં વગડાવું વિધવિધ ભાતનાં, અનહદ નાદ શબ્દના ઉલ્લાસ. મારા૦
અખંડાનંદ આવ્યા છે મારે આંગણે, જ્ઞાનદીપક કરું પ્રકાશ. મારા૦
ગુલાલ, અબીલ ઉડાવું ઉત્સાહનો, વધાવું વિશ્વપતિ અવિનાશ. મારા૦
શિરે તારો ખોસું સ્વામીનાથને, નિશાન ફરકે મહદ્‌ આકાશ. મારા૦
ગુરુ ભગવાનજી આવ્યા ભવદુઃખ ભાંગવા, વિનતિ કરે **અંબારામ**દાસ. મારા૦

## ઉપેન્દ્ર ભગવાન

૧

અણુ-અણુમાં નીરખું મારો નાથ, મારો નાથ, મારો નાથ રે!
હસંતો-ખેલંતો મારી સાથમાં ને સાથમાં રે. ટેક
નિર્ભય નિશંક હું તો વિચરું આ વિશ્વમાં રે;
સ્વામીતણો સંગ સેવી દિન ને રાત, દિન ને રાત, દિન ને રાત રે. હસંતો૦
અમૃતરૂપે હું તો બની ગયો આપે રે;
પ્રાણનો થાતાં કરુણાપાત, કરુણાપાત, કરુણાપાત રે. હસંતો૦
અવિચલ, અવિકારી અને અજરામર હું થયો રે;
પ્રભુની પિંડીથી ભીડી બાથ, ભીડી બાથ, ભીડી બાથ રે. હસંતો૦

જેવીતેવી પણ મારી ઇચ્છાને જાણતા રે;
સામો આવી ઊભો રહે જાતોજાત, જાતોજાત, જાતોજાત રે. હસંતો૦
મારાં કર્મોને એ તો સ્વીકારી લે જાતે રે;
મુજને ફળ આપે હાથોહાથ, હાથોહાથ, હાથોહાથ રે. હસંતો૦
ઉપેન્દ્ર સ્વરૂપે સિદ્ધ, મને ત્યાં પછી કહેતા, કે–
કરવી રહી ક્યાં બીજી વાત, બીજી વાત, બીજી વાત રે? હસંતો૦

## ઉકા ભગત

૧

પોથી વાંચે પ્રભુ નહિ મળે, ખોજો આપશરીર! ટેક
શબ્દ ગુરુના નવ છોડીએ, અવસર નહિ આવે ફિર. પોથી૦
આ રે અજવાળું ઘડી પલકનું, પછી અંધારી રાત (૨);
ભેદુ વિના ભીડ કોણ ભાંગશે, જીવને થાશે ઉત્પાત. પોથી૦
ધન–જોબન આપ્યું તુજને, જાણ્યા નહિ જુગદાધાર;
માયાને વળગી રહ્યો, અંતે થયો રે ખુવાર. પોથી૦
તીરથ-વ્રત કર્યે શું થયું, જાણ્યા નહિ જગનાથ(૨);
કર્મનાં કષ્ટ ટળ્યાં નહિ, બહુવિધ જોયા ઘાટ. પોથી૦
નિરભે' નગારાં જ્યારે વાગશે, થાશે અનુભવજ્ઞાન (૨);
કહે ઉકો ગુરુગમ મળ્યે, થાશે કોટિ કલ્યાણ. પોથી૦

૨

તન ભીતરકો રંગ લગાઈ લિયો, તો બહાર રંગસે ક્યા મતલબ? ટેક
એક વાસના પુષ્પ ચડાઈ લિયો, તો બહાર ફૂલસે ક્યા મતલબ? તન૦
સંતોકો અમલ હૈ રામકા, બાજે ડંકા હરનામકા;
ચઢના હૈ વૈકુંઠ–ધામકા, તો ઓર અમલસે ક્યા મતલબ? તન૦
મન માળા તનમેં ફિરાઈ લઈ, મમતાકી માળા બચાઈ દઈ;
સદ્‌ગુરુને ગંભીર વાણી કહી, તો લકડમાળાસે ક્યા મતલબ? તન૦

જીને આપ હિરદેકું દેખ લિયા, સત અમર નગરકી ખેપ કિયા;
હરિ–અમૃતરસકું ખેંચ પીયા, તો કંકર–પત્થરસે કયા મતલબ? તન૦
જો મસ્ત ફકીરી દિલસે ધરે, તો ગુરુશબ્દકું સિદ્ધ કરે;
તબ જુલમી જમસે જાય લઢે, અરમાની ઉફાસે કયા મતલબ? તન૦

## ઋષિરાજ

૧

ધીરજ ધરને, અરે અધીરા, ઈશ્વર દેશે અન્ન જોને;
ખલકતણો છે પ્રભુને ખટકો, માને સાચું મન જોને.
જન્મ્યા પહેલાં જગના નાથે, ઉપાય શોધ્યો શુદ્ધ જોને;
હાડ–માંસના હૈયામધ્યે, દેવે સરજ્યું દૂધ જોને.
કોશેટામાં કીટ વસે છે, ઈશ્વર પૂરે આહાર જોને;
કીડી ને કણ, હાથીને મણ, ચારપગાંને ચાર જોને.
મસીદ કેરા કેલ* મિનારા, ઉપર ઊગ્યાં ઝાડ જોને;
પથરા ઉપર પાણી પામે, પરમેશ્વરનો પા'ડ જોને.
અજગર સૂતો અરણ્યમધ્યે, ડગલું નવ દે દોટ જોને;
વિશ્વંભરનું બિરદ વિચારેઃ ખાવાની શી ખોટ જોને?
અનળ જનાવર રહે આકાશે, મદઝર ભરખે મોટા જોને;
જગને માટે હરિએ જમાવ્યા, ગગને જળના ગોટા જોને;
મરાળ કેરો ચારો મોતી, વખતે આપે વહેલો જોને;
**ઋષિરાજ** કહે રામભરોસો રાખી મગને મા'લો જોને.

૨

બાળક રુવે બઉઆ× માટે, માતા સમજે મર્મ જોને;
પ્રાણી કેરી મરજી પરખે, ધરણીધરનો ધર્મ જોને.
ચાંચ બનાવી તેને ચિંતા, કાયર મન શીદ કરીએ જોને?
પેટ ઘડયું તે પોષણ કરશે, ફિકર તજીને ફરીએ જોને.

---

* છો; ચૂનો × લાડુ; મિષ્ટ પદાર્થ

માણેક, મોતી મોંઘાં કીધાં, ધરથી સોંઘાં ધાન જોને;
અમૃત જેવાં પાણી અમથાં, દીનબંધુનાં દાન જોને.
સૂરજ આપે પ્રકાશ સહુને, દમડી ના પડે તેની જોને;
વગર બદામે વાય વાયરો, કેશવકરુણા કેવી જોને!
સૂર-પંખીને સો મણ નિત્યે, ખાવા જોઇએ ખીર જોને;
દૂધલડાના દરિયાકાંઠે, સરજ્યાં એનાં શરીર જોને.
જન્મ્યાં તેને જિવાડવાની, માવીતરને મમતા જોને;
વિશ્વપિતા છે વિશ્વંભરજી, શાથી ન ધરે શમતા જોને?
અજબ દયા છે અલબેલાની, હૈયું રાખો હાથ જોને;
**ઋષિરાજ** કહેઃ પતીજ રાખો, બેલી બદરીનાથ જોને!

## સંત કબીર

૧

અખંડ સાહેબ નામ, ઔર સબ ખંડ હૈ;
ખંડિત મેર સુમેર, ખંડિત બ્રહ્માંડ હૈ. અખંડ૦
ધરતા કયું નહિ ધ્યાન, ઔર સબ દ્વંદ્વ હૈ;
લખ ચોરાસીકા જીવ, માયા કેરા ફંદ હૈ. અખંડ૦
જાકુ હર સો પ્રીત, સોઈ નિરબંધ હૈ;
સોઈ સંતનકે સંગ, સદા ય આનંદ હૈ. અખંડ૦
ચંચળ મન સ્થિર રાખ, સોઈ ભલો રંગ હૈ;
ઊલટસુલટ ભર પીવ, અમૃત ગંગ હૈ. અખંડ૦
દયા, ધરમ ઘટ રાખ, યે ભક્તિકા અંગ હૈ;
કહે **કબીર** સત માન, જગત રંગ પતંગ હૈ. અખંડ૦

૨

અવધૂત સો જોગી ગુરુ મેરા, યહ પદકા તુમ કરો નિવેડા. ટેક
ચંદા ભી નહિ ને સૂરજ ભી નહિ, નહિ મૂળ નહિ પાયા;
રજોબીજ વાકુ કછુ ભી નહિ, જીવ કહાંસે આયા? અવધૂત૦

બિના મૂલ એક વૃક્ષ જ દેખા, બિના ફૂલ ફળ લાગે;
શાખાપત્ર તરુવરકુ નહિ, અષ્ટ કમળદળ આગે! અવધૂત૦
તરુવર પર દો પંખી બૈઠે, એક ગુરુ દૂજા ચેલા;
ચેલાને જડ ચૂનચૂન ખાઈ, ગુરુ નિરંજન અકેલા. અવધૂત૦
ગગનમંડળમેં ઉદ્દમુખ કૂંવા, વામેં અમીકા બાસા;
સુગરા હોય સો ભર ભર પીએ, નૂગરા જાવે પ્યાસા. અવધૂત૦
ગગનમંડળમેં ગૌઆં વિયાણી, ધરણી દૂધ જમાયા;
સાર માખણ કોઈ સંતને પાયા, છાશે જગત ભરમાયા. અવધૂત૦
કાયા સૂતરે સબ જગ બંધાયા, કોઈક વીરલા છૂટ્યા;
ઊલટ ચલા સો નગરીમેં પહુંચ્યા, માર્ગ ચલ્યા સો લૂંટ્યા. અવધૂત૦
કર બિન બાજાં બાજે બિન જંત્ર, બિન જિહ્વા ગુણ ગાવે;
ગાનેવાલેકી રૂપ ન રેખા, કોઈ સદ્દગુરુસંત બતાવે. અવધૂત૦
શૂન્ય ગઢ શહેર, શહેર બીચ બસ્તી, અગમ અગોચર ઐસા;
ગગનમંડળમેં બાળક ખેલે, નામ પુકારું મૈં કૈસા? અવધૂત૦
મીનકા મારગ, ખોજ્યા પંખીકા, કહત કબીર વિચારી;
અપરંપાર પૂરન પુરુષોત્તમ, વોહી સૂરત બલિહારી. અવધૂત૦

૩

અબ હમ આનંદકો ઘર પાયો! ટેક
જબહિ કિરપા ભયી સદ્દગુરુકી, અભે, નિશાન બજાયો. અબ૦
કામક્રોધકી ગાગર ફૂટી, મમતાકો નીર બહાયો;
તજ પ્રપંચ વિવિધ કરિયા સબ, રામચરણ ચિત્ત લાયો. અબ૦
પાંચ તત્વકી આ તન-ગોદડી, સૂરતાકો ટોપ બનાયો;
હદ ઘર છોડ બેહદ ઘર આસન, ગગનમંડલ મઠ છાયો. અબ૦
નહિ ચાંદ-સૂરજ-દિવસ, નહિ રજની, વહાં જઈ લાડ લડાયો;
કહત કબીર કોઈ પિયુકી પ્યાસી, પિયુ પિયુ રટ લાયો. અબ૦

૪

ઓ અબધૂત! ઐસો જ્ઞાન વિચારી! વામેં કોન પુરુષ કોન નારી?
અબધૂત! ઐસો જ્ઞાન વિચારી. ટેક

બ્રાહ્મણકે ઘર ના'તીધોતી! જોગીકે ઘર ચેલી!
કલમા પઢ કે ભઈ તરકડી! આપે આપ અકેલી. અબધૂત૦
એકલશૃંગી વનમેં લૂંટયા! લૂંટયા સઈસ્રાઠયાસી!
જોગી લૂંટ્યા! જોગેશ્વર લૂંટ્યા! તો રૈયત કોન બિચારી? અબધૂત૦
નહિ પરણેલી! નહિ કુંવારી! પુત્ર–સુપુત્ર જણનારી!
કાળી મૂંડિકા તો એક બી ન છોડ્યા! સદા ય બાળકુંવારી. અબધૂત૦
સસરો હમારો બાળો ને ભોળો! સાસુજી બાળકુંવારી!
પિયુ હમારો પારણિયે ઝૂલે! મેં હું ઝુલાવન–હારી. અબધૂત૦
બ્રહ્મા, વિષ્ણુ, શંકર દેવા, એ તીનોંકી હૂં આઈ!
તીનોંકે ઘરકી ધણિયાણી! તીનોંકું ગોદ ખેલાઈ. અબધૂત૦
ન જાઉં સાસરિયે, ન જાઉં પિયરિયે, સ્વામીકી સે'જે સમાઈ!
કહત કબીર સુનો ભાઈ સાધુ, સમજ કહો સુધ પાઈ! અબધૂત૦

૫

આંબો મો'ર્યો રે સદ્ગુરુને દરબાર, સાહેલી રે આંબો મોરિયો. ટેક
આંબે સદ્ગુરુએ થાણાં રે થાપિયાં.
બોયાં બોયાં રે કાંઈ નિર્ગુણ બીજ! સાહેલી રે૦
આંબો અષ્ટ કમળદળે ઊપન્યો!
વાંકી ડાળી રે ગઈ ગગનમોઝાર! સાહેલી રે૦
આંબાને પત્રે પત્રે અમી ઝરે!
એના ઘૂમટની રે બહુ શોભા દેખાય! સાહેલી રે૦
આંબો ભ્રમરગુફામાંથી ફાલિયો!
ફળ લાગ્યાં રે બ્રહ્મશૂન્યમોઝાર! સાહેલી રે૦
ફળ દ્રષ્ટે દેખીને અહી રહ્યો!
શુદ્ધિ ચાખંતાં રે, મરી—મરી જાય. સાહેલી રે૦

રસ અતિ કડવો ને તીખો ઘણો;
કોઈ વીરલા રે, વાકે પેટ સમાય! સાહેલી રે૦
રસ થોડે — થોડે સાધતાં,
પોતે અમલી રે બની વાકું ખાય! સાહેલી રે૦
રસ રતિ એક ઘટમાં જો સંચરે,
તેને તરત જ રે અપનો સાયબો દેખાય! સાહેલી રે૦
કહે **કબીર** ધરમદાસને:
આપનો આંગો રે મેં તો દિયો બતાય! સાહેલી રે૦

૬

ઇસ તન-ધનકી કૌન બડાઈ? દેખત નૈનોંમેં મિટ્ટી મિલાઈ! ટેક
અપને ખાતિર મહેલ બનાયા, આપહિ જાકર જંગલ સોયા. ઇસ૦
હાડ જલે જૈસે લકડીકી મોલી, બાલ જલે જૈસે ઘાસકી પોલી. ઇસ૦
કહત **કબીર** સુન મેરે ગુનિયા, આપ મૂએ પીછે ડૂબ ગઈ દુનિયા. ઇસ૦

૭

કાહે ન મંગલ ગાવે? યશોદા મૈયા, કાહે ન મંગલ ગાવે? ટેક
પૂરન બ્રહ્મ સકલ અવિનાશી (૨) સો તેરી ધેનુ ચરાવે. યશોદા૦
કોટિ કોટિ બ્રહ્માંડ કે ભર્તા (૨) જપ-તપ ધ્યાને ન આવે;
ન જાનું યહ કોન પુણ્ય હૈ? (૨) યશોમતી ગોદ ખેલાવે. યશોદા૦
શિવ-સનકાદિક આદિ બ્રહ્માદિક (૨) નિગમ નેતિ યશ ગાવે;
શેષ સહસ્રમુખ રટત નિરંતર, (૨) વાકો પાર ન પાવે. યશોદા૦
સુંદર બદન કમર દલ લોચન (૨) ગો-ધેનુકે સંગ આવે;
માતા યશોદા કરત આરતી (૨) **કબીરા** દરશન પાવે. યશોદા૦

૮

ખલક સબ રૈનકા સુપના સમજ, મન! કોઈ નહીં અપના;
ઐસી નર જાણુ જિંદગાની! સવેળા ચેત અભિમાની. ખલક૦
ઘડા એક નીરકા ફૂટા! પત્ર જૈસા ડાલસે તૂટા;
ઐસી, નર! જાણુ જિંદગાની! સવેળા ચેત અભિમાની. ખલક૦

ઐસી, નર! જાણુ આ દેહી , બનો સત નામકા સ્નેહી,
તજો મદ, લોભ, ચતુરાઈ! રહો નિશંક જગમાંહી. ખલ્કક૦
ભૂલા! તન દેખ કે ગોરા! જગતમાં જીવના થોરા;
આયેગી કાલકી ફાંસી! કહે **કબીર** અવિનાશી. ખલ્કક૦

૯

ગુરુ બિન કૌન બતાવે બાટ? બડા બિકટ જમઘાટ. ટેક
ભ્રાંતિકી પહાડી નદિયા બિચમેં અહંકારકી લાટ. ગુરુ બિન૦
કામ, ક્રોધ દો પર્વત ઠાઢે, લોભ–ચોર સંઘાત. ગુરુ બિન૦
મદમત્સરકા મેહ બરસત, માયા–પવન બડે દાટ. ગુરુ બિન૦
કહત **કબીરા** સુનો ભાઈ સાધો! કયોં તરના યહ ઘાટ? ગુરુ બિન૦

૧૦

ઘૂંઘટકા પટ ખોલ રે, તુઝે પીવ મિલેંગે!
ઘટ ઘટમેં વહ સાંઈ રમતા કટુક વચન મત બોલ રે. તુઝે૦
ધન–જોબનકો ગર્વ ના કીજે, જૂઠા પચરંગ ચોલ રે. તુઝે૦
શૂન્ય મહલમેં દિયના બારિલે આસનસોં મત ડોલ રે. તુઝે૦
જાગ જુગુતસોં રંગ–મહલમેં પિય પાયો અનમોલ રે. તુઝે૦
કહે **કબીર** આનંદ ભયો હૈ, બાજત અનહદ ઢોલ રે. તુઝે૦

૧૧

જમકા અજબ તડાકા બે, તૂ કયા જાને લડકા બે. ટેક
બડે મિજાજી કડકે બૈઠે, તકિયા બિછાવત સાજ;
માર ઝપાટે જમ લે જાવે, જયું તેતરકું બાજ. જમકા૦
નવ ભી મર ગયે દશ ભી મર ગયે, મર ગયે સહસ્ર અઠયાસી;
તેત્રીશ કોટિ દેવ મર ગયે, પડે કાલકી ફાંસી. જમકા૦
પીર મર ગયે પેગંબર મર ગયે, મર ગયે જંદા જોગી;
જપી, તપી, સંન્યાસી મર ગયે, મર ગયે હકીમ રોગી. જમકા૦
તિન લોક પર છત્ર બિરાજે, સો લૂંટે કુંજબિહારી;
કહત **કબીરા** પાખરિયા લૂંટા, તો રૈયત કૌન બિચારી? જમકા૦

## ૧૨

જા ઘર હરિકથા નહિ કીર્તન, સંત નહિ મિજમાના;
તા ઘર જમડે ડેરા દીના, સાંજ પડે સમશાના. જા ઘર૦
ફૂલા ફગરા ક્યા ફિરત હૈ? ક્યા દિખલાવત અંગા?
એક પલકમેં ફના હો જાયગા, જૈસા રંગ પતંગા. જા ઘર૦
નાભિકમળસે નાવ ચલત હૈ, દ્વાદશમીન ઠેરાના;
અધર તખતકા દેખા તમાશા, સોઈ સદ્‌ગુરુકી સાના. જા ઘર૦
વિવેક-વૈરાગ્યે ગુરુગમ જાગે, સદ્‌ગુરુ નામનિશાના;
સાધુજનકી સેવા ન કીની, કિસ બિધ હોવે કલ્યાના? જા ઘર૦
મેરી, મેરી કર મર ગયો મૂરખ, મિટા નહિ માનગુમાના;
કહત **કબીરા** સુનો ભાઈ સાધો! કિસ બિધ હોવે કલ્યાના? જા ઘર૦

## ૧૩

જિને સાધુકી સંગત પાઈ રે, વાકી પૂરન કમાઈ! ટેક
સાધુકી સંગત સદ્‌ગુરુકી સેવા (૨) તો બનત, બનત બની આઈ રે. વાકી૦
દત્ત, ગોરખ, ગોપીચંદ, ભરથરી (૨) ગગનમેં છાપરી છાઈ રે. વાકી૦
અંકા, વંકા, કેવળ, કૂબા (૨) ને પાંચમી મીરાંબાઈ રે. વાકી૦
ધના, પીપા ઓર રોહીદાસા (૨) ને સજનો જાત કસાઈ રે. વાકી૦
ધ્રુવ, પ્રહ્‌લાદ, અંબરીષ, વિભીષણ (૨) ઉનકી ધન્ય કમાઈ રે. વાકી૦
કહત **કબીરા** સુનો ભાઈ સાધો! (૨) જ્યોતમેં જ્યોત મિલાઈ રે. વાકી૦

## ૧૪

જ્યાં દેખે સો દુઃખિયા બાબા, સુખિયા કોઈ નહીં રે. ટેક
જોગી ભી દુઃખિયા જંગમ દુઃખિયા, તપસીકું દુઃખ દૂના;
આશા મનસા સબ ઘટ વ્યાપી, કોઈ મહલ નહીં સૂના. જ્યાં૦
રાજા ભી દુઃખિયા પ્રજા ભી દુઃખિયા, દુઃખિયા સબ વૈરાગી;
દુઃખ-કારણસે શુકદેવને, ઉદરી માયા ત્યાગી. જ્યાં૦

સાચ કહું તો સબ જુગ દુઃખિયા, જૂઠા કહી ન જાઈ;
બ્રહ્મા, વિષ્ણુ, શંકર દુઃખિયા, જિસને સૃષ્ટિ કમાઈ. જ્યાં૦
ધૂત દુઃખિયા અવધૂત દુઃખિયા, દુઃખિયા હૈ ધની રંકા;
કહત **કબીરા** વો' નહિ દુઃખિયા, જિસને મનકું જીંકા? જ્યાં૦

૧૫

તનકા નહીં ભરોંસા રે–દેખે કાલ તમાસા રે! ટેક
બડે રાજ્યમેં સાજ બિરાજે, સત જોતો સુખ ભેલા;
કોઈ કિસીકા નહીં રે યારો, આખર જાના અકેલા. તનકા૦
આપ ચીપકે પઘડી બાંધી, ઉપર પેચ સવાઈ;
મૂછ મરડકે દરપન દેખે, ઢાલ ફિર ગઈ ભાઈ! તનકા૦
કહત **કબીરા** સુનો ભાઈ સાધો! મારગ સીધા સવારા;
નજર ખોલકર દેખો યારો, એ સબ જૂઠ પસારા. તનકા૦

૧૬

ઝિની, ઝિની, બિની ચદરિયાં! ટેક
કાહે કૈ તાના, કાહે કૈ ભરની, કૌન તારસે બિની ચદરિયાં? ઝિની૦
ઈંગલા–પિંગલા તાના ભરની, સુષમન તારસે બિની ચદરિયાં! ઝિની૦
આઠ કંવલ દલ ચરખા ડોલૈ, પાંચ તત્ત્વ ગુન તિની ચદરિયાં! ઝિની૦
સાંઈકો સિયત માસ દસ લગૈ, ઠોક ઠોકકે બિની ચદરિયાં! ઝિની૦
સો ચાદર સુર નર મુનિ ઓઢી, ઓઢીકે મૈલી કિની ચદરિયાં! ઝિની૦
દાસ **કબીર** જતનસે ઓઢી, જ્યોંકી ત્યોં ધરિ દિની ચદરિયાં! ઝિની૦

૧૭

તું હિ રામ! તું હિ રામ! બોલે મારો ચરખો
રામ–નામ–નિજ તું હિ રે–તું હિ. ટેક
ચરખો મારો અજબ રંગીલો, ગૂંજે હિરદામાંઈ!
કાંતનેવાલી છેલછબીલી, તાર ખેંચે લે લાઈ. રામ–નામ૦

રૂઈ પિંજાવન મેં ચલી, તુમ પીંજો પિંજારા ભાઈ!
પીંજન પિંજનરેકો ખા ગઈ! અબ કૈસે કરું કહો ભાઈ? રામ–નામ૦
જળજોગે સ્થળ નીપજ્યા રે, ઔર ઉનમેં વસિયા આપ!
એક અચંબા, મેં સુના ભાઈ! બેટીએ જાયો બાપ! રામ–નામ૦
બેટી કહે છે બાપને, કે અણજાયો વર લાવો!
અણજાયો વર ના મિલે, તો તુમસે મેરો દાવો! રામ–નામ૦
ચરખો મારો શિર સાટેનો, પલ બિછુર્યો કેમ જાય?
રામદાસકો ભણે કબીરો, આ ચરખાથી ભવ તરાય. રામ–નામ૦

૧૮

તંબુરા સુન લે સાધો ભાઈ!
તેરા કિયા કરમ છૂટ જાઈ રે, તેરી લખ–ચોરાશી મીટ જાઈ રે. તંબુરા૦
પ્રથમ ગણપતિ દેવ શુદ્ધ સમરું, ઔર સમરું શારદા માઈ;
દર્શન દેજો રામા! પરસન હોજો, (૨) તો હિરદે હરમત આઈ. તંબુરા૦
પાંચ તત્ત્વકા બના તંબુરા, તિન ગુન તાર મિલાઈ;
ઓહં સોહં રટનેકુ રે લાગા, (૨) નિરગુન રાહ બતલાઈ. તંબુરા૦
આપે રામે જ્યારે આરંભ રચિયો, (૨) રચિયો ઘાટ ઘટમાંઈ;
ગગનગુફામાં વાગે તંબુરો, (૨) દસમો દેવ જગાઈ. તંબુરા૦
અણઘડિયા સુતારે ઘડિયો, ઘડિયો ઘાટ ઘટમાંહી;
રૂમઝૂમ, રૂમઝૂમ વાગે તંબુરો (૨) બંકનાલ ઘટમાંહી. તંબુરા૦
દાસ કબીરને ગાયો તંબુરો, સદ્‌ગુરુ શબ્દામાંહી;
જ્ઞાન ગરીબી પાયો તંબુરો, (૨) સત સમજણ ઘર આઈ. તંબુરા૦

૧૯

દેવળ દેખ લ્યો રે: માંહી સદા નિરંજન દેવ હે! ટેક
વણ ટાંકણુ આ દેવળ ઘડિયું! દેવળમાં સર્વાંગી!
અકળ સ્વરૂપે આપ બિરાજે, એ તો પલ પલમાં બહુરંગી! દેવળ૦

તિન ગુનકા તાર મિલાવો, માંહી બ્રહ્મ–અગ્નિ પ્રજાળો !
અકળ સ્વરૂપે આપ બિરાજે, એ તો સદ્‌ગુરુ શબ્દે ભાળો ! દેવળ૦
મન કર ચંદન, તન કર તુળસી, ભાવ–ભક્તિકી પૂજા !
સદ્‌ગુરુ મિલી સદ્‌ભેદ બતાવે, ત્યારે દેવ નહીં કોઈ દૂજા ! દેવળ૦
સદ્‌ગુરુ મિલી સદ્‌ભેદ બતાવે ને કાટે કરમકા પાસા !
કરના હોય સો યહાં કર લેના, ફિર કહાં કરોગે બાસા ? દેવળ૦
કહત **કબીરા** સુનો ભાઈ સાધો ! સચ્ચા સદ્‌ગુરુ પાવે !
સત શબ્દની લહેર સમાવે, તો ફિર ન આવે–જાવે ! દેવળ૦

૨૦

પાનીમેં મીન પિયાસી ! મોહે દેખત આવે હાઁસી રે. ટેક
આતમા ચિન્હા વિના આતમાઈ, તો બટકે મથુરાં–કાશી;
જોગી હો કે જટા બઢાવે ! બન બન ફિરે ઉદાસી રે. પાનીમેં૦
પંડિત હો કે પુસ્તક બાંચે ! તોય ન મિલે અવિનાશી;
મસીદ ચ્હડકે મુલ્લાં પુકારે ! તોય ન મીટે જમ–ફાંસી રે. પાનીમેં૦
કહત **કબીરા** સુનો ભાઈ સાધો ! ગુરુ બિન મીટે ન ચોરાશી. પાનીમેં૦

૨૧

બકવા મત કરના રે, ખુદાકા નામ જપના રે. ટેક
ઉત્તમ નરદેહ આયા પ્રાણી, ઉસકા હિત કછુ કરના;
દોલતમેં તુમ મત ભૂલો, યારો ! નામ ખુદાકા જપના. બકવા૦
સુન્હા સરખી કાયા, યારો ! ઐસી નહીં હોનેકી;
કિતના જનમેં આવે–જાવે, ખાખ ઉડેગી તનકી ! બકવા૦
હીરા લગાયા, ચૂના ટીપાયા, મહલ બનાયા ખાસા;
જબ કાલકી ગાંઠ પડી, તબ જંગલ હુઆ તમાસા ! બકવા૦
કહત **કબીરા** સુનો ભાઈ સાધો ! હિંદુ–મુસલમાના;
નામ ખુદાકા જપના, યારો ! ભવસાગરકું તરના. બકવા૦

## ૨૨: રાગ–ગોડી

બહુત ભલો હૈ રે ભાઈ, અવસર બહુત બડો હૈ ભાઈ!
મનુષા દેહ દેવતાકું દુર્લભ, સો દેહી તેં પાઈ. અવસર૦
તજ પાખંડ, અવિદ્યા, પરપંચ, છાંડ દે માન–બડાઈ;
માત–તાત સ્વારથકે લોભી, માયાજાલ બંધાઈ. અવસર૦
જબ લગ જરા નિકટ નહીં તેરે, લે ગુરુજ્ઞાન–ભલાઈ;
સંતસંગત મળી ભજો ભગવંતકું, સોહિ સકલ સુખદાઈ. અવસર૦
કહત પુકાર ચેત નર અંધે, યહ તન યું હિ ગંવાઈ;
કહત **કબીર** દેહ કાચકા કૂપા, વણસતાં બેર ન લાઈ. અવસર૦

## ૨૩: રાગ–સિંધુ

ભક્તિ મરજીવાનું કામ, ભક્તિ મરજીવાના કામની! ટેક
એજી તારો ટળિયો નહિ અભિમાન, તારો મટિયો નહિ અભિમાન. ભક્તિ૦
દુર્મતિ દૂર તજોને અભિમાન, માંહેથી ટાળોને રે ગુમાન. ભક્તિ૦
કનક–કામિની બહુત કઠણ હૈ, અબકે ઉગારો મેરે શ્યામ. ભક્તિ૦
કામ, ક્રોધ અડાબળ જોદ્ધા, પકડી મગાવો એક દામ. ભક્તિ૦
માન–ગુમાન મેલો મારગમાં, તો પહોંચો નિજ ધામ. ભક્તિ૦
કાયર હોય તે રણ દેખી કંપે, શૂરા લડે મેદાન. ભક્તિ૦
કહત **કબીરા** સુણો ભાઈ સાધો! અટળ ભૂમિ અસ્થાન. ભક્તિ૦

## ૨૪: રાગ–બિલાવલ

ભૂલ્યો મન ભમરા તું કયાં ભમ્યો, ભમ્યો દિવસ ને રાત?
માયાના બાંધેલ પ્રાણીઓ, સમજ્યો નહિ શુદ્ધ વાત. ભૂલ્યો૦
કુંભ કાચો કાય જાજરી, જોઈને કરોને જતન;
વણસતાં વાર લાગે નહિ, રાખો રૂડું રતન. ભૂલ્યો૦
કેનાં રે છોરુ કેનાં વાછરુ, કેનાં માતને બાપ?
અંત કાળે જાવું એકલાં, સાથે પુણ્ય ને પાપ. ભૂલ્યો૦

જે ઘેર નોબત વાજતી, રૂડા છત્રીસ રાગ;
ખંડેર થઈ તે ખાલી પડ્યાં, કાળા ઊડે છે કાગ. ભૂલ્યો૦
જીવની આશા ડુંગર જેવડી, મરણ પગલાંને હેઠ;
મોટા મોટા મરી ચાલ્યા, લાખો લખપતિ શેઠ. ભૂલ્યો૦
ઊલટી નદી પૂર ઊતરી, જાવું પેલે પાર;
આગળ નીર નહિ મળે, જોઈએ તે લેજે હાર. ભૂલ્યો૦
સતકર્મ સદ્‌વસ્તુ વહોરજો, ઈશ્વરસમરણ સાથ;
**કબીર** જુહારીને નીસર્યા, લેખું સાહેબને હાથ. ભૂલ્યો૦

૨૫

મન મગન ભયા ફિર ક્યા બોલે? ટેક
તેરા સાહેબ હૈ ઘટમાંહી, બાહિર નૈનાં ક્યા ખોલે? મન૦
હંસા રે પાયા માનસરોવર, તાલ તલૈયાં ક્યું ડોલે? મન૦
સૂરત કલાલી હુઈ મતવાલી, અમૃત પી લો અણમોલ. મન૦
કુમતિ હોય તો લે લો તરાજૂ, પૂરા હુવા ફિર ક્યા તોલે? મન૦
કહત **કબીરા** સુનો ભાઈ સાધો! સાહેબ પાવે અણમોલે! મન૦

૨૬

મન! તોહે કિસ બિધ કર સમઝાઉં? ટેક
સોના હોય તો સુહાગ મંગાઉં, બંકનાલ રસ લાઉં;
જ્ઞાન શબ્દકી ફૂંક ચલાઉં, પાની કર પિગલાઉં. મન૦
ઘોડા હોય તો લગામ લગાઉં, ઉપર જીન કસાઉં;
હોય સવાર તેરે પર બૈઠું, ચાબુક દેકે ચલાઉં. મન૦
હાથી હોય તો જંજીર ગઢાઉં, ચારેં પૈર બંધાઉં;
હોકે મહાવત તોહે શિર બૈઠું, અંકુશ લેકે ચલાઉં. મન૦
લોહા હોય તો ઐરણ મંગાઉં, ઉપર ધુઆં ધુવાઉં;
ધુઆંકી ઘનઘોર મચાઉં, જંતર તાર ખિંચાઉં. મન૦
જ્ઞાન ચાહીએ તો જ્ઞાન સિખાઉં, સત્યકી રાહ બતાઉં;
કહત **કબીર** સુનો ભાઈ સાધો! અમરાપુર પહુંચાઉં! મન૦

## ૨૭

મન મસ્ત હુઆ તબ ક્યોં બોલે ? ટેક
હીરા પાયો, ગાંઠ ગઠિયાયો; બાર બાર વાકો ક્યોં ખોલે ? મન૦
હલકી થી જબ ચઢી તરાજૂ; પૂરી ભઈ અબ કયા તોલે ? મન૦
સૂરત કલારી ભઈ મતવારી; મદવા પી ગઈ બિન તોલે ! મન૦
હંસા પાયે માનસરોવર; તાલ તલૈયાં ક્યોં ડોલે ? મન૦
તેરા સાહિબ હૈ ઘટમાંહી, બાહિર નૈના ક્યોં ખોલે ? મન૦
કહે **કબીર:** સુનો ભાઈ સાધો ! સાહિબ મિલ ગયે તિલ ઓલે ! મન૦

## ૨૮

મોહે કહાં તૂ ઢૂંઢે ? બંદે, મેં તો તેરે પાસમેં;
ના મૈં કોઈ કિરિયા-કરમમેં, ના મૈં જોગ-સંન્યાસમેં. મોહે૦
ના મૈં પોથી, ના મૈં પંડિત, ના કાશી કૈલાસમેં;
ના રહતા મૈં શ્રી દ્વારિકા, ના રહતા જગન્નાથમેં. મોહે૦
ના રહતા મૈં મક્કા–મદીના, ના રહતા હિમાલયમેં;
ના રહતા મૈં જંગલ-સહરા, મૈં રહતા બિશ્વાસમેં. મોહે૦
કહત **કબીરા:** સુનો ભાઈ સાધો ! સબ શ્વાસનકે શ્વાસમેં;
જો ખોજે તો તુરંત મિલું મૈં છિનભરકે તલાશમેં. મોહે૦

## ૨૯

રામનામ તબ જાન્યો, સંતો ! રામનામ તબ જાન્યો;
આતમતત્ત્વ પિછાન્યો, સંતો ! રામનામ તબ જાન્યો. સંતો૦
કોણ મરે કોણ અવતરે ભાઈ, કોણ જીતે કોણ હારે ?
જલકી લહેરી જલસે ઊપજી, કોણ તરે કોણ તારે ? સંતો૦
કાયા કુંભ જળમાંહી ધરિયા, બહાર ભીતર ભર્યાં પાણી;
ફૂટયા કુંભ, જલ જલમેં ભળિયાં, સો ગત વિરલે જાની. સંતો૦

હરિ અથાહ થાહ નહિ પાયો, સાહેર સૂરતા સમાની;
ઢીમર જાલ ડાલે કયોં કર હિ, મિન હિ હો ગઈ પાની. સંતો૦
ગુરુ બિન જ્ઞાન, રામ બિન બોલે, મિથ્યા વાદ કહાવે;
કહે **કબીર** ગૂંગેકી સમસ્યા ગૂંગા હોય સો પાવે. સંતો૦

૩૦

રામભજન વિણુ નહિ નિસ્તારા, પ્રભુભજન–હજુ સમજ મન કયું સોતા?
જાગ્રત નગરીમેં ચોર ના લૂંટે, જખ મારેગા જમદૂતા. રામ૦
જપ કર તપ કર કોટિ યજ્ઞ કર, કાશી જઈ કરવત લેતા;
મૂઆ પીછે નર મુકિત રે માગે, જંગલ સરજે જડભૂતા. રામ૦
જોગી હોકર જટા બઢાવે, અંગ લગાવે ભભૂતા;
એક દમડીકે કારણુ દેહ જળાવે, વો જોગી નહિ જગધૂતા. રામ૦
મુલ્લાં હોકર બાંગ પુકારે: યું કયા–સાહેબ બે'રા હે?
કીડીકે પાંઉમેં નૂપુર બાજે, વો તો સાહેબ મેરા સુનતા હે. રામ૦
જાકી સૂરતા લગી સાહેબસે, કાળ, ક્રોધ ગરદન દેતા;
અધર તખત પર આસન રખતા, ઓ જોગી બડે અબધૂતા. રામ૦
ઊંધ્યા સો નર ગયા ચોરાશી, જાગ્યા સો નર જમ જીત્યા;
રામાનંદકા ભણે **કબીરા** અનુભવિયા અનભે' પોકયા. રામ૦

૩૧

રામ–રસ પી લિયો નરનાર, પ્રેમરસ જી. ટેક
રત્ન પદારથ સાર દેહી તેં સુંદર પાઈ,
કરી કરી ઓછા સંગ ભૂલ મતિ કહાં ગમાઈ?
સ્વર્ગલોક ઇચ્છે સદા, મનુષજનમઅવતાર,
કાચમણિ કર ગ્રહી હીરો ખોયો ગમાર. રામ–રસ૦
ઓર દેવકું ધાય કરમ બિન કા'સે પાવે,?
ન કરે સંતકી સેવ નિત સાકુટ જમાવે;
માયા ખરચે રામકી ને આપે લેત બડાઈ,
પરમારથી ખબર નહિ, ઊલટી ચોરાશી પાઈ. રામ–રસ૦

તીરથ વ્રત સ્નાન કરી કરી બહુત ભુલાયા,
જપ તપ યજ્ઞ દાન કરી કછુ રામ ન પાયા;
સત્ય શબ્દ શોધે નહિ તબ લગ જૂઠી સેવ,
જો કરિયે સો ભરમણા–કાં તીરથ કાં દેવ. રામ–રસ૦
રામ–રસ પીનો ચહાય, ભેદ સદગુરુકો લીજે,
વાગે અનહદ નાદ, વામે ધ્યાન ધરી જે;
કહત કબીર પરિબ્રહ્મકે ઝળકે જ્યોત અખંડ,
અર્ધ ઊર્ધ્વકે બિચમેં નિશદિન ખોજો પંડ. રામ–રસ૦

૩૨

રામ–રસ ઐસા હૈ મેરા ભાઈ!–જાકે પીએસે મગન હો જાઈ. ટેક
કુંભકા બાંધ્યા જલ રહે, ઔર જલ બિન કુંભ ના હોઈ;
જ્ઞાનકા બાંધ્યા મન રહે ભાઈ, ગુરુ બિન જ્ઞાન ના હોઈ. રામ૦
મીઠા મીઠા સૌ પીવે રે કડવા ન પીવે કોઈ;
સાકર પીધે દુઃખ ઊપજે રે, વિખ પીધે સુખ હોઈ. રામ૦
ચાખતડાં મૂંગાં ભયાં રે, પીવતડાં મર જાઈ;
રતિ એક ઘટમાં સંચરે, તો અમ્મર લોક લે જાઈ. રામ૦
મેં મેરા ઘર જાલિયા રે, લિયા પલિતા હાથ;
તુમ તુમેરા ઘર જલા દો, તો ચલો હમારે સાથ. રામ૦
દેશ–બિદેશમેં ફિરી રે, માનવકા હૈ સુકાલ;
જિસે દીઠે નૈનાં ઠરે રે, ઉનકે બડે દુકાલ. રામ૦
ઘર બાળે ઘર ઊગરે રે, ઘર રાખે ઘર જાય;
એક અચંબા મૈં સુન્યા ભાઈ, મડા કાલકું ખાય. રામ૦
ડુંગર ડુંગર મૈં ફિરી રે, રોઈ ગુમાવ્યાં નેન;
સો બુટ્ટી લીધી નહીં રે, ફોકટ ખોયાં વેણુ–સવેણુ. રામ૦
કબીરકા ઘર દૂર હૈ રે, ભાઈ–જૈસી લંબી ખજૂર;
ચઢે તો ચાખે રામ–રસ, ઔર ગીરે તો ચકના ચૂર. રામ૦

ઊંચા ઊંચા સૌ ચલેં, પણ નીચા ન ચાલે કોઈ;
જો કોઈ નીચા ચલે, તો સબસે ઊંચા હોઈ. રામ૦
મિસરી વેરાણી સંતો રેતમાં રે, કુંજરસે ચૂંગી નહીં જાય;
મમતા મારો સંતો આપકી, તો કીડી હોય કણ ખાય. રામ૦
ધ્રુવે પિયા પ્રહ્લાદે પિયા, ભાઈ, પીપાને રોહીદાસા;
પીતાં **કબીરા** છક રહ્યા, ભાઈ, ફેર પીવનકી આશા. રામ૦

## ૩૩

રામરસપ્યાલા! હૈ ભરપૂર પિયો કોઈ–ઘટક–ઘટક–ઘટક. ટેક
સદ્‌ગુરુ શબ્દકી ચોટ, કલેજામેં ખટક!
નૂરતસૂરતકી સીડી પકડ કર, ચઢ જાવ સંતો–ચટક–ચટક–ચટક. રામ૦
તનકુ ખોજો, મનકુ ધોજો, ચઢેગા પ્રેમરસચટક;
ઇસ કાયામેં ચોરકુ પકડો! મનકુ મારો ઠુસ–પટક–પટક–પટક. રામ૦
સાધક.સિદ્ધક કછુવે ન સાધે! ઐસી માયાકી હૈ લટક;
તીરથ–બીરથ જો કછુ કરના, વો તો હૈ મરના–ભટક–ભટક–ભટક. રામ૦
અધર બાઁસકો ખેલ રચ્યો હૈ, ચઢે સો શૂરા–નટક–નટક;
દાસ **કબીર**કી જ્ઞાન-ગોદડી, બિછા લો–સંતો કોઈ–ઝટક–ઝટક–ઝટક. રામ૦

## ૩૪

લગી લગી આ ધૂન! ભજન કરો મનમેં, શબ્દ સુનો તનમેં રે!
ઘાયલ થઇને પોકારા જી. લગી લગી આ૦
ઘાટ બે ઘાટ વખત પર ઊઠના, તખત પર બેઠના રે;
સંગે ના આવે બંદા કોઈ જી. લગી લગી આ૦
જલમેં થલ, કમલ બિચ કલિયાં–કમલ બિચ કલિયાં રે!
ઉસ પર ભમરા લોભાયા જી. લગી લગી આ૦
જમીન–આસમાન બસાયા એક શહેર, બસેરા એક શહેર રે!
ઉસ પર દીયા હરિને ડેરા જી. લગી લગી આ૦

તીરથ જાઉં પથ્થર કેરી પૂજા–પથ્થર કેરી પૂજા હે!
તીરથ નાઉં જપ પાની જી. લગી લગી આ૦
કહત **કબીર** સુનો રે ભૈયા સાધો! સુનો રે ભૈયા સાધુ રે!
રામરતન દિલમેં પાયા જી. લગી લગી આ૦

૩૫

લાગી લગન! પિયા રૅમસેં–દોરી લગ રહી રે;
લગ રહી–લગ રહી–લગ રહી રે. દોરી૦
નાભિ–કમલસે લગી મેરી દોર!
શૂન્ય શિખર ગઢ બૈઠી ઠામ–ઠૌર. દોરી૦
ઈંગલા–પિંગલા–સુખમન નાર!
ત્રિકુટી મહેલકા ખોલ દો કમાડ. દોરી૦
હે જી! વાગે વાંસલડી ને ઝીણા ઝણકાર!
સોહમ્ શિખર ભાસ્યો ઝળળળકાર. દોરી૦
હે જી! વાગે શરણાઈઓ ને મૃદંગ સાર!
સુરીનર મુનિજન દેખ લો દેદાર. દોરી૦
હે જી! ઊગ્યો છે અર્ક જાણે ચંદ્ર ને ભાણ!
આ પિંડ–બ્રહ્માંડમાં થઈ રહી જાણ. દોરી૦
હે જી! બોલે રામાનંદ ગુરુ અલખ અપાર!
સાહેબ **કબીર** કરે સંતમેં દીદાર. દોરી૦

૩૬

વિના મુખડે જપ્યા કર, જીભ્યાં મત ડોલાવે;
વિના શ્રવણુ સુન્યા કર, દો નૈન ઝુકાવે. અજંપા૦
ઈંગલા પિંગલાકી મધ્યમેં જે કોઈ પવન ઝુકાવૈ;
ત્રિકુટી ઘાટ હંસા સ્નાન કરાવે. અજંપા૦
અગમ ચોકી પછમ દિશા, વહાં કોઈ ખડકી ખોલાવે;
અરધ, ઉરધકી કોટડી ત્યાં કોઈ ધ્યાન લગાવે. અજંપા૦

ચંદા નહિ વહાં સૂરજ ભી નહિ, ઐસી શોભા દિખલાવે
મેઘ, પવન પૃથ્વી નહિ, ત્યાં અધર રસ આવે ! અજંપા૦
જમીં નહિ આસ્માં' નહિ, ત્યાં કોઈ લોક કહાવે;
કહે **કબીર** કોઈ સંતજન અમર લોક પહુંચાવે. અજંપા૦

૩૭

સદ્‌ગુરુ શબ્દસે હેરી ! મેરે સાધો ! દેખો દરિયાકી લહેરી. ટેક
ઊલટી દોર ગગન જઈ લાગી, વહાં બઢી એક દહેરી;
એ દહેરીમેં અલખ બિરાજે, લલુપત લાગી વહાં મેરી. મેરે૦
એ દહેરીમેં અષ્ટકુલ પર્વત ! નવસે નદિયાં ઘેરી;
આસપાસ રત્નાકર સાગર, બિચમેં મીઠી વેળી. મેરે૦
એ દહેરીમેં બાજાં બાજે, બાજે આઠ પહોરી;
તાલ, પખાજ, મૃદંગ, ખૂબ બાજે, બાજે બંસી ઘેરી. મેરે૦
બિના મૂળકા તરુવર રચિયા, પત્ર ખિલે ચોફેરી;
છાયા-ધૂપ કછુ હય નહિ વાકી, ફૂલ લાગ્યાં ખૂબ ઢેરી. મેરે૦
અગમ અગોચર પુરુષ જહાં રહતા, લગન લગી વહાં મેરી;
કહત **કબીર** ખોજો મેરે પ્યારે, નિર્ગુન માલા ફેરી. મેરે૦

૩૮

સાધો ! સહજ સમાધ ભલી !
ગુરુ પ્રતાપ જા દિનસે જાગી, દિન દિન અધીક ચલી. સાધો૦
જહઁ જહઁ ડોલૌં સો પરિકરમા, જો કછુ કરૌં સો સેવા;
જબ સોવૌં તબ કરૌં દંડવત, પૂજૌં ઔર ન દેવા. સાધો૦
કહૌં સો નામ સુનૌં સો સુમિરન, ખાવેં પિયૌં સો પૂજા;
ગિરહ, ઉજાડ એક સમ લેખૌં, ભાવ મિટાવૌં દૂજા. સાધો૦
આંખ ન મૂંદૌં, કાન ન રૂંધૌં, તનિક કષ્ટ નહીં ધારૌં;
ખૂલે નૈન પહિચાનૌં હઁસિ-હઁસિ, સુંદર રૂપ નિહારૌં. સાધો૦
શબ્દ નિરંતરસે મન લાગા, મલિન વાસના ત્યાગી;
ઊઠતબૈઠત કબહૂં ન છૂટે, ઐસી તારી લાગી. સાધો૦

કહત **કબીર** યહ ઉનમુનિ રહની, સો પરગટ કરી ગાઈ,
દુઃખસુખસે કોઈ પરે પરમ પદ, તેહિ પદ રહા સમાઈ. સાધો૰

૩૯

સાહેબ મને ડરતો લાગ્યો એક દિનકો, દિનકો રે ઘડી પલકો;
આ રે કાયા તો માટી કેરો મટકો, ફૂટી જશે નહિ રે વાગે રણકો. સાહેબ૰
આ રે કાયામાં ફૂલનકેરી વાડી, ચરી જશે વનકેરો મરઘો. સાહેબ૰
આ રે કાયામાં હાટ બજારો, વણજ કરી લે પલ પલકો. સાહેબ૰
એક વાર સાહેબ સૌને બોલાવે, લેખાં લેશે પલકો. સાહેબ૰
કહે **કબીર** સાહેબ સુનો ભાઈ સાધો ! આજકો દિન આનંદકો. સાહેબ૰

## ૪૦ : રાગ ભૈરવી

સુકૃત કર લે, રામ સમર લે, કોન જાને કલકી રે ?
ખબર નહીં આ જુગમેં પલકી. ટેક
જબ લગ હંસા બસે કાયામેં, તબ દેહ મંગલકી;
હંસા દેહી છાંડ ચલેગા, તબ માટી જંગલકી રે. ખબર૰
તારામંડળ, રવિ–ચંદ્રમા, સબહિ ચલા ચલકી;
દિન ચારકે ચમત્કારમેં, બીજલી જાય ચમકી રે. ખબર૰
માતપિતા સુત કુટુંબ કબીલા, દુનિયા મતલબકી;
કાયામાયાકા સ્નેહી, અંતે રહે અલગી રે. ખબર૰
કૂડ–કપટ કર માયા જોડી કરે બાતાં છલકી;
પાપકી પોટ ધરી શિર ઉપર, કૈસે હોય હલકી રે ? ખબર૰
જગતકી આશા છોડકર, અબ યાદ રખ રબકી;
ચોરાસીકો ફેરો મીટેગા, રહે ન ભય જમકી રે. ખબર૰

૪૧

હરિસે કોઈ નહીં બડા, દીવાના કયું ગફલતમેં પડા ? ટેક
પ્રહ્લાદ બેટા હરિસે લપટા, જબ થંભ કડકડા. દીવાના૰
ગોપીચંદ ઔર ભરથરી રાજા, માલમુલક સબ છોડા. દીવાના૰

પુંડરીકને સેવા કીની, વિઠ્ઠલ ઈંટ પર ખડા. દીવાના૦
કહત **કબીરા** સુનો ભાઈ સાધો! હરિચરણુ ચિત્ત ચડા. દીવાના૦

## ૪૨

સુણુ સાહેલી! ચરખીડો તારો રે, રણઝણુ બોલે;
એકાંત મન સ્થિર કરી, શું કરવાને કાજે ઘર ઘર ડોલે? સુણુ૦
મેરુદંડ મોભ સ્થિર થાંભલિયો, નાભિકમળ ચતુર્દશ દામણિયો;
વસ્તુ બિજણા વિના બ્રહ્માએ ઘડિયો. સુણુ૦
શ્વાસો સોહંની મધ્યે માળ ફરે, નાસા તોરણિયાં વચ્ચે નૃત્ય કરે;
ઝીણાં કર્ણ ચમરખાં શબ્દ કરે. સુણુ૦
તું તું ત્રિવેણી મધ્યે ત્રાક ફરે, પૃણી પ્રેમતણી લઈ સ્પર્શ કરે;
ટાળી દ્વૈતતણો એક તાર કરે. સુણુ૦
લે કર ઘડી લઈ કરમાં કરને, તાર તૂટે નહિ સૂરતા ધરને;
ગુરુ જ્ઞાન પીંજણે સૂતર ભરને. સુણુ૦
એ ચરખાની સમજણ સારી, તમે સાંભળજો નર ને નારી;
કહે **કબીર** કાંતે કોઈ કતનારી. સુણુ૦

## ૪૩

સંતનકે સંગ લાગ રે, તેરી અચ્છી બનેગી; ટેક
હંસનકી ગત હંસરી જાણે, કયા જાણે કોઉ કાગ રે? તેરી૦
સંતનકો સંગ પૂર્ણ કમાઈ, હોય બડા તેરો ભાગ રે. તેરી૦
ધ્રુવકી બની પ્રહ્‌લાદકી બન ગઈ, હરિ સુમરન વૈરાગ રે. તેરી૦
કહત **કબીરા** સુનો ભાઈ સાધો! રામભજનકો લાગ રે. તેરી૦

## ૪૪

સંસારી શું જાણશે? જ્ઞાની કરોને વિચાર–બોલણહારો તે કયાં વસે? ટેક
પાણીથી છે પાતળો જેવી ધૂમસની ધાર;
પિંડ બ્રહ્માંડની પાર છે, નોધારાનો આધાર. સંસારી૦

શૂન્યની ધૂન્યોમેં ધમધમે, ત્યાં છે પવનનો વાસ;
મેઉલા ત્યાં વરસે મોતીતણા ઘનઘોર આકાશ. સંસારી૦
તખત તરવેણીના તીરમાં, ખેલ જુઓ અપરંપાર;
પાંચ તત્ત્વ પરગટ રમે, જેમ કરે વીજ ચમકાર. સંસારી૦
ગગનમંડળીના ગોખમાં, વાગે અનહદ નાદ;
ઉનમુનિએ ઓળખાય જે, ખેલ છે ખાંડાની ધાર. સંસારી૦
દશમે દ્વારે દેવ છે, સોહં શબ્દની પાર;
કહે **કબીર** કૂડું નહિ, સાચું અગમ અપાર. સંસારી૦

૪૫

હરિજન ભક્તિ ન છોડે, સંતો ભાઈ, હરિજન ભક્તિ ન છોડે;
તન જાય, ધન જાય, જાય સુખ–સંપત, નામકા નેજા ગોડે. સંતો૦
શૂરા શસ્ત્ર ધરે ન ધરણી પર, અરિકા દલ કોપે;
કર કરિ બાણુ સહે શર સન્મુખ, દેહકા નેજા રોપે. સંતો૦
સતી ગર્થભંડાર ન સંચે પડદામાંહે નવ ડોલે;
અપને પિયા સંગ રોમ રોમ રાચે, હરિ વિના મુખ નવ બોલે. સંતો૦
અગન જલે સો સતી ના કહાવે, ઝૂઝ મરે સો નહિ શૂરા;
બ્રહ્માગ્નિમાં આપાપું હોમે, સોઈ હરિજન પૂરા. સંતો૦
કેસરી ઘાસ ભખે નહિ કબહુ, જો જીવ નીકરી જાવે;
કહત **કબીરા** સુનો ભાઈ સાધો! ઊલટપલટ હોઈ જાવે. સંતો૦

૪૬

હંસા હંસ મિલે સુખ હોઈ! પૂરા સદ્‌ગુરુ મિલે સુખ હોઈ રે. ટેક
આ રે બદનમેં તૂ કહાં રે છુપાયા? ભેદ ન જાને તેરો કોઈ રે. હંસા૦
જો કોઈ હંસાકા વચન વિચારે, એ વચને કારજ હોઈ રે. હંસા૦
વચન પહોંચાવે અમર લોકમેં, આવાગમન સબ ખોઈ રે. હંસા૦
તિન લોકમેં જમરા રાજા, અંતે બાંધે સોઈ રે. હંસા૦
શબ્દ ગુરુકા સમજીને ચાલે, તો જમરા બેસે રોઈ રે. હંસા૦

ખટ દર્શન ને છત્રીસ પાંખડ, ભેખ બાંધ્યો સબ કોઈ રે. હંસા૦
બેદ, કિતાબોંમેં, સબ સંસારી હંસ નિરાલા હોઈ રે. હંસા૦
હંસો પહોંચાવે, જગમગ દીપકમેં, હંસે હંસ સમોઈ રે. હંસા૦
કહત **કબીર** તુમ પ્રતીત રખ લો, હંસો ન જાત બિછોઈ રે. હંસા૦

## કરૂક

### ૧

જીવ શિવમાં શો ફેર છે રે–મન! જીવ શિવમાં શો ફેર છે? ટેક
તારી અવિદ્યા તે તેની છે માયા, વાસ્તવમાં શું વેર છે રે? મન૦
તું નથી મરતો ને નથી અવતરતો; અમર થવાની એ તો પેર છે રે! મન૦
સત્ ચિત્ આનંદ જો સરખાવી, જડ દુ:ખ મિથ્યા ઝેર છે રે! મન૦
**કરૂક** સડક એ રખે તું મૂકતો, સદ્ગુરુની ઘણી મહેર છે રે! મન૦

### ૨

પીએ કોઈ જ્ઞાન-ગાંજેકી કલી, દેખે તબ પરમેશ્વરકી ગલી! ટેક
મહાવાકયકી કલી ચાર જીને, હસ્તકમલ કર મલી;
માયા બીજ અસર નિકાલા, ભાગત્યાગ કર ભલી. પીએ૦
ગુરુ શબ્દકા ગાંજા સંતો, સોહંગ ચીલમ ધર દલી;
બ્રહ્માગ્નિકી આગ જલાઈ, કર્મ વાસના ગલી. પીએ૦
સોહં સૂકા રગડ મિલાવો, તબ ઊડે ગલગલી;
જીવન્મુક્ત પીએ જન જોગી, બ્રહ્માનંદ રસ રલી. પીએ૦
હરનિશ રહે ચકચૂર નિશામેં, આવાગમન જાય ટલી;
**કરૂક** સદા મન મગન ફિરત હૈ, જૈસે કમલ પર અલી. પીએ૦

### ૩

પીઓ કોઈ જ્ઞાન ઘૂંટકે ભંગ, લગે જબ જગત પતિસે રંગ. ટેક
તનકર કૂંડી મન કર સોટા, શુદ્ધ બુદ્ધિ જલ ગંગ;
ઓહંગ સોહંગકા રગડ લગાવે, પ્રેમ પ્રીત પ્રસંગ. પીઓ૦

કાલી મિરચી મમતા પીસો, વિષય વાસના સંગ;
સાર અસાર સારીસે છાણો, આત્મતત્ત્વ અસંગ. પીઓ૦
ભરી કટોરા 'તત્ત્વમસિ'કા પીઓ સદ્દગુરુ કે સંગ;
ચડે ખુમારી બ્રહ્મજ્ઞાનસે, શીતલ હોય સબ અંગ. પીઓ૦
ચાર બેદકો ભેદ પાઈ કોઈ, પીવે કરે સત્સંગ;
કરક લહેર એ ગુરુ દયાકી, ચડે ન દૂજો રંગ. પીઓ૦

## ૪

યાર મુસાફર આયે કહાંસે, ભૂલે ભટકે જાતે હો ? ટેક
કૌન નગર નગરીકે વાસી, ઠાકુરલાલ કહાતે હો ?
આના કહાંસે-જાના કહાં હે, ઇત-ઉત ગોથે ખાતે હો ? યાર૦
સંગી હો કિ અસંગી અપના, નામ ભી હો કિ અનામી હો ?
ભેદુ હો કિ ભેદી સબકે, સેવક હો કિ સ્વામી હો ? યાર૦
ચલના હૈ કિ રહના હૈ કુછ, લેના હૈ કયા દેના હે ?
સચ્ચ કહો સોદાગર પ્યારે, અપના કહાં ઠિકાના હે ? યાર૦
ઇસ નગરીમેં કામ કહાં હૈ, ઘડી ઘડી કયોં આતે હો ?
કહે કરક સોદા દિખલાવો, કયા લાયે-લે જાતે હો ? યાર૦

## ૫

શિવ થતાં શી વાર છે ? જીવ, તને-શિવ થતાં શી વાર છે ?
હું મારું તજવું ને પ્રભુ પ્રભુ ભજવું, જૂઠો સકળ સંસાર છે. જીવ, તને૦
વૈરાગ્ય રાખવો ને બ્રહ્મરસ ચાખવો, રહેવું પરાની પાર છે. જીવ, તને૦
સાર અસાર વિચાર કરી લેવો, એમાં શું મોટો ભાર છે ? જીવ, તને૦
સત્-ચિત્-આનંદ જોવો સરવમાં, જડ દુઃખ મિથ્યા માર છે. જીવ, તને૦
સહજ ઉપાય પણ રહેવું સીધા, માર્ગ ખાંડાની ધાર છે. જીવ, તને૦
નિજ સ્વરૂપ માની નિર્ભય થવું, ત્યાંથી તે કોણ કાઢનાર છે ? જીવ, તને૦
કરક રહેવું બેધડક થઈને, શિવ સહુનો સરદાર છે ! જીવ, તને૦

## કલ્યાણદાસ

૧

કહેણીવાળા રે ! રહેણી વિના રદ મળશો;
રહેણી વિના તમે રદ મળીને, અવળે મારગે ચઢશો. કહેણીવાળા૦
અતીત થઈને ભગવાં પહેરી, ભભૂત ગોળા ધરશો;
જંતરમંતર મોટા થઈને, દ્રવ્ય પરાયાં હરશો. કહેણીવાળા૦
બહાનાંબંધી છાપાં તિલક, વાદ ઘણેરા કરશો;
પરને શિખામણ દઈને, તમે પેટ તમારું ભરશો. કહેણીવાળા૦
આતમતત્ત્વ એક ના ચિન્યો, ફોગટ ફેરા ફરશો;
કહે **કલ્યાણ** અમીરસ ઢોળીને કયે ઠેકાણે ઠરશો ? કહેણીવાળા૦

૨

રામ પિયારા, કૃષ્ણ હમારા; તું હિ તું હિ, પ્રભુ તું હિ તું હિ હય.
તું હિ તું હિ રામા, તું હિ તું હિ હય; (૨)
તું હિ તું હિ પ્રભુ તું હિ તું હિ હય. રામ૦
બલિહાર જાવાં, કુરબાન જાવાં; (૨)
સદકેમેં જાવાં હરિ, તું હિ તું હિ હય. રામ૦
તુમ બિન મેરા, ઓર ન કોઈ; (૨)
એકો અલખ સ્વામી, તું હિ તું હિ હય. રામ૦
કયે દર જાવાં, જાય સુનાવાં; (૨)
દો દર નાહિ, એક, તું હિ તું હિ હય. રામ૦
**કલ્યાણ** હાર પડયો શરણ તુમારે; (૨)
રાખો હે લાજ, હરિ તું હિ તું હિ હય. રામ૦

૩

શું જાણે ભક્તિ વનચર વગડાનાં રે વાસી ? ટેક
પાસે જઈને પ્રમોદીએ, તો નિશ્ચે જાયે નાસી રે;
સાધુ પુરુષનો સંગ ન કીધો, આપોઆપ ઉદાસી. શું જાણે૦

રઘવાયાં શાં વનમાં ભમતાં, ભૂંડી વાતો ભાસી રે;
ક્યાંથી આવ્યાં ? ક્યાં જવું છે ? જોયું નહીં તપાસી. શું જાણે૦
આત્મદષ્ટિનો મર્મ ન જાણ્યો, હરિ વિના થઈ હાંસી રે;
કહે કલ્યાણ રઘુનાથ ભજનમેં, ઘટમાં ગંગા કાશી. શું જાણે૦

## મહારાજ કૃષ્ણરાજ

૧

અનુભવીને એકલું આનંદમાં રહેવું રે;
ભજવા પરિબ્રહ્મ, બીજું કાંઈ ન કહેવું રે. અનુભવી૦
એક જ જાણી આતમા, કોઈને દુઃખ ન દેવું રે;
સુખદુઃખ આવે સહેજમાં, તે તો સહીને રહેવું રે. અનુભવી૦
ઊર્મિ ને બીજી ઈષણાથી અળગું રહેવું રે;
સમદષ્ટિ સમતાને ગ્રહી, આપ ખોવું રે. અનુભવી૦
આદિ, અંત, મધ્ય, એકાદ્વૈત ભાસ્યું રે;
આતમના ઉદય થકી અજ્ઞાન નાસ્યું રે. અનુભવી૦
વેદ જોયા, પુરાણ જોયાં, સર્વે તપાસી;
રામના નામથી કોઈ ન મોટું, સંત ઉપાસી. અનુભવી૦
સદ્ગુરુને સેવતાં, મારું મનડું મોહ્યું રે;
કૃષ્ણજી કહે મહાપદમાં એક ચિત્ત પ્રોયું રે. અનુભવી૦

૨

ઉપનિષદનાં સરવડાં રે વરસે, અનુભવની તો હેલી રે પરસે;
કૈવલ્યમાં શુદ્ધ ચૈતન્ય દરસે, તો સાતમી ભૂમિકામાં મ્હાલતાં રે.
ધ્યેધ્યાતાનો ગર્ભ જ ગળિયો, તત્પદ, ત્વંપદ, અસિપદ મળિયો;
વિધિનિષેધ કંપારો ટળિયો, તો નિર્ગુણ માર્ગમાં ચાલતો રે.
જીવન્મુક્ત દશા છે રે સારી, આતમરામ સદા સુખકારી;
ભામણાં લઈને જાઉં બલિહારી, તો મરજીવા એના ભોગિયા રે.

સંશયરૂપી સરપણીએ ડસિયા, મનવાણીથી અગોચર વસિયા;
સહજાનંદ સમાધિના રસિયા, તો અણુલિંગી અવધૂત જાણિયા રે.

ભંવરગુફાનાં સાધન શમતાં, અર્ક ઊગ્યો રજની આથમતાં;
વેદના મસ્તક ઉપર રમતાં–તો સાક્ષાત્કારમાં શોભિયો રે.

સકળરૂપ ચેતનમાં જો તે, સાક્ષાત્કાર સદોદિત ઊગ્યો તે;
સચ્ચિદાનંદ થયો પોતે, તો સ્થિતિપદમાં લોભિયો રે.

નેતિ નેતિ વિચાર વિવેકે, શાખા ચંદ્ર નહીં રે અલેખે;
મુક્ત ખેલે છે અવધૂતવેષે, તો દેહાધ્યાસને ટાળવા રે.

હંસગતિ બગલા શું જાણે? આપ આપના અનુમાને આણે;
કૃષ્ણજી અનુભવી હોય તે જાણે, આ વિદેહીની વારતા રે.

૩

પરિબ્રહ્મ શું તાળી લાગી, બીજાનું શું કામ? ટેક
રાતદિવસ સો સુમરણ કરીએ, ધરીએ હરિનું ધ્યાન. પરિબ્રહ્મ૦
સદ્ગુરુ સ્વામી, અંતરજામી, બહુનામીનું નામ. પરિબ્રહ્મ૦
સૂરત સમાવી, લગન લગાવી, શાન્તિ લક્ષ્ય વિશ્રામ. પરિબ્રહ્મ૦
ચેતન જાણી, ઉરમાં આણી, પરમહંસ પરમાણ. પરિબ્રહ્મ૦
સમજુરામ સમજમાં રહેજે, હરિ! કૃષ્ણજી પૂરણ ધામ. પરિબ્રહ્મ૦

૪

સાચા ગુરુજીનો સંગ ન કીધો, આપનો અનુભવ સમજી ના લીધો;
બ્રહ્માનંદ મહારસ નવ પીધો, તો છતે અણછતો થઈ રડવો રે.

આશંકા કેમે નવ થાય અળગી, સચ્ચિદાનંદ જોયા નહિ સળગી;
વાસના લિંગી શરીરે વળગી, તો આપે ન શક્યો છોડવી રે.

સૂક્ષ્મ શરીરની વાસના બાંધી, સંશય કર્મની સાંકળે સાંધી;
અજ્ઞાનની આવી ગઈ આંધી, તો જીવપણું લઈ ઝગડતો રે.

આંધીમાંહી અંજાઈ ગઈ આંખ્યો, મલિનપણે માયારસ ચાખ્યો;
વાયકજાળમાં ગૂંચવી નાખ્યો, તો કબુદ્ધિએ ગડબડ ગોઠવ્યો રે.

સાચા ગુરુજી સર્વે આપે, સંકલ્પવિકલ્પ રોગ ન વ્યાપે;
પાછલા ભવના પુણ્ય-પ્રતાપે, તો પરમાર્થી ગુરુ પામિયે રે.

મહાનુભાવજીની સંગત કરીએ, વચન કહે તે મસ્તક ધરિયે;
શબ્દના માર્યા જીવતા મરિયે, તો આવરણુ-વિક્ષેપ વામિયે રે.

થા સુખિયો નિજ લાભને પામી, સળંગ સૂત્ર જોયા અનુભવે સ્વામી;
જ્યાંત્યાં ભરપૂર અંતર્યામી, તો અવર નહીં કોઈ આતમા રે.

અણુછતો ખેલ આ કૃષ્ણુજી ઊભો, આપુપણાની લાલચે લોભ્યો;
સ્વેપદમાં સ્વયમેવ જ શોભ્યો, તે પરમ પુરુષ પરમાત્મા રે.

## કેવળદાસ

### ૧

અનુભવી સંત આવો, લક્ષમાં અલક્ષ લાવો;
પ્રેમરસ સેંજે પાવો રે, આનંદ રૂપી આવો.

કર્મ કરો ના કાંઈ, નામ ઉપાસો નાહિ;
ગુણાતીત થઈ ગાવો રે, આનંદ રૂપી આવો.

ત્વં પદને રહો ત્યાગી, જોયું તત્ પદને જાગી!
લક્ષે અસિ પદ લાગી રે, આનંદ રૂપી આવો.

વેદ ચાર શબ્દની વાણી, નામરૂપની ભ્રાંતિ નાંણી;
જોતાં વસ્તુ પાસે જાણી રે, આનંદ રૂપી આવો.

જપોને અજંપા જાપ! ત્રિવિધના ટાળો તાપ;
વ્યાપમાં સમાવો આપ રે, આનંદ રૂપી આવો.

વસ્તુ કેવળ તાણો–વાણો! મહાપદ સેંજે માણો;
જીવ–ઈશ્વર–બ્રહ્મ એક જાણો રે, આનંદ રૂપી આવો.

૨

આજે આનંદ ગુરુજી આવ્યા આંગણે (૨)
હું તો દિલ ભરી આદર દઈશ,—ગુરુજી આવ્યા આંગણે.
ધન્ય મસ્તક લઈ ચરણે ધરું (૨) લગ્ન કરી ચરણામૃત લઈશ. ગુરુજી૦
મને પ્રેમ કરીને ગુરુએ પૂછિયું (૨) તારા અંતરનો કેવો છે દાદ? ગુરુજી૦
સુખ–દુઃખ કેવું છે તારા દેહને? (૨) પૂરું કહેજે ભણી મુખે પાઠ. ગુરુજી૦
હું તો મગ્ન થઈ મારા મનમાં (૨) મને હરખ ઘણેરો થાય. ગુરુજી૦
કહેણી રહેણી વિના રે સાધક શું કરે?(૨) તેથી પ્રસન્ન થાય ભગવાન. ગુરુજી૦
**કેવળદાસ** ઉપર કિરપા કરી (૨) પામ્યા ભવ રે સાગર કેરો પાર. ગુરુજી૦

૩

હરિજન! ખેલવા કહાડો હડી! કે ચેતન દડી રમત હાથ ચડી. ટેક
ત્રણ ગુણની દડી ગૂંથાણી, પાંચ તત્ત્વ સંગ જડી;
નાડી ભેદ શું બાંધી રુંધી, અગમ ચોતરે અડી. કે ચેતન૦
જે–જે–કાર સૂરત હાથ ગેડી, ભેરુ જીવશિવ ભડી;
જન્મ–મરણકી ચોપટ ખેલી, જીત્યાની ગમ પડી. કે ચેતન૦
અજિત હોઈ અગમ ઘેર આયો, વિવેક વિચાર સુધ પડી;
તન–મન વીંખિયા દાણ ચુકાવ્યાં, ગગન નોબત બડી ગડી. કે ચેતન૦
રમત રમી નર હુવા નચિંતા, મહાશૂન્ય પર મઢી;
સત **કેવળ** બ્રહ્મમાંહી સમાણો, ફેર રમત ન હોય ખડી. કે ચેતન૦

## કેશવલાલ ભટ્ટ

૧

દીનાનાથ દયાળુ નટવર, હાથ મારો મૂકશો મા!
હાથ મારો મૂકશો મા! હાથ મારો મૂકશો મા! દીનાનાથ૦
આ મહા ભવસાગરે, ભગવાન હું ભૂલો પડ્યો છું;
ચૌદ લોક નિવાસ ચપલાકાન્ત, આ તક ચૂકશો મા. દીનાનાથ૦

ઓથ ઈશ્વર આપની, સાધન વિષે સમજું નહિ હું;
પ્રાણપાલક! પોત જોઈ, શંખ આખર ફૂંકશો મા. દીનાનાથ૦

માત તાત સગાં સહોદર, જે કહું તે આપ મારે;
હે કૃપામૃતના સરોવર! દાસ સારુ સૂકશો મા. દીનાનાથ૦

શરણ કેશવલાલનું છે, ચરણ હે હરિરામ તારું!
અખિલનાયક! આ સમય ખોટે મસે પણ ખૂટશો મા. દીનાનાથ૦

૨

મારી નાડ તમારે હાથ, હરિ! સંભાળજો રે;
મુજને પોતાનો જાણીને પ્રભુપદ વાળજો રે. મારી૦

પથ્યાપથ્ય નથી સમજાતું, દુઃખ સદૈવ રહે ઉભરાતું;
મને હશે શું થાતું, નાથ! નિહાળજો રે. મારી૦

આપ અનાદિ વૈદ છો સાચા, કોઈ ઉપાય વિષે નહિ કાચા;
દિવસ રહ્યા છે ટાંચા, વેળા વાળજો રે! મારી૦

વિશ્વેશ્વર શું હજી વિસારો? આજી હાથ છતાં કાં હારો?
મહા મુંઝારો મારો નટવર ટાળજો રે! મારી૦

કેશવ હરિ! મારું શું થાશે? ઘાણ વળ્યો શું ગઢ ઘેરાશે?
લાજ તમારી જાશે, ભૂધર! ભાળજો રે. મારી૦

૩

સદ્દગુરુ શરણ વિના અજ્ઞાન-તિમિર ટળશે નહિ રે;
જન્મમરણ દેનારું બીજ ખરું બળશે નહિ રે. સદ્દગુરુ૦

પ્રેમામૃતવચનપાન વિના, સાચાખોટાના ભાન વિના;
ગાંઠ હૃદયની જ્ઞાન વિના ગળશે નહિ રે. સદ્દગુરુ૦

શાસ્ત્ર-પુરાણ સદા સંભારે, તન મન ઇંદ્રિય તત્પર વારે;
વગર વિચારે વળમાં સુખ રળશે નહિ રે. સદ્દગુરુ૦

તત્ત્વ નથી મારા–તારામાં, સૂઝ–સમજ નરસા–સારામાં;
સેવક — સુત — દારામાં, દિન વળશે નહિ રે. સદ્‌ગુરુ૦
**કેશવ** હરિની કરતાં સેવા, પરમાનંદ બતાવે તેવા;
શોધ વિના સજ્જન એવા મળશે નહિ રે...સદ્‌ગુરુ૦

૪

શામળિયા! સઢ તૂટયો રે, હોડી હવે હાલે નહિ;
આ ભવસાગર કેરા રે, ઝપાટા ઝાલે નહિ. શામળિયા૦
ભવસાગરના ભવદરિયામાં હાલકડુલક થાય,
નીરમ ન મળે નાથ, વધારે પવને પાછી જાય;
દામણુ ક્યાંથી દઈએ રે? કૂવાથંભ ક્યાં છે અહીં? શામળિયા૦
ભાર ભર્યો છે નાથ વધારે, પાણી પેસે માંય,
હાય હલેસાં કામ ન લાગે, અન્ય ન કાંઈ ઉપાય;
હોકાની હોંશિયારી રે, હરિ, હવે જાતી રહી! શામળિયા૦
નાવિક મૂર્ખ નમાલો માધવ, અધિક કરાવે કાશ,
સહાયકારક સખા હતો જે, તે પણ પામ્યો નાશ;
મારી કર્મકહાણી રે, હરિ, નહિ જાય કહી! શામળિયા૦
આ ઘનઘોર ઘટા ચડી આવી, તેમાં છે તોફાન,
ઉપર આભ તળે છે પાણી, ભૂલ્યો ભૂધર ભાન;
દામોદર દુઃખું છું રે, સંકટ સર્વે સહી સહી. શામળિયા૦
વીજળીઓના થાય કડાકા, અતિ અંધારી રાત,
સુકાન કામ કરે નહિ કાંઈ, હવે હરિ! ઝાલો હાથ;
વાર કરે શું વળશે રે? અધવચ આમ અહીં! શામળિયા૦
શરણાગત પાલક છો ત્યારે ચિંતા શાને હોય?
જગજીવન! જાણું છું સઘળું, ધીરજ ન રહે તોય!
**કેશવ** ક્યાં સંતાણા રે? અવસર જાય વહી. શામળિયા૦

## ખીમદાસ

૧

આદ્ય ધણીને તમે ઓળખો હો જી રે, કે ભૂલ્યા તમે શું ભટકો છો ભાઈ જી?
આ પંડમાં લેજો પારખી હો જી રે, કે ના કરો હટવારાનો હાટ જી.
આ ગગનમંડળમાં ગોતી લેજો જી રે;
કે રહેણી તમે રમોને નિરાધાર જી. આદ્ય૦
અનહદ વાજાં ત્યાં વાગિયાં હો જી રે;
કે સદ્‌ગુરુ ઘટમાં માંડ્યો પાટ જી. આદ્ય૦
ક્યાંથી આવ્યા ને તમે ક્યાં જશો હો જી રે?
કે તેનો દિલે ખોજ કરોને વિચાર જી. આદ્ય૦
જળહળ જ્યોતું જ્યાં જળહળે હો જી રે;
કે વીરા મારા અખંડ ખંડિત ના હોય જી. આદ્ય૦
એ અમરપદના અલખ ધણી હો જી રે;
કે વીરા મારા ઓહં આવે ને સોહં જાય જી. આદ્ય૦
આવરણ–અંતર મટી ગયાં હો જી રે;
કે મટયો તારો ભેદ વેદ વેપાર જી. આદ્ય૦
ભાણચરણે **ખીમદાસ** ભણે હો જી રે;
કે મટી તારી લક્ષચોરાશીની ખાણ જી. આદ્ય૦

૨

સાધુ ભેદ અગમકેરા પાયાજી! ટેક
કેમ કરી સદ્‌ગુરુ મળે? કેમ કરી લઈએ નામ?
કોણ ગુરુને નીરખીએ? ક્યાં છે આતમારામ? સાધુ૦
શ્વાસ–ઉચ્છ્વાસે સમરીએ! ને અહોનીશ લઈએ નામા;
નૂરતસૂરતે જ્યારે નીરખીએ, ત્યારે સબ ઘટ આતમરામા. સાધુ૦
કેમ કરી વીજમહીં કરે ચમુંકા? કેમ કરી જ્યોતું જાગે?
કોણ મંડળમેં નોબત વાગે? તખત કોણ બિરાજે? સાધુ૦

આપ તેજસે કરે ચમુંકા, ત્રિકુટિમેં જ્યોતું જાગે !
શૂન્ય મંડળમેં નોબત વાગે, અખંડ આપ બિરાજે ! સાધુ૦
કહાંસે આયા-કહાં જાયગા ? કોન તુમારા ઠામા ?
આ કાયા તો કાલ પડી જાશે ? ફેર બતાવો ધામા ! સાધુ૦
અમે આવ્યા ગુરુનૂરસે ! ને અમરાપુરમેં ઠામા;
ચઢી સૂરત આસમાન ઠેરાણી, તો બ્રહ્મ અમારા ધામા. સાધુ૦
કોણ શબ્દસે ધ્યાન લગાયા ? કોણ નામ નિરધાર્યા;
**ખીમદાસ** રવિદાસકું પૂછે, તમે માંહી બેઠો છો કે બહારા ? સાધુ૦
સત્ય શબ્દસે ધ્યાન લગાયા, આદ્ય નામ નિરધાર્યા;
**ખીમદાસ** સદ્‌ગુરુ પ્રતાપે, ઓઅં-સોહં કે પારા ! સાધુ૦

૩

ગુરુ તમે ગોતોને ઘટમાંય ! ગુરુ તમે ગોતોને ઘટમાંય. ટેક
કર સદ્‌ગુરુકા સંગ, ઔર સબ જૂઠી બાજી જી;
દુનિયા રંગ પતંગ, દેખ ભયો મનવો રાજી જી,
સત્‌-શબ્દ નવ શોધિયા, ને જૂઠ જૂઠકો ધાય;
આપ આપકી ખબર ન જાણી, કહાંસે આયે, કહાં જાય ? ગુરુ તમે૦
દૂર દેખન મત જાવ, પકડો સુરતાકી દોરી જી;
કરો શબ્દસે મેળ, રહો-કોઈ દો કર જોડી જી;
આદ્ય-અક્ષર અનાદિકા, ઔર અક્ષરાતીત ઓળખાય,
શબ્દ પાર હય સદ્‌ગુરુ, પણ શબ્દે કરી સમજાય. ગુરુ તમે૦
શૂન્ય સેંજકી માંહી પરમહંસકા બાસા જી;
નિરાધાર નિર્વાણ કભી નહિ હોય નિવાસા જી.
ભરમ કરમ કો ત્યાગ દે, ઔર કર સદ્‌ગુરુકી સેવ;
સાન-સમજ-સદ્‌ગુરુકી, તો ઔર ન દૂજે દેવ. ગુરુ તમે૦
હદ સબ બાજી માંહી, બેહદ કિરતાર કહાવે જી,
અનહદ આરંપાર ભાણ બ્રહ્મભેદ બતાવે;
બહાર ભીતર એકતા રહે ! રમતા રામ કબીર;
**ખીમદાસ** તો ખલક દરિયા સન્મુખ સાંધ્યા તીર. ગુરુ તમે૦

## ગણપત મહારાજ

૧

અખંડ અનાદિ રે અનુભવી જે હશે રે જી!
કરશે એ તો ભક્તિ કેરાં કાજ; (૨)
સદ્‌ગુરુ જાણી રે, સેવો સાચા સંતને રે જી!
મેલી કાંઈ લોકડિયાંની રે લાજ. અખંડ૦
સદ્‌ગુરુ શબ્દે રે કાળજા વેંધિયું રે જી!
પ્રગટિયો પૂરણ–બ્રહ્માનંદ; (૨)
મન જેનું માન્યું રે સદા સતસંગમાં રે જી,
પાછાં કદી પડે નહીં ભવફંદ. અખંડ૦
પ્રેમનો પ્યાલો રે પીધો જેણે પ્રીતથી રે જી,
રાખીને હદિયામાં રૂડી રીત; (૨)
શિરને સાટે રે સેવો સાચા સંતને રે જી,
હોય કદી પૂર્વ જનમની પ્રીત (૨) અખંડ૦
ભક્તિ ને ભાવે રે ભૂધર ભેટિયા રે જી,
ભાંગી જેની મનડાકેરી રે ભ્રાંત;
ગુરુને પ્રતાપે રે **ગણપત** ગાય છે રે જી,
રાખો રે રાખો સંતચરણુમાં વાસ. અખંડ૦

૨

અગમ પંથ નિરવાણી, મારા સંતો, અગમ પંથ નિરવાણી હે જી!
એક થકી અનેક બન્યા ભાઈ, સહુ પશુ–પંખીને પ્રાણી હે જી;
કર્મ–સાંખ્ય એ યોગ કહાવ્યા, વેદ ધરમ પરમાણી. મારા સંતો૦
પતિવ્રતા જેમ પતિ ત્યજીને પરપુરુષ લે જાણી હે જી;
જાર ધરમ એ જીવનો જાણો પડે ચોરાશી–ખાણી. મારા સંતો૦
એક ગુરુ ને એક જ ઈશ્વર, એક નામ–નિશાની હે જી;
એક ટેકને આપ જ ધારે, સત ભક્તિ સમરાણી. મારા સંતો૦

પેચ પરાની પાર પ્રભુનો વિરલે વાતો જાણી હે જી;
અજર–અમર રસ કોઈ જન જીરવે, મરજીવા લે માણી. મારા સંતો૦
સગુણ-નિર્ગુણથી તો ન્યારો, ગુણાતીત ગુણ ખાણી હે જી;
જે વસ્તુ જેનાથી ઊપજે, તે તો તેમાં સમાણી. મારા સંતો૦
કોટિ કલ્પથી જન્મમરણ છે, ઉર ભક્તિ નવ આણી હે જી;
ગુરુગમ વિના ગોથાં ખાધાં, મૂવો મતને તાણી. મારા સંતો૦
ઝળહળ જ્યોતિ નિરંતર ઝળકે, સુરતા ત્યાં ઠેરાણી હે જી;
મૂળાધારથી બ્રહ્મરંધ્રમાં, પીએ ચઢીને પાણી. મારા સંતો૦
અકળ–સકળ ઘટ વ્યાપક સંતો, પરખો પુરુષપુરાણી હે જી;
કહે **ગણપત** સદ્દગુરુની સેવા અખંડ ઉરમાં આણી. મારા સંતો૦

## ૩

આદિ અવિનાશી વા'લા! અક્ષરવાસી રે, અરજી આ ઉરમાં ઉતારે જી;
આરાધ આપનો આજ આદરું, તો ત્રિકમ ભવજળ તારો જી. આદિ૦
પૃથ્વી તું પાણી તું તેજ ત્રિભુવન, પવન આકાશ દીસે પોતે જી;
સૂરજ સોમ ઉડુગણના આદે, તો ઝળહળ ઝળકે છે જ્યોતે જી. આદિ૦
ઝાડ તું પહાડ તું વાડ વિશ્વંભરા, મેરુ થકી પણ મોટો જી;
સ્થૂળ–સૂક્ષ્મને કારણ કહીએ, તો છોટા થકી પણ છોટો જી. આદિ૦
માત તું તાત તું, ભ્રાત તું ભૂધરા, બળવંત તું દીન–બંધુ જી;
ગંગા તું જમના તું, સરિતા, સરોવર, સરજ્યો સંસાર સુખ સિંધુ જી. આદિ૦
પરા ને પાર તું બાવન બહાર તું! બહાર ભીતર તું બોલે જી;
દાનવ–માનવ, દેવ તું મહાદેવા! તો તારે નથી કોઈ તોલે જી. આદિ૦
ઘાટ તું! હાટ–વૈરાટ વખાણું, તો સર્વ સુંદર શ્યામ જી;
અકળ–સકળ તુંને કોઈ કળે નહિ, ગુણ ગાયા ગણપતરામજી. આદિ૦

## ૪

આવોને આતમરામ! આપણે જ્ઞાન સંભારિયે;
અને પ્રેમની તે રીત રૂડી પાળિયે હે જી. આવોને૦

કરિયે સત્યનો વિચાર, સતિયાં હોયે નર ને નાર;
સતે ચાલે છે સંસાર, સતે મેઘ વરસે ધાર. આવોને૦
પિત્તળ પીળું તો દેખાય; જ્યારે સોની ઘેર જાય-
એ તો અગ્નિમાં હોમાય, ત્યારે તેની કિંમત થાય. આવોને૦
મોતી મીણિયાં કહેવાય, ધોયે નીર ઉતરી જાય;
ભાંગે કદી નવ સંધાય, એનું મૂલ તે શું થાય ? આવોને૦
હીરા ઝવેરીઘેર જાય, એ તો એરણમાં મુકાય;
ખમશે ઘણ કેરા ઘાય, ત્યારે મૂલ તેનાં થાય. આવોને૦
પ્રભુનો પાટ તો મંડાય, મનની માંડવી રચાય;
પ્રેમની જ્યોતિ જગાય, દિલશુદ્ધ દાન તો દેવાય. આવોને૦
આસન પદ્મ તો બંધાય, સોહં જાપ તો જપાય;
ત્રિકુટીએ ધ્યાન તો ધરાય, ત્યારે સિદ્ધ કારજ થાય. આવોને૦
ગંગા સમુદ્રમાં જાય, જ્યારે એકરૂપ થાય;
તેમાં નર-નારી ના'ય, તેનો મોટો છે મહિમાય. આવોને૦
તૃષ્ણા તરત તૂટી જાય, આતમરૂપ તો ઓળખાય;
ત્યારે જીવનો શિવ થાય, એવું ગુરુ ગણુપત ગાય. આવોને૦

૫

જુઓ-જુઓ, જગતના લોક, વરઘોડો નિર્ગુણ નાથનો; ટેક
જેનું નામ જપે નરનાર, મેળો સંત સાથનો. વરઘોડો૦
પંચરંગી છે ઘોડલી રે, પ્રેમતણાં છે પલાણ;
લક્ષ લગામ નિજ નામની રે, બેઠા સોહંગ ચતુર સુજાણ. વરઘોડો૦
તેજ તોપમાં દમનો દારૂ, પ્રેમ પલીતા પાય;
ભજનભડાકા ભાવના રે, તેણે કૂડ કપટ ઊડી જાય. વરઘોડો૦
ઈર્ષ્યા વાડી ઓપતી રે, ફરતાં ફૂલ અપાર;
કામ, ક્રોધ ને મમતા માયા, લૂંટાવી દીધાં તે વાર. વરઘોડો૦

પ્રીત–પખાજ, ભેર–ભૂંગળો રે, શરણાઈ વાગે સાર;
કરમની કોઠિયો ફાટીઓ રે, ભલાઈ ભૂંગળાંનાં ભભૂકાર. વરઘોડો૦

જ્ઞાનઘોડાને કુદાવતા રે, અલબેલો અસ્વાર;
નિર્ભય નિશાન શોભી રહ્યાં રે, ઊડે આતશબાજી અપાર. વરઘોડો૦

અનહદ વાજાં વાગિયાં રે, આનંદ અદકો થાય;
ટેક તોરણે આવિયા રે, ગુણ **ગણપત** વર્ણવી ગાય. વરઘોડો૦

## ૬

જૂના ધરમ લ્યો જાણી, મારા સંતો! જૂના ધરમ લ્યો જાણી હે જી. ટેક

નદીકિનારે કોઈ નર ઊભો, તૃષા નહિ સમાણી હે જી;
કાં તો આળસુ અંગ એહનું (૨) સરિતા ખરે સુકાણી! મારા૦

કલ્પતરુ તળે કોઈ જન બેઠો, ક્ષુધા ખૂબ પીડાણી હે જી;
નહિ કલ્પ એ બાવળિયો, કે ભાગ્યરેખા ભેળાણી. મારા૦

સદ્‌ગુરુ સેવે શિષ્ય નવ સુધર્યો, વિમળ મળી નહિ વાણી હે જી;
કાં ગુરુજી છે જ્ઞાન વિનાના, કાં પામર એ પ્રાણી. મારા૦

ભક્તિ કરતાં ભયદુઃખ આવે, ધીરજ નહિ ધરાણી હે જી;
કાં સમજણ તો રહી ગઈ છેટે, કે નહિ નામ નિર્વાણી! મારા૦

ચિંતામણિ મળ્યો પણ તોયે ચિંતા નવ ઓલાણી હે જી;
નહિ ચિંતામણિ નક્કી એ પથરો, વસ્તુ નવ ઓળખાણી! મારા૦

મળ્યું ધન તોયે મોજ ન માણી, કહું કરમની કહાણી હે જી;
કાં તો ભાગ્ય બીજાનું ભળિયું, કાં તો ખોટી કમાણી! મારા૦

અમૃત મળ્યું પણ અમર થયો નહિ, પીવાની જુક્તિ ન જાણી હે જી;
કાં તો ઘટમાં ગયું નહિ, કે પીવામાં આવ્યું પાણી! મારા૦

ધર્મ, કર્મ ને ભક્તિ જાણે ભેદ વિના ધૂળધાણી હે જી;
કહે **ગણપત** સમજી લ્યો સંતો! પૂરણ પ્રીત પરમાણી! મારા૦

૭

દીસે પોતે પોતાનો પ્રકાશ, ઓળખો જો આતમા; ટેક
જેનો પરમ શૂન્યમાં વાસ, એ તો પરમાતમા. ઓળખો૦
દીવો દીસે દીવા વડે રે, સૂરજે સૂરજ પ્રકાશ;
હીરો તેજે હીરાતણે રે, તારા દરસે તારાને આભાસ. ઓળખો૦
આત્મજ્ઞાને આતમા રે, હરિજ્ઞાને હરિ દેખાય;
મૂળ ઠામને જો મળે રે, ત્યારે ઠેકાણે ઠરીને બેસાય. ઓળખો૦
એક બીજમાં એક વડલો રે, વડલામાં બીજ અનેક;
એમ જ્ઞાનીને સમજાવવા રે, સદ્‌ગુરુએ કરિયો વિવેક. ઓળખો૦
નામ ત્રણ રૂપ એક છે રે, સમજો તેનો સાર;
એક થકો અનેક છે રે, તેનો વિમળ કરજો વિચાર. ઓળખો૦
મનુષ્યબુદ્ધિએ માનવી રે, દેવે દેવ દેખાય;
ઈશ્વરબુદ્ધિ આવે અંતરે રે, ત્યારે અખંડરૂપ ઓળખાય. ઓળખો૦
એક આદિ ઓમ્કારથી રે, બનિયા અંક અપાર;
સત્ પંડિત તેને સાધીને રે, રાખે એક ધ્યાન ઓમ્કાર. ઓળખો૦
તે માટે તનમાંહી તપાસી, કરજો તત્ત્વવિચાર;
કહે **ગણપત** ગુરુગમ મળે રે, તો પામે ભવનો પાર. ઓળખો૦

૮

ધ્યાન ધરો ધ્યાની રે, જ્ઞાની કોઈ ગુણકારી;
ભવદુઃખ ભારી રે, નારાયણ જપો નરનારી. ધ્યાન૦
પાતંજલમાં કહ્યું પોકારી, અઢાર એમાં ઉપાય,
સાધન કરતાં સિદ્ધિ પામે, જોગ જીવનનો થાય;
દલમાંહી દેખે રે, સુંદર વર સુખકારી. ધ્યાન૦
અંગૂઠા ઉપર આંખ ઠરાવી, જપે અજપા જાપ,
આસપાસ પ્રકાશને પેખે, મન વશ કરવાનું માપ;
જોગી એને જાણો રે, ભક્તિ જેને હોય ભારી. ધ્યાન૦

પ્રાતઃસમે કે પાછલે પહોરે સૂર્ય સામું જોય,
નેત્ર વડે નીરખે નરનેમી, હરિ–હિરણ્યગર્ભ હોય;
ભાળે દુઃખ ભાંગે રે, વિષયની વાત વિસારી. ધ્યાન૦
ચંદ્ર ડાબા ચક્ષુમાં દેખે, જમણે સૂર જોવાય,
ઊલટસૂલટ કરી સાધે સુષુમણા દેવ વૈરાટ દેખાય;
**ગણપત** કહે છે જ્ઞાની રે, ભેટે એમ ભયહારી. ધ્યાન૦

૯

પ્રથમ પૂજું મારા સદ્‌ગુરુ દેવ, અખંડને આરાધવા;
ખોળી જોયાં પિંડ બ્રહ્માંડ, સોહંને સાધવા. અખંડ૦
ઓહં ઊઠે સોહં બેસે, શૂન્યમાંહી સમાય;
એકવીસ હજાર છસે ઊપડે રે, પ્રવાહિકને મળી પાછા જાય. અખંડ૦
એક ચૈતન્ય અખંડનું રે, ભરી રહ્યું ભરપૂર;
જીવ, ઇશ્વર, કૂટસ્થ, બ્રહ્મનું રે, એ ચારેનું એક જ નૂર. અખંડ૦
નવ સોહંના ઉપરી રે, દશમો સોહં સાર;
કુલાંટ ચક્રને ભેદીને રે, નિજ રૂપનો કરજે વિચાર. અખંડ૦
પરા, પશ્યંતી, મધ્યમા રે, વૈખરી જે કહેવાય;
અનુપમા આવી મળે રે, ત્યારે આનમરૂપ ઓળખાય. અખંડ૦
ભૂચરી, ખેચરી, અગોચરી રે, ચાચરી જેનું નામ;
ઉન્મુનિએ દરસે ખરો રે, આદિ કરતા કેરો દામ. અખંડ૦
**પદ્માસન** વાળીને રે, પ્રાણવરૂપે થાય;
નિર્વિકલ્પ નિશાનમાં રે, સંકલ્પવિકલ્પ લય થાય. અખંડ૦
કૈવલ્યમુક્તિ પામિયો રે, અરૂપમાં રૂપ સમાય;
**કહે ગણપત** ગુરુગમ મળે રે, ત્યારે કારજ સિદ્ધિ થાય. અખંડ૦

૧૦

મને મળિયા ગુરુદેવ સુખ આપ્યું !
આપી મહાધન નિજ નામ દુઃખ કાપ્યું–કાપ્યું કે સુખ આપ્યું. મને૦

જેને કાજ આદરે છે નિત્યકર્મ, તેવો કરવો ન પડે કંઈ શ્રમ;
એવો સહજમાં બતાવ્યો મને મર્મ. મને૦
ન્યારું નિરખાવ્યું આપ, છતી છાપ, વિશ્વવ્યાપ;
બીજે તાપ, શીદ તાપું ? તાપું કે સુખ આપ્યું. મને૦
મુજ રંક હાથ આવ્યું રતન, હતો જન્મઅંધ પામિયો લોચન;
જેથી દેખાયા જુગજીવન. મને૦
એવા પ્રકટ્યા ગુરુ ભાણુ, થયું પરમાણુ, થઈ જાણુ, મટી તાણુ;
વિશ્વમાં વ્યાપ્યું–વ્યાપ્યું કે સુખ આપ્યું. મને૦
સર્વનામ રૂપ–ગુણુ વડે જણાયે, જેથી થયું અગણિત નવ ગણાયે;
સર્વ હણતાં તે નવ હણાયે. મને૦
તેની પ્રીછવી છે પેર, કરી મહેર, થઈ લહેર, આવ્યું ઘેર;
મારું મન વ્યાપ્યું–વ્યાપ્યું કે સુખ આપ્યું. મને૦
વાણી રહિત નામ અનામી જણાયે, એવું દેખે પણ દીનપણું થાયે;
તેને મળવા ઇચ્છે તો નવ મળિયે. મને૦
પછે ઉલટાયું તર્ત, નામ સત, કરું અમૃત, કહે **ગણુપત;**
સ્થિર સ્થાપ્યું–સ્થાપ્યું કે સુખ આપ્યું. મને૦

## ૬૧

મારાપણું મૂકી રે મળે મહારાજને રે,
મુનિવર મોટા એ જ મળાય;
જુઓ જગમાંહી રે કોણુ કોણુ જાગિયા રે–
કથા ભવમાંહી જેની કહેવાય ? મારા૦
રાજઋષિ કહ્યા રે વિશ્વામિત્રને રે,
વસિષ્ઠ ઉપર રાખ્યું વેર;
શત પુત્ર માર્યા રે, શોક તોય નવ ધર્યો રે,
મનમાંહી લાવ્યા ઝાઝી મહેર. મારા૦

જનકપુર જ્યાંહી રે, અષ્ટાવક્ર આવિયા રે,
કરે નિત્ય હરિકથાનું કામ;
લાગી લહાય મહેલે રે, જનકે તે જાણિયું રે,
સ્થિર રહ્યા, ડગ્યા નહીં તે ઠામ. મારા૦

મોરધ્વજ કને રે મસ્તક માગવા રે,
આવ્યા અરજુન હરિએ વારી;
વેરી વપુ વગેરે આપિયું એ ઘડી રે,
તાણે નિજપુત્ર પોતાની નારી. મારા૦

શગાળશા શેઠે રે સત્ય ધર્યું સામટું રે,
આપે મુખમાગ્યું દાન અપાર;
**ગણપત** જ્ઞાની રે જુગમાં થયા ઘણા રે,
સુત મારી આપ્યો સંતને આહાર. મારા૦

## ૧૨

મેરા ગુરુને બતાઈ હૈ રીત, પ્રીત કૈસે તોડીંગે ? ટેક

એ રીત બતાઈ રામનામકી, તોડી ભરમકી ભીત;
સંત સાબસે આઈ દઢતા, તબ અટક્યો મેરો ચિત્ત. મેરા૦

ભિન્નાભિન્નકી મીટ ગઈ ભ્રમણા, દરસ્યો પદ અદ્વૈત;
ઊંચ-નીચમાં ભરપૂર ભાસે, પોતે નિરંતર નિત્ય. મેરા૦

નામ–રૂપ–ગુણ નહિ નામકું, નામ ગુણ અગણિત;
સબ સાહેબમેં, સાહેબ સબમેં પોતે સરવાતીત. મેરા૦

દોનો મિલકે જગ ભરમાયા, કાજી ઓર પંડિત !
બ્રહ્મવેત્તા ગુરુ અલખ લખાવે, ઉનકી લાવો પ્રતીત. મેરા૦

ગુરુ ગોવિંદ વિદેહી વ્યાપક, સબસે રહ્યા અજિત !
**ગણપત** દાસ નિરંતર ઇચ્છે દીદાર દેહ સહિત. મેરા૦

## ૧૩

રાજ-યોગીની રીતિ રે, સંસારીને સુખદાઈ;
સુણો, સેં'જ સમાધિ રે, લક્ષણ કહું લેલાઈ. રાજ૦
કામ, ક્રોધ, મોહ ને મમતા, તૃષ્ણા, સ્વાદ ને માન,
સાત વાનાં પહેલેથી છોડે, તો ગૌણ ભક્તિનું જ્ઞાન;
મન જ્યારે મારે રે, ગોવિંદ કેરા ગુણ ગાઈ. રાજ૦
જ્ઞાનદૃષ્ટિથી જુએ જ્યારે ઘટમાં, જગત જૂઠું જણાય,
એક ચિત્ત અવિનાશી ઉપર, સેં'જ સમાધિ થાય;
બ્રહ્મ એક ભાસે રે, અતિ જેની અધિકાઈ. રાજ૦
વિષય-સુખની તૃષ્ણા વિરામે, એકાંતિક જન એહ,
ઇંદ્રિયોનું જ્યારે કરે આકર્ષણ, સર્વ ટળે સંદેહ;
ભ્રમણા સહુ ભાંગે રે, પરમ પરલે થાઈ. રાજ૦
દીપક કરવા આચરે ઉદ્યમ, ભાસે ઓચિંતો ભાણ,
એમ અચાનક ઈશ્વર ઉરમાં, જુએ ચતુર સુજાણ;
**ગણપત** કહે છે જ્ઞાની રે, બ્રહ્માનંદ સુખ પાઈ. રાજ૦

## ૧૪

હૃદિયે હિંમત ધરો–મારા હરિજન, હૃદિયે હિંમત ધરિયે હે જી! ટેક
જાયું તે તો જરૂર જવાનું, વિઠ્ઠલ વરને વરિયે હે જી;
શિર માટે સદ્‌ગુરુ મળે તો પાછી પૂંઠ નવ કરિયે. મારા૦
હરિ–ભજનમાં હિંમત રાખો, દુરિજનથી નવ ડરિયે હે જી;
મહીપંથનો મારગ મેલી, અવર ઠામ નવ ઠરિયે. મારા૦
સ્મરણ કરીએ સોહંરામનું, વેદવચન ઉચરિયે હે જી;
ભક્તિભાવથી ભવદુઃખ ભાગે, ભવસાગરને તરિયે. મારા૦
કામ, ક્રોધ ને મમતા માયા, એને નવ અનુસરિયે હે જી;
જાપ અજપા જુગતીએ જપીએ, ધ્યાન ધણીનું ધરિયે. મારા૦

અમૃત રસ અખંડ સ્વામીનો, ભેદ જાણીને ભરિયે હે જી;
સદા બ્રહ્મ! ભરપૂર ભર્યો છે, અનુભવને આદરિયે. મારા૦
કાચા કુંભ સરખી કાયા, જાતાં વાર ન જરિયે હે જી;
ગોવિંદના ગુણલા ગાતાં, ભવજળ પાર ઊતરિયે. મારા૦
મનુષ્યજન્મ મળ્યો છે મોંઘો, ફંદમાંહી નવ ફરિયે હે જી;
નાભિકમળથી ચાલી રે સુરતા, શ્વાસોશ્વાસ સમરિયે. મારા૦
સાચો સંતસમાગમ કરિયે, વાણી વિમળ ઉચરિયે હે જી;
કહે **ગણપત** સદ્દગુરુને સેવો, પંથ બીજા પરહરિયે. મારા૦

## ૬૫

સુરતા સાધે, રામનામ રંગ લાગે. ટેક
સુરતા સદ્દગુરુ શબ્દથી ચડશે, તેને અનુભવ–કૂંચી જડશે;
તે નર ભવમાં કદી નવ પડશે, નિજ ઘર લાધે :
રામનામ રંગ લાગે. સુરતા૦
મુખથી વાત કરે બહુ શૂરા, જાણે જ્ઞાની છીએ પૂરા;
પણ તે જાણો સહુ અધૂરા, ઇચ્છા ત્યાગે :
રામનામ રંગ લાગે. સુરતા૦
ગુરુના શબ્દ નિરંતર રટવા, મનથી કામક્રોધને તજવા;
નિશદિન રામકૃષ્ણને ભજવા, ભવદુઃખ ભાગે :
રામનામ રંગ લાગે. સુરતા૦
મુખથી ભોજન ભોજન કરશે, તેથી ભૂખ કદી શું મટશે ?
તેથી તુજ કારજ શું સરશે ? સાધન સાધે :
રામનામ રંગ લાગે. સુરતા૦
**ગણપત** ભવસાગરને તરવા, ત્રિવિધ તાપ દૂર કરવા;
શ્રી હરિચરણ હૃદયમાં ધરવા, આનંદ વાધે :
રામનામ રંગ લાગે. સુરતા૦

## ગણેશ મહારાજ

૧

થાય મન ઉજ્જવલ તવ નામ રંગ લાગે;
જેને ગુરુ શબ્દની રે લેહ હૃદે વાગે, વાગે તો રંગ લાગે. થાય૦
કર્મ–કીચડમેં મન લપટાયું, થયો વિકાર આપમેં ઢંકાયું;
મલિન જલ થકી તે ન ધોવાયું. થાય૦
માટે ગુરુમુખી જે વાણી, એ જ પાણી, એવું જાણી તેમાં છાણી;
મેલ ત્યાગે, ત્યાગે તો રંગ લાગે. થાય૦
એમ કરતાં જગ મેલ થયો નાશ, ત્યારે મન થયું પૂર્ણ પ્રકાશ;
એવું માગે માગે તો રંગ લાગે. થાય૦
મૂલ ખર્ચે એ રંગ નહિ આવે, છે અમૂલ મહામોંઘું પદ કહાવે;
જપ તપ જોગ ધ્યાને નવ આવે. થાય૦
કહેવું મૂકી અભિમાન, દો દાન, સત્ નિશાન; બીજું ભાન
સર્વ ભાગે ભાગે, તો રંગ લાગે. થાય૦
મન માને તો શીખ કહીએ સાચી, મિથ્યા મોહ કરી શીદ રહો રાચી?
સગું દેહનું ને દેહ તો છે કાચી. થાય૦
નામ ન્યારું નરબેશ, બીજો કલેશ, મૂકી દેશ કહે ગણેશ;
અનભે જાગે જાગે તો રંગ લાગે. થાય૦

## ગૌરી

૧

ભગવત ભજજો એક રામનામ રણકારે. ટેક
આ તન અર્પી સત ધર્મ હૃદેમાં ધાર,
ભવસાગર તો ભર્યો ભયંકર, તૃષ્ણા–નીર અપાર;
કાયા–બેડી છે કાદવની, આડા ઝૂડ અહંકાર,
સતગુરુ સંગે તરી ઊતરવું ભવ પાર. ભગવત૦

નરદેહ તો દુર્લભ દેવને, તે પામ્યો તું પંડ!
સત્સંગ કરજો સાધુ–પુરુષથી લેજો લાભ અખંડ;
પછી પસ્તાશો, ભાઈ, વખત જાય આ વ્યર્થ. ભગવત૦

કીટ બ્રહ્માદિક સકલ દેહમાં, જમરાયનો ત્રાસ,
ક્ષણભંગ કાયા જાણજો નિશ્ચય, એક કાળનો ગ્રાસ!
અલ્પની બાજી તેમાં શું ધરવું અભિમાન? ભગવત૦

કાંઈક વાર તો મનુષ્યજાતમાં, ધર્યા દેહ અપાર,
મદ, માયા ને મોહજાળનો ધર્યો શિર પર ભાર;
પ્રભુ નવ જાણ્યા, તેથી અંતે થયા છો ખુવાર. ભગવત૦

કહે **ગૌરી** તું સદ્‌ગુરુકેરો રાખ મન વિશ્વાસ,
ભજન કરી લે ભાવથી, તો મળે સુખ અવિનાશ;
માન કહ્યું મારું, નહિ તો ખાઈશ જમના માર. ભગવત૦

## ગેમલદાસ

૧

એવી મહાપદ કેરી વાત, સંત કોઈ જાણે રે;
જેને મળિયા સદ્‌ગુરુ, સાર સોહિ પિછાણે રે. એવી૦

દિન ઊગે ભૂલ્યો ભવન, પછી કેમ જડશે રે?
આડી રેન અંધારી રાત, ઘણું રવડશે રે. એવી૦

આ તન, મન ને ધન ગુરુજીને ધરિયે રે;
એવો અવર દૂજો નહિ કોઈ, ફોગટ ફેરો ન ફરિયે રે. એવી૦

આવ્યો ભજન કરવાનો દાવ, ભજન કરી તરવું રે;
માટે કરવો સંતનો સંગ, અસત્ય પરહરવું રે. એવી૦

એવા સંતસ્વરૂપી જહાજ, તેમાં કોઈ બેસે રે;
સહેજે તરી ઊતરે ભવપાર, **ગેમલ** એમ કહે છે રે. એવી૦

૨

ઓધા જાણે એને તો અમે જાણીએ રે; (૨)
વર રાધાજીનો તો વખાણિયે રે. ઓધા૦
કંઈક જાણ્યા'તા નરસિંહ નાગરે રે; (૨)
હૂંડી લખી'તી કોરે કાગળે રે. ઓધા૦
કંઈક જાણ્યા શગાળશા વાણિયે રે; (૨)
કુંવર વીંધ્યો ચંગાવતી શાણિયે રે. ઓધા૦
કંઈક જાણ્યા'તા હરિશ્ચંદ્ર રાજિયે રે; (૨)
સત્ય રાખ્યાં તારામતી રાણિયે રે. ઓધા૦
મૂરખ ખોટાં કરમની કહાણિયે રે; (૨)
પથ્થર નહિ ભીંજે ઊંડે પાણિયે રે. ઓધા૦
ગુરુ ગાય રે **ગેમલ**! રસ માણિયે રે; (૨)
ગોરસ પીધાં કાનુડે વણ દાણિયે રે. ઓધા૦

## ગોપાળદાસ

૧

એવી જુગતિ જાણે કોઈ જોગી રે, મહાસિદ્ધ! સિદ્ધાંતના ભોગી રે;
બેસે ચોરાશી આસન સંકેલી રે, મેલી ધ્યાન–ધારણા સર્વે ઠેલી રે.
બેસે ઉન્મુન આસન વાળી રે, લાગી સહેજ સમાધિની તાળી રે;
ખરે પત્ર ને ફાટે જેમ ઝોળી રે, તેમ દ્વૈત ઉપાધિ જાય છોડી રે.
ચોથી તુરીયા અવસ્થા એલે વહેતી રે, જેમ ટોટિયા સંભાળે સૂકી ખેતી રે;
જોગી શૂન્ય–શિખર ચઢી બેઠો રે, ત્યાં તો સહજ સાગર એક દીઠો રે.
જોગી એ રે અનુભવ અજવાળે રે, નાગ મણિપ્રકાશે જેમ ભાળે રે;
જોગી સુખે પોતે ઘેર સૂએ રે, સૂઈ જાગો મરી ને ઘર જુએ રે.
પાણીનો પરપોટો જેમ જામ્યો રે, જોગી એલે અવસ્થાને પામ્યો રે;
જોગી પામ્યો પોતાનું ઠેકાણું રે, અસત્ ભાસતું સર્વે લોપાણું રે.

કારણ તેનું કહે સુણ ભાઈ રે, જ્યાં ભ્રાંતિ સકળ સમાઈ રે;
કહે કોણ રહ્યું ને શું ગયું રે? કોણ રહ્યું ને આ શું થયું રે?
કોણ દેહી ને કોણ વિદેહી રે? જન્મ્યું કોણ ને મર્યું કે દિ' રે?
બીજું ન મળે બોલવા ગ્રહેવા રે, નવ રહ્યું અળગું કાંઈ કહેવા રે;
દાસ **ગોપાળ** કેટલું વખાણું રે?—એવા જોગી પરિબ્રહ્મ જાણું રે.

૨

સાધુ તે સાધન શું કરે, જેને મહાધન લાધ્યું?
દિલની તે દુગ્ધાયું ટળી, મન નિશ્ચયે બાંધ્યું. સાધુ૦
પૂરણ બ્રહ્મ પોતે થયા, બીજે મન નવ લાગે;
રાજકુંવર હસ્તી ચઢ્યો, એ તો કોડી ન માગે. સાધુ૦
ચિંતામણિ સહેજે જડ્યો, ઉદ્યમ સર્વે વામ્યો;
કૂપ ખોદાવીને શું કરે, જળ જાહ્નવી પામ્યો? સાધુ૦
મેઘ ન ઇચ્છે નીરને, શશિ શીતલતાઈ;
દિનકરને દીપક શો? જ્યોતે જ્યોતે મિલાઈ. સાધુ૦
નવ નિધિ નિર્માલ્ય છે, સંત સામું ના પેખે;
ચૌદ ભુવનને વૈકુંઠ લગી તરણાવત લેખે. સાધુ૦
નવધાથી ન્યારા રહે, તૃષ્ણા જેણે ત્યાગી;
કહે **ગોપાળ** હરિ પ્રગટિયા, જ્યારે જોયું જાગી. સાધુ૦

## ગોરખનાથ

૧

એરણ અજબ બનાયા—મેરે સદગુરુને એરણ. ટેક
આગ મિલાકર એરણ થાપી, ઘડિયા તાર મિલાકા,
નૂરત-સૂરતકી નલી મિલાકે, ઊલટા પવન ચલાયા. મેરે૦
હરદમ હથોડા, સુરતા સાણસી, શિકલ અકલ મિલાયા,
કુબુદ્ધિ કાટકે લકડા જલાયા, આતમકું ખૂબ તાયા. મેરે૦

સત્યકા સાહેબને પ્રેમરસ પાયા, મેરી તલપ બુઝાયા,
મમતા મારી મન વશ કિયા, આતમકુ સુખ આયા. મેરે૦
નાભિકમલસે નાવ ચલાયા, ત્રિકુટી ધ્યાન લગાયા,
મત્સ્યેંદ્રપ્રતાપે ગોરખ બોલા, અમર થાણા થપાયા. મેરે૦

૨

એવી એવી અલખ નિશાની હે જી;
એની વિધિ જવલ્લે કોઈ જાણી; મેરે સાધુ! એવી એવી અલખ૦
ઉન્મુન રહેના ને ભેદ નહિ દેના, પીવના હે જલ છાની હે જી;
ગુરુમુખી જ્ઞાન ગગન જઈ રટના, સુરતા સોહંમેં સમાવી. મેરે સાધુ૦
મેરુશિખરથી ગંગાજી ઊલટયાં, ને ચોદશ પાણી પાણી હે જી;
ઉસ રે પાણીના સૌ પરવત નીપજ્યા, સાહેરમાં લહેર સમાણી. મેરે સાધુ૦
ઉસ રે પરવત પર દો પંખી બેઠે, વાકું લોચન નાહીં હે જી;
ચાંચપાંખ વાકુ કછુએ નાહીં, રૂપરંગ વાકુ કછુએ નાહીં,
ઝૂલ રહ્યા ઘટમાંહી; મેરે સાધુ! એવી એવી અલખ૦
સહેજંતા સહેજંતા ઊપજન લાગ્યા, નીપજ્યા નીપજ્યા કોઈ હીરા હે જી;
થિરકર થંભ, શિખર પર વાડી, જ્યાં સોસ્તર કળિયું કેરાણી, મેરે દાતા!
એક હજાર કળિયું કેરાણી; મેરે અબધૂત! એવી એવી અલખ૦
ગુરુને પ્રતાપે ઝળહળ રચિયા, ઊલટી બિંબ સમાણી હે જી;
મત્સ્યેંદ્રપ્રતાપે જતિ ગોરખ બોલ્યા, સમજી ચાલો મન ધીરા:
મેરે દાતા! એવી એવી અલખ૦

૩

મનસા માલણી જી રે, ગોરખ જાગતા નર સેવ! ટેક
જાગતા નર સેવ, તુજને મળે નુરીજન દેવ. ગોરખ૦
થડ બ્રહ્મા, ને ડાળ વિષ્ણુ, ફૂલ શંકર દેવ જી;
તિનોં દેવકું તો તોડ ડારે, અબ કરે કિનકી સેવ? ગોરખ૦

ટાંકી દે દે મૂરતિ ઘડિયા, છાતી પર દે પાય જી;
એ રે મૂરતિ જો સતકી હોતી, તો ઘડને વાલેકું ખાય. ગોરખ૦
સેવ સુંવાળી ને લાપસી, ભાઈ, ધરી દેવની પાસ જી;
જમનારો તો જમી ગયો, ને દેવને ન આવી વાસ. ગોરખ૦
પૂજારીના ઓશિયાળા ઠાકોર ઠામે ઠામ જી;
બંદીવાન મંદિરના ઠાકોર: કહેવાના ભગવાન. ગોરખ૦
એ પથ્થરકી મૂરતિકો, કોઈ દીયે જલમેં ડાલ જી;
આપ ડૂબે, તે કિનકું તારે ? કોન કરે સંભાળ ? ગોરખ૦
પથ્થર પૂજે હર મિલે, તો મૈં પૂજું સારા પહાડ જી;
જિસકી ભલી ચક્કી બની, પીસ ખાય સંસાર. ગોરખ૦
એક ભૂલ્યો, દૂજો ભૂલ્યો, ભૂલ્યો સબ સંસાર જી;
એક ન ભૂલ્યો જોગી **ગોરખો**, રહ્યો ગુરુ-ભજન આધાર. ગોરખ૦

૪

મારી સુરતા સોહાગણ બેન, ચાલોને પૂજીએ શિવ-હરિ;
ચિંતવન ચંદન લઈ ને ચાલ, જરણાની છાબ ફૂલે ભરી. મારી૦
પરથમ શારદા માતાને લાગુ પાય, ગણપતિ દેવ મનાવીએ;
જેમના પિતા છે શંકર દેવ, જ્ઞાન બુદ્ધિ લાવીએ. મારી૦
દેહમાં નવસેં નવ્વાણુંનો નાથ, સંગે છે ચોવીસ સુંદરી;
એ તો ખેલે છે નાટારંગ, એક—એકથી ઉતાવળી. મારી૦
તેમાં મુખ્ય કહેવાય છે ત્રણ, ઈંગલા-પિંગલા—સુષુમણા;
તેને **સમરે** છે મોટા સંત, નીરખે કોઈ નિર્મળા. મારી૦
સુરતા ચાલી રે ઊભી બજાર, નાભી ઉપર જઈ ઠરી;
ત્યાં છે **અષ્ટ** પાંખલડીનું ફૂલ, સૂંઘીને પાછી ફરી. મારી૦
સુરતાને રહેવું શૂનશિખર ઘટમાંહી, ત્રિકુટી પર લાગી ઝડી;
ત્યાં તો ચડીએ **સોહં** સીડી લઈ, ઉતારે નહીં કોઈ ફરી. મારી૦

ત્યાં છે જ્ઞાન-ગુલાબનાં ફૂલ, દીપક આરતીમાંહી ધરી;
આછાં અગર, ચંદન ને કપૂર, ઉતારું હરિની આરતી. મારી૦
ગુણ ગાય છે **ગોરખનાથ**, ગુરુજીએ દયા કરી;
સાચા શબ્દે ઊતરવું પાર, સમજ સુરતા સુંદરી. મારી૦

૫

હર ભજ હર ભજ હીરા પારખ લે, સમજ પકડ મન મજબૂતી;
તેરા સાહેબ હૈ તુજમાંહી, ઓર બાત હૈ સબ જૂઠી. હર ભજ૦
ઇંદ્રઘટાથી સદ્ગુરુ આયા, અમૃત બૂંદ બેહદ લૂંટી;
તરવેણીમેં દેખ્યા તમાસા, હંસે ચુગિયા નિજ મોતી. હર ભજ૦
રૂમઝૂમ રૂમઝૂમ વાજાં વાગે, ઝિલમિલ ઝિલમિલ વહાં જ્યોતિ;
ૐકાર કે રણુંકારમેં, હંસા લાલે હદ લૂંટી. હર ભજ૦
પાંચો ચોર બસે ઘટ ભીતર, ઉનકી પકડકે શિર ચોટી;
પાંચોકું માર પચીસકું બસ કર, તબ જાણું તેરી મજબૂતી. હર ભજ૦
સત સુમરણકી સમશેર બનાઈ લે, ઢાલ બનાઈ લે ધીરપકી;
જમકી ફોજાં માર હટાઈ લે, જબ જાણું તેરી મજબૂતી. હર ભજ૦
એક ચંદ્રમા નવલખ તારા, આ રે શહેરમાં એક જતિ;
એ રે જતિકી ખબર મંગાઈ લે, તબ જાણું તેરી ગતિ-મુક્તિ. હર ભજ૦
પક્કી ઘડીકા તોલ બનાઈ લે, ઊણપ રાખ્ય મા એક રતિ;
મત્સ્યેંદ્ર-પ્રતાપે જતિ **ગોરખ** બોલ્યા,અલખ લખ્યા સોઈ ખરા જતિ. હર ભજ૦

૬

વાણી વાણી રે મારા સદ્ગુરુની વાણી;
જીવતાં પરણાવી બાવે મૂવા ઘેર આણી જી. વાણી૦
ખીલો દૂઝે રે, પેલી ભેંશો વલોવે;
સસરો પારણીએ ને વહુજી હીંચોળે જી. વાણી૦
ખેતર પાકયું રે પેલા રખવાળને ખાધો;
ઊડતા મરઘાએ પારધીને ગળિયો જી. વાણી૦

નીચે હાંડી રે ઉપર ચૂલો ચડાવ્યો;
જળકેરી માછલીએ બગલાને ગળિયો જી. વાણી૦

મેઘ વરસે રે, પેલી જમીન પરસે;
નેવાંનાં નીર મોભારે ચડશે જી. વાણી૦

બાવો બોલ્યો રે પેલા **મચ્છંદરનો ચેલો**;
મારી મમતાને બન્યા અવધૂતા જી. વાણી૦

## ગંગાદાસ મહારાજ

### ૧

ગુરુ, આવો પ્રેમે કરું પૂજન રે. ટેક

મારે તમથી રે, મારે તમથી અધિક દેવ નહિ દૂજન રે. ગુરુ૦

મેં તો પ્રેમે પુષ્પહાર ગૂંથ્યો રે, માંહે મન-મોગરો ખૂબ મૂક્યો રે;
તત્ત્વ તિલક રે, તત્ત્વ તિલક હું તો નથી ચૂક્યો રે. ગુરુ૦

ગુરુ ! ચૂક હમારી ક્ષમા કરો રે, હું તો ધ્યાન તમારું ધરી રહ્યો રે;
ગુરુજી, અખૂટ રે-ગુરુજી, અખૂટ ભંડાર મારા ભર્યા રે. ગુરુ૦

ગુરુ ચાર વેદની બોલ્યા વાણી રે, તેમાંથી **અક્ષર** લીધો જાણી રે;
ગુરુના મુખમાં રે-ગુરુના વચનમાં સુરતા સમાણી રે. ગુરુ૦

કહે ગણપતના શિષ્ય **ગંગાદાસ** રે, મારે ગુરુચરણુની છે આશ રે;
મને રાખો રે મને રાખો ચરણુની પાસ રે. ગુરુ૦

### ૨

મળ્યો મનુષ્યજન્મ અવતાર માંડ કરીને,
તો યે ભજ્યા નહીં ભગવાન હેત ધરીને;
અંતે ખાશો જમના માર પેટ ભરીને—
માટે રામનામ સંભાર. મળ્યો૦

ગઈ પળ પાછી ફેર ન આવે, મૂરખ મૂઢ ગમાર!
ભવસાગરની ભૂલવણીમાં વીતી ગયા યુગ ચાર ફેરા ફરીને. મળ્યો૦

જઠરાગ્નિમાં જુગતે રાખ્યો, નવ માસ નિરધાર;
સ્તુતિ કીધી અલખેલાની બહાર ધર્યો અવતાર માયામાં મોહીને. મળ્યો૦

કલિજુગ કૂડો–રંગે રૂડો, કહેતાં ન આવે પાર;
જપ, તપ, તીરથ કંઈ ન કરિયાં, એક નામઆધાર કૃષ્ણ કહીને. મળ્યો૦

ગુરુગમ પાયો મનમેં સાચો, જુક્તિ કરી જદુરાય;
**ગંગાદાસકૂં** જ્ઞાન બતાયો, રામદાસ મહારાજ, દયા કરીને. મળ્યો૦

૩

હરિજન હિંમત રાખિયે, ભક્તિ તો ભાવ થકી કીજિયે;
શિરને સાટે સદ્દગુરુ મળે, પાછી પીઠ નવ દીજિયે. હરિજન૦

આપરે કસીને પરને પોષિયે, દુઃખ સહી સુખડાં તો દીજિયે;
રાજા મયુરધ્વજ હરિશ્ચંદ્ર જેવા, જુગમાં અમ્મર કીજિયે. હરિજન૦

ગજ, ગુણિકા, પશુ, પારધી તેણે શું સુકૃત કીધાં રે?
વખતે નાથ નિવાજિયા, ધ્રુવને અચળ પદ દીધાં રે. હરિજન૦

નામા, પીપા, રોહીદાસને, સમર્યા સાદ જ દીધા રે;
કોડે કામ નરસૈંહતણા, ભલી ભાતેથી કીધાં રે. હરિજન૦

ઘાણ ને એરણ વચ્ચે ઘાવ સહે, મોંઘાંમૂલાં કહેવાયાં રે;
સો હરિજન હીરા ખરા, લાખોમાં તો લેખાયા રે. હરિજન૦

પરમાર્થે પિંડ ઓઢિયાં, વળગી રહિયે વિશ્વાસે રે;
ખરી પડે પણ ખસે નહીં, સદ્દગુરુ સદા એની પાસે રે. હરિજન૦

જેને આશરો એના નામનો, હરિ કેમ મેલે હાથ રે?
**ગંગાદાસ** સદા સંગ રહે, સમર્થ રવિ ગુરુ સાથ રે. હરિજન૦

## ગંગાબાઈ

૧

ભક્તિ કરવી હોય જેણે, રાંક થઈને રહેવું તેણે,
મેલવું અંતર કેરું માન રે. ટેક

સદ્ગુરુ આગળ શીશ નમાવી, કરે, તન-મન-ધન કુરબાન રે;
જાણુપણું મેલીને, અજાણુ થાવું રે, મેલવું અંતરથી અભિમાન રે. ભક્તિ૦

નાતને જાતથી ભાઈ, જૂજવાં થાવું રે, એકાંતે રહેવું નિરાધાર રે;
પારકા અવગુણ જેને ઉરમાં ન આવે, એ ખેલ છે ખાંડાધાર રે. ભક્તિ૦

આશા ને તૃષ્ણા જેને એકે નહિ ઉરમાં ને દૃઢ રાખે વિશ્વાસ રે;
ગંગા સતી એમ બોલિયાં એ તો, જાણવા હરિ કેરાં દાસ રે. ભક્તિ૦

૨

મેરુ તો ડગે, પણ જેનાં મન નવ ડગે—મર ને ભાંગી તો પડે રે બ્રહ્માંડ જી;
વિપત્તિ પડે તો યે, વણસે નાહીં ને, સોઈ હરિજનનાં પરમાણ જી. મેરુ૦
ચિત્તની તો વૃત્તિ જેની—સદાય જ, નિર્મળ ને કોઈની કરે નહિ આશ જી;
દાન દેવે પણ, રહેવે અજાચી ને રાખે વચનમાં વિશ્વાસ રે. મેરુ૦
હરખ ને શોકની જેને નવ આવે હેડકી, ને આઠે પહોર રે'વે આનંદે જી;
નિત્ય ઝીલે રે સતસંગમાં, ને રે તોડે મોહમાયાકેરા ફંદ રે. મેરુ૦
તન-મન-ધન જેણે ગુરુજીને અર્પ્યાં, તે નામ-નિજારી નર ને નાર જી;
એકાંતે બેસીને આરાધ માંડે, તો અલખ પધારે એને દ્વાર રે. મેરુ૦
સંગત કરો, તો તમે એવાની કરજો, જે ભજનમાં રહેવે ભરપૂર રે;
ગંગા સતી એમ બોલિયાં, જેને નેણે તે વરસે ઝાઝાં નૂર રે. મેરુ૦

૩

શીલવંત સાધુને વારેવારે નમીએ રે, બદલે નહિ જે વર્તમાન રે. ટેક
શત્રુ-મિત્ર જેને એકે નહિ ઉરમાં ને પરમારથસે પ્રીત રે;

પાછા પડે નહિ, વચન ના ચૂકે, ને રહેણી પાળે રૂડી રીત રે. શીલવંત૦
બીજી–ત્રીજી વાતો એને ગોઠે નહિ ને, રે ભજનમાં રહેવે ભરપૂર રે;
હાણુ ને લાભની મટી ગઈ હેડકી, ને જ્યાં જ્યાં જુએ ત્યાં દરસે **નૂર** રે.
શીલવંત૦
સંગત કરો તો બાઈ એવાની કરજો, જે તરી ઉતારે ભવપાર રે;
**ગંગા** સતી એમ બોલિયાં, કે જે દેખાડે હરિના દીદાર રે. શીલવંત૦

## છોટમ

૧

અતિ અદ્‌ભુત રૂપ અપાર, શંકર પરમ ગુરુ!
મહા–વિદ્યાનો દાતાર, સેવક કલ્પતરુ. શંકર૦
કલ્પતરુ તો જડ છે માટે તેથી મોક્ષ નવ થાય રે;
શંકર તો છે ઈશ્વર, માટે આપે મોક્ષ સદાય. શંકર૦
અનેક પતિત ઉદ્ધાર્યા જેણે–ગણુકા, આહીર, કિરાત રે;
જે જે શિવને શરણે આવ્યા, મુક્ત કર્યા સાક્ષાત્. શંકર૦
દેવ દાઝતા દેખી, જેણે કર્યું હલાહલ પાન રે;
ભક્ત જનોના ભય હરનારા, સમર્થ શિવ ભગવાન. શંકર૦
પ્રણત–પાલ બિરદાવલિ જેની, કહાવે દીનદયાળ રે;
કહે **છોટમ** શંકરને ભજતાં, ટળે જન્મ–જંજાળ. શંકર૦

૨

અરજ અમારી રે, સાંભળવાને શામળા રે, કરુણાના સાગર ધારજો કાન;
સાધન તો સઘળાં રે, મુજથી સધે નહીં રે, નથી થતાં તીરથ, વ્રત કે દાન.
જોગ ને સમાધિ રે, સાધી હું તો ના શકું રે, ન કરું હું કાશી ને કેદાર;
વનમાં વસીને રે, કષ્ટ કરું નહીં રે, ન રહેવાય જળ–ફળ–પત્રાધાર.
સકળ સામગ્રી રે, સરજેલી તમતણી રે, શું લઈ સેવું શામ શરીર?
એમ જાણીને રે, અર્પું છું એટલું રે, નિર્મળ મન સરૂપી નીર.

ચિંતવન ચંદન રે, પાત્રી તો પ્રેમની રે, ધરાવું છું ધ્યાનસરૂપી ધૂપ;
જ્ઞાનરૂપી દીવો રે, ઘટમાં પ્રકાશિયો રે, પ્રણવનો જાપ થાય છે અનૂપ.
માની એવું લેજો રે, અભેપદ આપજો રે, જન પ્રતિપાલક જગદાધાર;
ભક્તિ તો તમારી રે, પ્રભુ ભલી આપજો રે, છોટમને સુખના દાતાર.

૩

અલખ નામધૂન લાગી ગગનમેં, મગન ભયા મેરા જી;
આસન મારી સુરતા દઢધારી, દીયા અગમ ઘર ડેરા જી. અલખ૦
ઈંગલા-પિંગલા દોનું છાંડકે, સુખમન મધ્યે ધારા જી;
તરવેણીમેં તાર મિલાઈ, અજંપા નામ ઉચ્ચારા જી. અલખ૦
જંત્ર અનાહત બાજે અહોનિશ, હોત નાદ ઝંકારા જી;
ઘન બિન અદ્‌ભુત હોત ગર્જના, બરસે અમૃતધારા જી. અલખ૦
કોટિ કોટિ રવિ-શશિકી શોભા, ઝગમગ જ્યોતિ ઉજિયારા જી;
જન **છોટમ** સદ્‌ગુરુ પરતાપે, દરશ્યા અલખ દેદારા જી. અલખ૦

૪

અવળું વૃક્ષ કોઈ જોજો નિહાળી, થડ છે ઊંચુ ને નીચી છે ડાળી;
ચાર ત્વચાઓ દીસે રૂપાળી, તો મૂળ અદ્ધર આકાશમાં રે.
એ મૂળ થકી ઉપમૂળ થયાં છે, પાંચ પ્રકારે અરૂપ રહ્યાં છે;
અખિલ-બ્રહ્માંડમાં ફેલી રહ્યાં છે, તો વૃક્ષ રહ્યું છે તે વડે રે.
શાખાઓ નીચી ને ગુણ બહુ ન્યારા, કાંઈ એક ખોટાને કાંઈ એક સારા;
પંખી વસે બહુ ચરવાને ચારા તો, પત્ર-પુષ્પ બહુ વાસના રે.
કડવાં ને મીઠાં વળી ફળ એને, મન-મર્કટ ખૂબ ખાય છે તેને;
આશાવેલી લપટેલી છે જેને, તો સંશયની જાળ છૂટે નહિ રે.
ડાળે ડાળે સહુ દેવોનું થાણું, મૂળ વિષે પરિબ્રહ્મ પ્રમાણું;
અર્થ એનો જો ઉરમાં આણ્યું, તો **છોટમ** ભેદ જડે વેદનો રે.

૫

આ જોને એની! પ્રાણપતિ રમે પાસે, તેને સાધી લે;
સાસ ઉસાસે રે. આ જોને૦
સહુના સામો છે શામળિયો, જો ગુરુ દષ્ટે જુએ;
તેહ ત્યજીને અવર ભરોંસે, શા સારુ અવસર ખૂએ રે? આ જોને૦
ક્રૂર તજીને ગ્રહે કુશકા, તેણે કાજ ન થાયે;
ચેતન છોડી જડને ભજતાં, જન્મમરણ નહિ જાયે રે. આ જોને૦
માખણ મૂકી તક્ર ગ્રહે, તે જો ને શાનો ડાહ્યો?
પ્રભુ ત્યજીને પ્રપંચ પૂજે, તે જન જાય વહાયો રે! આ જોને૦
અંતરજામી આનંદસિંધુ, ભજીએ પૂરણ ભાવે;
જન છોટમ માનુપ તનુ જેવો, ફરી ફરી નહિ આવે રે. આ જોને૦

૬

આનંદસાગર અખિલ ભુવનના તાત, પાવનરૂપ પ્રભુ પરમાત્મા જો;
સચ્ચિદ્‌રૂપ સનાતન છો સાક્ષાત્, મારા કોટિક ગુના માફ કરો જો.
પ્રભુ વિસારી ભજ્યા ઘણા પ્રપંચ, જગજીવન કર્તા જાણ્યા નહીં જો;
સમજી ના શકે બુદ્ધિ મારી રંચ, કલ્પિત મતમાંહે ભમતી રહી જો.
ગુણના સાગર હાવે ગ્રહજો બાંય, ત્રૈવિધ દુઃખથી મુજને તારજો જો;
રાખી લેજો ચરણ–કમળની છાંય, પતિતપાવન પાપ નિવારજો જો.
પરમ દયાળુ અક્ષય–સુખદાતાર, અનંત શક્તિ મહિમા અતિ ઘણો જો;
છોટમના પ્રભુ! સર્વેના આધાર, જાહેર જશ જેના સોહામણો જો.

૭

આનંદ સાગર સોઈ, સંતો ભાઈ! આનંદ સાગર સોઈ;
જીહાં દ્વૈત રહે નહિ કોઈ, સંતો ભાઈ આનંદ સાગર સોઈ. સંતો૦
સોહં–હંસો જીહાં લય પાવે, અનહદ જ્યોતિ સમાવે;
આનંદ સાગર જો જન પાવે, સો ભવમેં ફિર ના આવે. સંતો૦

જનક, સનક, શિવ, શેષ, શુકાદિક, સો સાગરકે મીના;
દત્ત ઋષભ સો ગ્રાહ બડે હૈં, જીન, હિ પરમપદ ચીના. સંતો૰
સો સાગરકી લહરી નિરંતર, આવત સબ ઘટમાંહી;
જન **છોટમ** વિરલા જન જાનત, ઓરનકું ગમ નાહિ સંતો૰

૮

આત્માને બંધન રે પ્રબળ પ્રભુ–માયાનું;
જોર નવ ચાલે રે દેવ જેવા ડાહ્યાનું. આત્માને૰
સ્વભાવરૂપે સહુના મનમાં એહી માયા બળવંત;
એને એથે સહુ આવરી મૂક્યા દેહધારી જેને જંત;
ચંદ્રને આચ્છાદન રે જેવું રાહુ છાયાનું. આત્માને૰
તપ તીરથ કે વ્રત્ત કરે, પણ મન થકી કપટ ન જાય;
ચંડાળ દુર્ગુણ ચિત્તમાં પેઠા, તે સ્નાનથી શુદ્ધ ન થાય;
મૂઢ માની લે છે રે કલ્યાણ કર્યું કાયાનું. આત્માને૰
બંધ મોક્ષ કેરું કારણ મનઃ એમ કહે શ્રુતિ ને સંત;
તે મન જો નવ ત્યજે મલિનતા, તો ન ચઢે હરિ–રંગ;
મોક્ષ હોય લાધે રે વચન એક વાહ્યાનું. આત્માને૰
આપબળે તો કોય ન છૂટે, જો કરે કોટિ ઉપાય;
નાવ વિના નીર સાગર કેરું તરી કેમ પાર જવાય?
**છોટમ** સાચું શરણું રે અખિલ જગરાયાનું. આત્માને૰

૯

એ મન ના રહે ભમતું, ભજન વિના એ મન ના રહે ભમતું;
હીંડે મોહ માયામાં રમતું. ભજન૰
દ્વાદશ હીંડે દોડતું રે જેવું હરાયું ઢોર;
સદ્‌ગુરુને સોંપ્યા વિના રે, એને કોણ ઠરાવે ઠોર? ભજન૰
ચપળ ગતિ એની ઘણી રે, ક્ષણમાં ફરે સૌ લોક;
શૂરવીર સમરથ ઘણા, પણ મન આગળ સહુ ફોક. ભજન૰

રૂપ રંગ જેને નહિ રે, જાતું ન આવતું જણાય;
અંગ આકાર વિના ફરે રે, તેને કેમ કરી કોઈ રહાય? ભજન૦
મન મોજો ચૈતન્યનો રે, જ્યાં ઊપજે ત્યાં સમાય;
**છોટમ** જો ભળે બ્રહ્મમાં રે, ત્યારે તે હામે સ્થિર થાય. ભજન૦

## ૧૦

એ મન શુદ્ધ ન થાયે, ગુરુ સેવ્યા વિના,
અનેક જન્મનું ટળે નહિ અજ્ઞાન જો;
વિષયવાસના પામરની નવ પાલટે,
દઢ થઈ નવ ધરે પ્રભુનું ધ્યાન જો. એ મન૦

ભ્રાંત ભેદ સંશય બહુ નાના ભાતના,
સમર્થ ગુરુ વિના નવ છેદે કોઈ જો;
અવર ઉપાસન કોટિક કોઈ કરે બીજાં,
હંસ મળ્યા વિણ હરિશું હેત ન હોય જો. એ મન૦

જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ થાયે જે સદા,
તેહ તણો જે સાક્ષી સર્વાતીત જો;
બોલણહાર રહ્યો રે બાવન બાહેરો,
પ્રગટ કરીને ગુરુ આપે પ્રતીત જો. એ મન૦

વિછડ્યો હરિથી કોટિક જુગ વીતી ગયા,
અવળો થઈને આરાધે જડ ઇષ્ટ જો;
જપે નામ પણ નામીને જાણે નહિ,
પ્રકટ ગુરુને પૂજે નહિ પાપિષ્ટ જો. એ મન૦

અંતર લક્ષ્ય વિના રે બાહેર જે ભજે,
તન મન કેરા ટળે નહિ સંતાપ તાપ જો;
મહાદુ:ખ માયા કાળ તણું ત્યારે મટે,
જ્યારે આપે અમર મંત્રનો જાપ જો. એ મન૦

શુદ્ધ બોધમય સદ્‌ગુરુ જ્ઞાની સેવિયે,
બ્રહ્મવેત્તા તે ટાળે ભવનો ફંદ જો;
અભય કરી અમૃત સુખ આપે અતિ ઘણું,
નિજ ગમથી દર્શાવે નિજ આનંદ જો. એ મન૦
જો જાણો તો એમ કરીને જાણજો,
સકળ શાસ્ત્રનો એ નિશ્ચય સિદ્ધાંત જો;
ગુરુપ્રતાપે પૂરણ પદને પામિયે,
**છોટમ** એમ તર્યા છે કોટિક સંત જો. એ મન૦

૧૧

કહ્યા છે ગુરુ કરવા કેવા, પોતે તરે ને તારે તેવા. ટેક
તુચ્છ કર્મનો ત્યાગ કરાવે, તેમાં નહિ કાચું!
મનોવિકાર મટાડે શિષ્યના, તત્ત્વ કહી સાચું રે! કહ્યા છે૦
પરબ્રહ્મનો પંથ બતાવે, મહા દુર્ગુણ ટાળે;
સાચો બોધ શિષ્યને આપી પ્રભુ સન્મુખ વાળે રે! કહ્યા છે૦
સત્ય દયા ને શીલ નિરંતર પ્રેમ થકી પાળે;
જમપુરમાં જાનારા જનને તે પાછા વાળે રે! કહ્યા છે૦
વેદ શાસ્ત્રનું જ્ઞાન શિષ્યને કહે ઘણું સારું;
કહે **છોટમ** એવા ગુરુ કરતાં કામ સરે તારું રે. કહ્યા છે૦

૧૨

કાયારૂપી નગરી રે કીધી છે કોઈ કારીગરે;
મને માની મારી રે, મિથ્યા અભિમાન ધરે. કાયા૦
એક રોમ તારા અંગમાં જીવડા, તારું કર્યું નવ થાય!
ધણી થઈને ધંધો કરે, પણ કર્મ કરી બંધાય,
શિર પર સ્વામી રે, ડરતો નથી તેને ડરે. કાયા૦
નવે દરવાજે અમલ મનનો, જાગ્રત માંહી જણાય;
સ્વપ્ન થયું ત્યારે પરવશ પડિયો, સુખ-દુઃખ સ્હેતો જાય,
ભાન નથી રહેતું રે નિદ્રા માંહી જ્યારે ઠરે. કાયા૦

આવું છતાં પણ આપ ન શોધે, ને કરે ઘણો અહંકાર;
કુકર્મ કરી કરી કષ્ટ જ સહે છે, મૂઆ પછી જમમાર!
વિચાર નથી કરતો રે: હું તે કોણ કેનો ખરે? કાયા૦

પોતાના ડહાપણમાંહી પામર પૂરો ને પરધન હણવા પ્રવીણ;
તત્ત્વવિચાર તારા ઉરમાં ન આવે, મૂરખ તું મતિહીણ,
કહેણુ નવ માને રે, કુટિલ મત આગળ કરે. કાયા૦

જેની સત્તાએ મન મોજ માણે છે, તેની સત્તા ચૌદે લોક!
તે પ્રભુને નથી પાસે પરખતો, પામે છે હરખ ને શોક;
વિશ્વરૂપી વાડી રે રચી છે એવી વિશ્વંભરે. કાયા૦

સૂબાપણું મન તુજને સોંપ્યું, ત્યારે પ્રીતે પ્રજાને પાળ;
તને દગે જે સેવક તારા, તેને શોધીને ટાળ;
**છોટમ** સાધન કરી લે રે, જેથી ભવસિંધુ તરે. કાયા૦

## ૧૩

કાયા છે ત્યાં સુધી કર સમરણ કરતારનું રે. ટેક

જતન કરી જઠરામાં જેણે, તારો દેહ રચ્યો છે તેણે;
તેણે કામ કર્યું છે અતિ ઉપકારનું રે. કાયા૦

પ્રસવ થવા પહેલું પય કીધું, માતાના સ્તનમાં રચી દીધું;
તેણે કારજ સીધ્યું તારા આહારનું રે. કાયા૦

કાન, નેત્ર દીધાં છે કેવાં? અંગ અમૂલખ સર્વે એવાં;
અંતઃકરણ કીધાં છે વિવિધ વિચારના રે. કાયા૦

દાંત દીધા તને ચાવણું ચાવવા, અન્ન સર્જ્યું ઉદર ભરવા;
કર દીધા કારજ કરવા સંસારનું રે. કાયા૦

સુર-દુર્લભ મનુષ્યાદેહ પામી, લંપટ ના થવું લૂણહરામી;
**છોટમ** શરણ ગ્રહી લે સરજનહારનું રે. કાયા૦

## ૧૪

કિંચિત કુસંગે રે બોધ બગડે ઘણો રે : પ્રત્યક્ષ તેનું છે પરમાણ–
મણ દૂધમાંહે રે છાંટો પડે છાશનો રે, વળતી તેનાં બીજાં થાય વખાણ. કિં૦
અલ્પ અનાચારે રે નળને કલિ નડ્યો રે, દ્યૂતે દીધો પાંડવને વનવાસ;
અસાધુને સંગે રે આવી પડે આપદા રે, વિષ જેમ કરે વપુનો વિનાશ. કિં૦
ગંગાજળના ઘટને રે મૂકે મદિરા વિષે રે, પછી તેને કોઈ ન માને પવિત્ર;
પુંશ્ચલીની સંગે રે પળે જો પતિવ્રતા રે, ચારુ તેના કોઈ ના ગાય ચરિત્ર ! કિં૦
સારો કોઈ સજ્જન રે ચાલે સંગે ચોરને રે, પાપીને પ્રસંગે પકડાયો જાય;
ગાય સારી કોઈ દિન રે હરાયા સંગે હળે રે, બિચારીને ગળે ડેરો બંધાય. કિં૦
બ્રહ્મચારી ભૂલે રે ભેટે કોઈ ભામિની રે, નિયમ તેના સઘળા નિષ્ફળ થાય;
સંન્યાસીને સોનું રે અડે જ્યારે અંગમાં રે, વૃથા વેષધારી સમો કહેવાય. કિં૦
વૈરાગી વનિતામાં રે જઈ ભેળો વસે રે, બાવાની તો બુદ્ધિનો થાય બગાડ;
ભ્રષ્ટ થાય જોગી રે ભોગી ભેળો જો ભળે રે, ઝેરે જેમ જાય સમૂળું ઝાડ ! કિં૦
બુદ્ધિને બગાડે રે નિંદા ચાલે લોકમાં રે, કહેવાય તેનું નામ કુસંગ;
અફીણ પીએ એદી રે ઝોકાં ખાય જાગતાં રે, રહે નહિ સારો શરીરનો રંગ. કિં૦
તે માટે તપાસી રે તનમનથી તજો રે, ભજો એક ભક્તવત્સલ ભગવંત;
**છોટમ** સંગ કરીએ રે સાચા સુજન તણો રે, જે મળે જ્ઞાની ઘણા ગુણવંત. કિં૦

## ૧૫

કોઈ દેખો રે આ ઘટકો ખેલ, જામે દીપ જલે બિન બત્તી તેલ !
જી હાં અનહદ નાદ, બજે અપાર; માંહીં મુરલી મૃદંગ ને સીંગી સાર;
ખટચક્રમાં બાજત પ્રણવતાર. કોઈ દેખો૦
જહાં સોહં–હંસો રમત રંગ, લિયે પાંચ–પચીસ પ્રકૃતિ સંગ;
જાકો રૂપ નહિ, આકાર, અંગ ! કોઈ દેખો૦
સબ દેવ કરત હય રંગરાગ, કોઈ ગુરુમુખી, સમજે ગુરુકો ભાગ;
તહાં કલ્પવૃક્ષકી બની હે બાગ. કોઈ દેખો૦
જહાં શિવ–સનકાદિક ધરત ધ્યાન, અતિ પ્રેમ સુધારસ કરત પાન;
કહે **છોટમ** એ સદ્‌ગુરુકી સાન. કોઈ દેખો૦

૯૬

કોઈ મનમેળાપી હોય, તો મન કેરી કહીએ;
બેદિલ જીવ શું મૌન ગ્રહી રહીએ રે. કોઈ૦

મનમેળાપી મનથી ન મૂકે, એક ટેક હોય તેને;
ગુરુનું જ્ઞાન ટકે અંતરમાં, ભાવ ભરુંસો દૃઢ જેને રે. કોઈ૦

મરતાં સુધી મનથી ન મૂકે, તે કહીએ મન મેળું;
હેત-પ્રીતિ હળમળ હરિરસમાં, દૂધ ને સાકર ભેળું રે. કોઈ૦

બેદિલ જન તે હોય અધગળ્યા, સાંભળીને શઠ થાય;
મતલબ સુધી મળતા રહે પણ, અવગુણ ઊલટા ગાય રે. કોઈ૦

બે મેરનું બોલે તે બેદિલ, ભાવે ન ભજે કેને;
આપણું લઈને કહે અન્યને, કુટિલપણું જેને રે. કોઈ૦

કાગતણા કુટુંબી હોય, તે જનનાં ચાંદાં જુએ;
ખરની આગળ ખાંડ ધરે, પણ ટેવ બોખરની ન ખૂએ રે. કોઈ૦

પરથમ પ્રેમ પરીક્ષા લઈને, હરિનું હારદ કહીએ;
**છોટમ** કલ્પ વૃક્ષને કાપી, બાવળ ઝીંટવા ન જઈયે રે. કોઈ૦

૧૭

ખેલે પિયા ગેબ ગગનમેં હોરી: કહા જાની શકે મતિ મોરી! ટેક
આપ અરૂપ રૂપ બહુ સરજે, અંડ અનંત કરો રી;

અખિલ જીવકું નાચ નચાવે, જાકે હાથમેં દોરી. ખેલે૦

રૂપરંગ બહુ ભાંતિ ભાંતીકે, જુગલ-નારી નર જોરી;
કાહુકી સૂરત એકસી ન આવે, અદ્‌ભુત ચાતુરી તોરી. ખેલે૦

ખેલનહાર નજરમેં ન આવે, સબકી મતિ ભઈ ભોરી;
સોહં-સોહં શબ્દ હોત હૈ, ગુરુ ગમે જાત અઘોરી. ખેલે૦

નેતિ નેતિ કહી નિગમ પોકારે, વિનય કરત કર જોરી;
**છોટમ** ઐસે પ્રભુકું ન જાને, તાકી મતિ અતિ થોરી. ખેલે૦

## ૧૮

ગુરુગમસે ખેલો હોરીઃ મીટે મલિન વાસના તોરી. ટેક
આસન મારી, સુરતા દઢ ધારી, ત્રિકુટી ધ્યાન ધરો રી;
સાસ–ઉસાસ શામસંગ ખેલો, નૈન અચલ ચિત્ત જોરી;
ગગન ઘર જાઈ બસોરી. ગુરુ૦
અનહદ નાદ મૃદંગ મોરલી, સુનકે સૂરત ચલી મોરી;
કોટિ અનંગ અંગ પ્રતિ સોહે, ઐસે કિશોર—કિશોરી;
સંગ સખિયનકી ટોરી. ગુરુ૦
ઝળહળ જ્યોત ઉદ્યોત કોટિ રવિ, અદ્ભુત ખેલ મચોરી;
નીરખ સ્વરૂપ, દેવ સબ મોહે, વિનય કરત કર જોરી;
નિગમ જશ ગાત બહોરી. ગુરુ૦
પાર—અવાર નહિ હે જાકો, ગુરુગમ જાત ગ્રહ્યો રી;
જન છોટમ સદ્ગુરુ કરુણાસે, સો પ્રભુ દરસ ભયો રી;
દેહકો દોષ ગયો રી. ગુરુ૦

## ૧૯

ગુરુ વિણુ મર્મ ન જાણે, કોઈ જન ગુરુ વિણુ મર્મ ન જાણે !
બ્રહ્મ જાણુવો કોણુ ઠેકાણે ? કોઈ૦
બાવન અક્ષર માણુસ બોલે, કળ એ ભરી છે કોણે ?
જીવ દેહમાં રહીને વદે, પણ પ્રભુરચના ન પ્રમાણે ! કોઈ૦
ઔષધ સઘળાં, ગાંધીના ઘરમાં, તે વૈદ વિના મરે રોગે !
દાટેલું ધન પણ ગુરુ વિણુ ઘરનું, કેમ પડે ઉપભોગે ? કોઈ૦
મહાસિંધુમાં નૌકા મૂકે, મરમી પાર ઉતારે !
ભેદ લહ્યા વિણુ ભૂલો ભમે, તે શ્રમ કરી સરવે હારે. કોઈ૦
અર્ક વિના સઘળે અંધારું, પાસ પડયું ના સૂઝે;
જન છોટમ ગુરુ જ્ઞાન મળે, તો પ્રગટ પ્રભુને બૂઝે. કોઈ૦

૨૦

છૂપી છૂપી છાના રે કેમ રહેશો કેશવા રે ?
જાણ્યા છો જી જીવન જગદાધાર;
કરુણાના સિંધુ રે, વલ્લભ ભક્તના રે, કરો કૃપા કરણીના કિરતાર. છૂપી૦
જીવ કેરા જીવન રે, પ્રાણ છો જી પ્રાણના રે,
મનના તો સાક્ષી છો, મહારાજ!
અવગુણી જાણી રે, રખે અળગા થતા રે, અંતરજામી સુધારો કાજ. છૂપી૦
અધમ ઉદ્ધારણ રે, અશરણ શરણ છો રે,
ભક્તવત્સલ ! ભયભંજનહાર;
પતિતને પાવન રે, કર્તા પૂર્ણ છો રે, દયાનિધિ દેવ ગુણી દાતાર. છૂપી૦
અરજ અમારી રે, પ્રભુ ઉરમાં ધરો રે,
પળે પળે પ્રભુજી રહેજો પાસ;
વંદન તમારું રે, હજો મને માવજી રે, છોટમ સમરે શ્વાસોચ્છ્વાસ. છૂપી૦

૨૧

છે સુપનાની બાજી, જગત સુખ છે સુપનાની બાજી;
રૂડું જાણી થવું નહિ રાજી, જગત૦
જાગ્રતનું સુખ કે દુઃખ સઘળું સ્વપ્ન વિષે નથી રહેતું;
સ્વપ્નમાં સુખદુઃખ જે જે થાય, તે નિદ્રામાં કોઈ નથી લહેતું. જગત૦
મરણ–અવસ્થા એ જ પ્રમાણે જાણ વિના જડ થાશે;
નીતિ–અનીતિતણાં ફળ સઘળાં જીવની સાથે જાશે. જગત૦
મૂરખ નર તે મર્મ ન જાણે, શમણાને સાચું જાણે;
સુત વિત દારા વૈભવ દેખી ગર્વ અતિશે આણે. જગત૦
હાણ જાણીને રોવા લાગે, હોય લાભ તો હરખે;
ક્ષણભંગુર છે ખેલ ખલકનો પામર જીવ ન પરખે. જગત૦
સમબુદ્ધિ રહે સઘળે ઠામે, તે નર સાચા જ્ઞાની;
છોટમ સર્વ હરિને સમર્પે, તેને ચિંતા શાની ? જગત૦

## ૨૨

જા કે શિર પર સર્જનહાર, સો હિ નર કાયસે ડરે ?
જૈસા કેસરી કેરા કુમાર, અભય બન બનમેં ફિરે. સો હિ૰

બાળકકું વૈતાલ ડરાવે, જબ લગ સમજત નાહિ;
બડા હુઆ સો બીક ન માને, મરમ લહે મનમાંહી. સો હિ૰

ઈંડાકું બહુ ડર ભૂચરકા, જબલગ પડદે પડિયાં;
ગુરુ ગમ જ્ઞાને પર્દા ફૂટયા, જઈ ગગન ઘર અડિયાં. સો હિ૰

લોક–લાજ ડર બ્રહ્મ ભજનમેં, ના હાલ નરકું આવે;
શૂરા પૂરા કોઈક વિરલા, ગુનપતિ ગુન ગાવે. સો હિ૰

સ્વાંગ સતીકા જબ હિ પહના, તન મન પતિકું દીના;
**છોટમ** સદા રહી સેવામેં, ત્રિભુવનમેં જશ લીના. સો હિ૰

## ૨૩

જીવ બ્રહ્મને જાય જાણવા, ઓળખાણુ નહિ એને રે;
ઓળખાણુ તો ત્યારે થાયે, ઓળખાણુ જડે જેને રે. જીવ૰

અક્ષરખાણુ પ્રણવ છે નરમાં, તેથી ઊપજે વાણી રે;
અવિરલ ધાર પાર રહી પોખે, તેની વાત અજાણી રે. જીવ૰

પશુપંખી જે વાણી વદે છે, અક્ષર બે કે ચાર રે;
બાવન અક્ષર બોલી જીવજંતુને, એ નરનો અવતાર રે. જીવ૰

સ્થાવર–જંગમ જંતુ જાણી, સરજે સદા મહેશ રે;
માનવમૂર્તિ મોટી જાણી, બુદ્ધિ આપી બેશ રે. જીવ૰

અંતરજામીને આધારે જીવે છે સહુ જંત રે;
વિશ્વમાંહી વ્યાપક તે ઈશ્વર સત્ય જ્ઞાન અનંત રે. જીવ૰

સર્વ વસ્તુમાં પૂર્ણ રહ્યો તે પૂર્ણ–બ્રહ્મ કહેવાય રે;
જન **છોટમ** તેને જો જાણે, આવાગમન ન થાય રે. જીવ૰

૨૪

તું તો ન્યારો રહીને ખેલે, હે નારાયણા રે ! ટેક
તારી ઇચ્છા એ જ માયા, તેમાં સઘળા ભેદ સમાયા; (૨)
તું નિર્ગુણ પણ ગુણ તુજમાં દીસે ઘણા રે. તું તો૦
પવન-પાણીનો પિંડ બનાવે, તેમાં ચૈતન્ય તારું આવે; (૨)
તુજ ડહાપણ જોતામાં કાંઈ નહિ મણા રે. તું તો૦
નટ જેમ પટને ઓથે રહે છે, સકળ પૂતળાં નાચ કરે છે; (૨)
તેમ તારા કરમાં સર્વેના તાંતણા રે. તું તો૦
એક કળે સૌ જગત હલાવે, ચમકદષ્ટિ જેમ લોહ ચળાવે; (૨)
ઇચ્છા, જ્ઞાન, ક્રિયા, ગુણ, તારા સોહામણા રે. તું તો૦
તું ખેલે છે બાજી તારી, એમાં ન પહોંચે બુદ્ધિ અમારી; (૨)
**છોટમ** તુજને જોતાં, ભાંગે ભ્રમણા રે. તું તો૦

૨૫

તું તો તારું આપ વિસારી, કાયાને હું કહે છે રે;
જડ સંઘે જડ જેવો થઈને, કર્મભાર શિર લે છે રે. તું તો૦
દેહ અશુદ્ધ મલિન મહાજડ, તું ચેતનઘન અળગો રે;
લોહ ને અગ્નિ એક મળે જેમ, તેમ તું દેહને વળગ્યો રે. તું તો૦
હૃદયરૂપી સરોવર કહીએ, હંસ ચરે છે એમાં રે;
ભિન્ન ભિન્ન વૃત્તિદલ કહીએ, બુદ્ધિ પંકજ જેમાં રે. તું તો૦
હુંકાર શબ્દે બહાર આવે, **સ**કાર અંત લહીએ રે;
પ્રાણતણી વૃત્તિ છે ન્યારી, પ્રાણાત્મા **હંસ** કહીએ રે. તું તો૦
ગુણનું બંધન છે ગુણ સુધી, ગુણ તો ત્રિગુણ માયા રે;
દેહરૂપ થઈ કર્મ કરે છે, તેથી ઊપજે કાયા રે. તું તો૦
એ તો વાદળમાં અંતરાયો, એવું કહે અજ્ઞાની રે;
આવરણ છે પોતાની આંખે, અવળું લે છે માની રે. તું તો૦
એમ બુદ્ધિ અજ્ઞાને ઘેરી, સત્ય સ્વરૂપ ના ભાસે રે;
**છોટમ** સેંજે મુક્તિ પામે, જો નિજ તત્ત્વ તપાસે રે. તું તો૦

૨૬

તેરા સરજનહાર હજુર, દેખો ગુરુ જ્ઞાન ગ્રહી;
દુર્ભાગી કહત હે દૂર, જાકુ ગુરુગમ નહિ. દેખો૦
બ્રહ્મા આયુષ જાય પંથમેં, તો હું ઠોર ન પાવે;
**સો** સદ્‌ગુરુ એક સહજ સાનમેં, નિકટ નાથ દરસાવે. દેખો૦
આપ બળે તપ–તીરથ સાધન, જોગ–જગન જપ કરહી;
બ્રહ્મલોકમેં જઈ ભોગવે, પાછા પુનર્ભવ ફરહી. દેખો૦
તૃણકી ઓથે ગિરિ અવરાયા, કહત લોકમેં બાની;
આપા ઓથે રહત મહારાજા, **સો** ગુરુ કહત નિશાની. દેખો૦
અંડ પિંડકા પોખનહારા; ચિદ્‌ઘન ચતુર–સુજાના;
જન **છોટમ** સદ્‌ગુરુ પરતાપે, **સો** કરતા સત માના. દેખો૦

૨૭

દર્શન દેજો રે દયા કરી, કરુણાસિંધુ શ્રી જગદીશ; (૨)
સતચિતરૂપે રે આપ છો, એવું કહે છે શ્રુતિને શીશ. દર્શન૦
એકે કાળે રે અનંતના, નેત્ર વિના નીરખો છો રૂપ;
લોક ચરાચર રે જંતને, હાથ વિના સરજો છો ભૂપ. દર્શન૦
શ્રોત્ર વિહુણા રે સર્વના, વચન સુણો છો શ્રી જગનાથ;
સરજો પાળો રે સંહારો છો, સર્વે કામ કરો છો સાથ. દર્શન૦
દર્શન આદિક રે શક્તિઓ, સઘળી છે તમમાં મહારાજ; (૨)
અરજ સુણીને રે ભક્તની, તેનાં સર્વ સુધારો કાજ. દર્શન૦
ચૈતન્યરૂપે રે આપ છો, નિજ શક્તિ પણ ચૈતન્યરૂપ;
જેમ સાકરના રે વૃક્ષના, અવયવ સાકારરૂપ અનુપ. દર્શન૦
માયા ગુણ નહિ રે આપમાં, માટે નિર્ગુણ કહે છે વેદ;
નિજ ગુણ સારા રે છે ઘણા, માટે સગુણ સ્વરૂપ અછેદ. દર્શન૦
સઘળે વ્યાપક રે છો સદા, અગણિત ગુણ માયાના ઈશ;
જન **છોટમ**ની રે આપદા, કૃપા કરી હરજો જગદીશ. દર્શન૦

૨૮

જે કોઈ હોય હરિના દાસ, તેના ઘટમાં હરિનો વાસ. ટેક
ગુરુની દ્રષ્ટે જુએ હરિને, જે પોતાની પાસ;
મન વશ કર્મે હરિમાં વરતે, આઠ પહોર અભ્યાસ. જે કોઈ૦
ગદગદ કંઠે ગાય હરિગુણ, પ્રગટે પ્રેમપ્રકાશ;
ચૌદ લોકમાં ચિત્ત ના ગોઠે, કરે ન કોઈની આશ. જે કોઈ૦
જેવું લોહ ધરે પાવકમાં, લોહમાં પાવકવાસ;
એમ અહોનિશ રહે મળીને, હરિમાં હરિના દાસ. જે કોઈ૦
હરિ હરિ રટણ નિરંતર તેને, સમરણ સાસ-ઉસાસ;
**છોટમ** હરિથી ન પડે અળગા, જેમ પુષ્પમાં વાસ. જે કોઈ૦

૨૯

નથી રે અજાણ્યું નાથનું, જે છે અંતરજામી;
તું નથી લહેતો તેહને એ તો તુજમાં ખામી. નથી૦
વ્યાપક સઘળા વિશ્વમાં જોતે શક્તિ છે જેની;
અણુંએ અજાણ્યું નવ રહે, અદ્‌ભુત ગતિ એની. નથી૦
વીજળીકેરા તારમાં વાત જાય છે વહેલી;
જાણશક્તિ જગદીશને જણવે કરતાં પહેલી. નથી૦
જીવનદોરી જીવની જગદીશને હાથે;
પ્રાણીમાત્રના પિંડની જાણ્ય સઘળી સાથે. નથી૦
આપણે અંગે જે અડે, મન ઝટપટ જાણે;
સૌના મનનું શ્રીહરિ, પરખે એ જ પ્રમાણે. નથી૦
જ્ઞાન, ઇંદ્રિય ને મન વડે કૃત્ય જે જે કરવું;
માઠું કરતાં મન વિષે ઈશ્વરથી ડરવું. નથી૦
પ્રાણીતણાં પુણ્ય-પાપનું જેના હાથમાં પાનું;
સાક્ષી સર્વે કર્મનો, તેથી ક્યમ રહે છાનું ? નથી૦
હુકમ હરિનો શિર ધરી, કામ સઘળાં કરીએ;
**છોટમ** તેની કૃપા થકી, ભવસાગર તરીએ. નથી૦

## ૩૦

નવ અંતર થાય ઉકેલ, જ્ઞાની સદ્‌ગુરુ વિના;
ખોટો જાણે નહિ ભવ-ખેલ, ન થાય ઉપાસના. જ્ઞાની૦
સાડાત્રણ મણ સૂત્ર ગુંચાયું, તેનો હાથ ન લાગે તાર;
શું કરે બુદ્ધિ બાપડી રે, જેના ઘટમાં ઘણો અંધકાર? જ્ઞાની૦
તે અંધારાં ઉલેચવા રે, બીજા અનેક ઉપાય;
અનુભવ-અર્ક ઊગ્યા વિના રે, કોઈ કાળે તે અળગું ન થાય. જ્ઞાની૦
ક્યાં થકી જીવ આવિયો? ને પિંડ મધ્યે ક્યાં વાસ?
પિંડ પડ્યા પછી ક્યાં જશે રે? તેની કો'એ ન કીધી તપાસ. જ્ઞાની૦
એમ વિચાર વિના ગયા રે, ઘણા ઘસંતા હાથ;
સદ્‌ગુરુ લક્ષ્ય લહ્યા વિના રે, કયમ મળશે ત્રિભુવનનાથ? જ્ઞાની૦
તૃષા ન ફીટે તો* વિણુ ભૂખ ભોજન વિણુ નવ જાય;
ગુરુ વિના હરિ નવ મળે રે, જો કરીએ કોટિ ઉપાય. જ્ઞાની૦
થોડામાંહી ઘણું કહ્યું, પણ કોઈ ન બેસે ઘાટ;
**છોટમ** સજ્જન સમજશે રે, ભમે દુર્જન બારે વાટ. જ્ઞાની૦

## ૩૧

પ્રેમી આવો રે, પ્રેમ-સુધારસ પીવા. ટેક
અગાધ જળમાં મોતી માટે જ્યમ પેસે મરજીવા;
જળહળ જ્યોતિ પ્રકટ પ્રભુ દીસે રોમ રોમમાં દીવા. પ્રેમી૦
અંતરજામી સહુમાં વ્યાપક અંતરમાં ઓળખાશે;
જડતા જાળ જન્મની જાશે, પાતક પ્રલે' થાશે. પ્રેમી૦
રાગાદિક જે દોષ હોય, તે ભક્તિભાવથી ભાગે;
ઈશ્વરની રચના દેખીને ઉગ્ર જ્ઞાન ગુણ જાગે. પ્રેમી૦
જપ તપ જોગ જાગ વ્રત તીરથ, પંચ દેવની સેવા;
તેણે તો કાંઈ પ્રભુ નવ રીઝે પ્રેમ લક્ષણા જેવા. પ્રેમી૦

સહુ શણુગાર સુંદરી પહેરે, પણ હોય કુલક્ષણ જેને;
સાચા સ્નેહ વિના કો કાળે કંથ નહીં વશ તેને. પ્રેમી૦
અંતરલક્ષ-પ્રેમ પ્રભુ સાથે, એક પલક નવ ભૂલે;
જન **છોટમ** તે સાચી વનિતા, સ્વામી સંગે ઝૂલે. પ્રેમી૦

## ૩૨

મનનો મરમ જે જાણે, ચતુર નર મનનો મરમ જે જાણે!
ઠીક સમજીને રાખે ઠેકાણે. ચતુર૦
જળ મધ્યે મચ્છ જેમ રમે છે, મગન થઇને મહાલે;
વિષયવારિમાં મગ્ન થઈને, ચારે દિશાએ ચાલે. ચતુર૦
જેવું પંખી ઊડે આકાશે, જ્યાં સુધી ગતિ જેની;
વાતાવરણથી વિશેષ જવાની આગળ ગતિ નથી તેની. ચતુર૦
મનના રચેલા જે જે પદારથ, ત્યાં સુધી મન જાશે;
મનની પાર મુકુંદ બિરાજે, ત્યાં જાતાં લય થાશે. ચતુર૦
જ્ઞાનીનું મન જાય બ્રહ્મમાં, વિષયીનું વિષયે ભમે છે;
ભક્તતણું ભગવંત ભજનમાં રાત-દિવસ રસ લે છે. ચતુર૦
નીતિવાળા જનનું મન નિશ્ચલ, નીતિ ત્યજી નવ ડોલે;
ફાટેલા મનના જીવ ફટાણા, બેંઠેલા સરખું બોલે. ચતુર૦
પંચ વિષયનો સઘળો પસારો, તે ઉપર મન દોડે;
**છોટમ** સહજ સ્વરૂપ વિચારે, મનની અવિદ્યાને છોડે. ચતુર૦

## ૩૩

મનવો મુસાફર રે, ફરે બહુ મારગે રે, ઠરી નવ બેસે પોતાને ઠામ;
દુર્બળ થઈને રે ફરે બહુ દેશમાં રે, ગયો ભૂલી મૂળ પોતાનું ગામ. મનવો૦
વિષયમાં વળુંધ્યો રે લંપટ લાલચુ રે, ઇંદ્રિય સારુ એ અથડાય;
પ્રભુની સામગ્રી રે માને છે પોતાતણી રે, શિર લે છે શ્વાનશકટને ન્યાય. મનવો૦

પ્રવૃત્તિને સંગે રે પડે ભવપાશમાં રે, વારે વારે જાય છે જમને હાથ;
પ્રીતિ કરે છે રે જૂઠા પ્રપંચમાં રે, હેત ન ઉપજે હરિ ગુરુ સાથ. મનવો૦
સાસ–ઉસાસે રે સમરણ જે કરે રે, પવન ઠરે તો મન સ્થિર થાય;
**છોટમ** રહીએ રે સે'જ સ્વરૂપમાં રે, એ મન–નિગ્રહનો ઉપાય. મનવો૦

## ૩૪

પ્રભુ તને પ્રસન્ન તે એમ થાયે, જો તું સાચો મારગ સા'યે. ટેક
એક ટેક ગુરુવચન પાળીને સેવા સમરણ કરીએ;
ગુણવંતા થઈ હરિગુણ ગાતાં કોય થકી નવ ડરીએ. પ્રભુ૦
કુળ કુટુંબને સગાં સહોદર સરવે સ્વારથ સારુ;
અંત સમે' કોઈ કામ ન આવે ભજન કરે તે વારુ. પ્રભુ૦
ઉપર શુદ્ધિ થાય સ્નાનથી મન શુદ્ધ થાયે જ્ઞાને;
બાહ્યાભ્યંતર રહે નિર્મળો કરતા પ્રભુને ધ્યાને. પ્રભુ૦
ભૂખ્યા જનને ભોજન દેવું, તરસ્યા જનને પાણી;
કોઈ પ્રાણીને દુઃખ ન દેવું, અંશ પ્રભુના જાણી. પ્રભુ૦
સાચા સ્નેહી હોય હરિના તેને સંગે રહીએ;
પરપંચી પાખંડી જનમાં કહે **છોટમ** નવ જઈએ. પ્રભુ૦

## ૩૫

પ્રભુનો મારગ સહુથી સહેલો, એક અટપટું એમાં રે;
નિર્મળ મન પોતાનું કરવું, જ્યોતિ પ્રકાશે જેમાં રે. પ્રભુનો૦
ધનુર્વેદીના જેવી ધારણા, અધરી જાણો એમાં રે;
હેઠે તાકે ઉપર વીંધે, ખરી ચાતુરી એમાં રે. પ્રભુનો૦
ભૂમિ ઉપર તો ભૂચર ચાલે, એમાં વિઘ્ન અનંત રે;
બ્રહ્મપંથ તો છે ખેચરનો, ચાલી શકે કોઈ સંત રે. પ્રભુનો૦
અનુભવ આંખ્ય સૂરતની સીડી, સદ્દગુરુ હોય સહાય રે;
કહે **છોટમ** જો સાધક સાચો બ્રહ્મધામમાં જાય રે. પ્રભુનો૦

૩૬

પૂરા અંશ પ્રભુના હશે, જ્ઞાન તો તેના ઘટમાં જશે. ટેક

રાજચિહ્‌ન હોય જેને અંગે, તે કરણી મન વસે;
હજાર જણની મધ્ય હાથણી, કળશ ઢોળવા જશે. જ્ઞાન૦

સરખો સૂરજ સઘળે છે, પણ નેત્ર જોયો જશે;
પ્રાયઃ પંખીનું બચ્ચું હોય, તો તે જ પાંખ પામશે. જ્ઞાન૦

સિંહતણું પયપાન કરે, જે પુત્ર સિંહનો હશે;
જરે નહિ બીજી જાતિને, કોઈ પ્રકારે કશે. જ્ઞાન૦

પાવક દેખી ડરતા પ્રાણી, સર્વે કોરે ખસે;
ધગધગતા અંગારા હોય, પણ ચકોર ખાવા ધસે. જ્ઞાન૦

કહે છોટમ અનુભવી એક જ, કોટિ મનુષ્યમાં વસે;
સૂરજ જેવો સૂરજ નહિ, પણ દીવે દીવો થશે! જ્ઞાન૦

૩૭

ભરમે ભૂલ્યા તે નર ભટકે, ઠરી ન બેસે ઠામે જોને;
મન-વાણીનું મૂળ વિચારે, તે પૂરણપદ પામે જોને.

પૂરણકેરી પ્રભા ન તૂટે, અગણિત અંડ રચાય જોને;
જેમ બીજથી વૃક્ષ બને છે, એ અદ્‌ભુત મહિમાય જોને.

અણુને આદે અખિલ જીવના, સરજે સઘળા ઘાટ જોને;
એવા કરતાને ઓળખાવે, ગુરુ કરવા તે માટે જોને.

એ પદના જે હોય અજાણ્યા, તેથી ન સરે કામ જોને;
વૈદ્ય ઔષધી જો નવ જાણે, કેમ કરશે આરામ જોને?

ઔષધકેરું નામ સમરતાં, જનનાં દુઃખ ન જાય જોને;
હોય સજીવન મૂળી સાચી, તે સેવે સુખ થાય જોને.

એમ વિચારી તત્ત્વ ઓળખો, સદ્‌ગુરુ કરજો સાચા જોને;
ઢોંગી દેખી જો ધુતાશો, તેથી રહેશો કાચા જોને.

કાચા રહીને કુકર્મ કરશો, જાશો જમને હાથ જોને;
કંઠીવાળા કોરે રહેશે, કોઈ ન આવે સાથે જોને.
જ્ઞાની ગુરુને શરણે રહીને કરજો તત્ત્વવિચાર જોને;
**છોટમ** સરજનહાર ભજીને સુખથી પામો પાર જોને.

## ૩૮

ભ્રાંતિએ જીવ ભમે છે, સમજ વિના ભ્રાંતિએ જીવ ભમે છે;
તેથી દૈવત તેને નમે છે. સમજ૦
મૂળ વિચાર કરે નહિ મનમાં, આપ ભુલાયું અજ્ઞાને;
દિગ્ભ્રમ થાય તે અવળું દેખે, પૂરવને પચ્છમ માને. સમજ૦
અખિલ લોકનો કર્તા ઈશ્વર, કામ અલૌકિક તેનું;
તેને ત્યજીને અવર ઉપાસે, તુચ્છ જાણપણું તેનું. સમજ૦
ભાસે ભૂત જેમ ભોળા મનુષ્યને, જીવતા જનના જેવું;
દેવ દેવી કે જે જે દીસે, તે સહુ જાણવું તેવું. સમજ૦
મનમાં રૂપ અનેક થાય છે, તે સહુ જાણવી માયા;
મનનો પ્રકાશક મન થકી અળગો, તે જાણે જન ડાહ્યા. સમજ૦
તત્ત્વવિચારે તપાસ કરે, તો ભૂલ સર્વથા ભાંગે;
જન **છોટમ** જગદીશ ભજે, તો મોહનિશાથી જાગે. સમજ૦

## ૩૯

મહાપદ લાધ્યું રે જેને, બીજાં સાધન ના રહ્યાં તેને. ટેક
સહજ સમાધી રે લાગી, અનુભવજ્યોતિ નિરંતર જાગી.
અનહદ વાજાં રે વાજે, પરણુવ–અરણુવ લહેરે–ગાજે.
ગંગા–જમુના રે વહે છે, તરવેણીમાં તાલ મળે છે.
જન ત્યાં આવે રે ઝાઝા, ત્યાં છે સકળ તીરથનો રાજા.
દેવ–મુનિનો રે મેળો, ભાવિક સંઘ થયો છે ભેળો.
અક્ષયવટ છે રે એમાં, વિશ્વપતિનો વાસો તેમાં.

તે તીરથમાં રે નહાશે, કાગ મટીને હંસ જ થાશે.
પિંડ જ તેમાં રે ધરશે, ઇકોતેર શત કુળો તરશે.
નિર્મળ થાશે રે કાયા, પ્રેમ–પ્રયાગ વિષે જે નહાયા.
સત્પુરુષોની રે સંગે, **છોટમ** નહાયો પરમ ઉમંગે.

## ૪૦

મહિમા મોટો રે નામનો, કિલ્મિશ કોટિ જન્મનાં જાય; (૨)
પતિતપાવન રે છે સદા, જેને નિગમ નિરંતર ગાય. મહિમા૦
જગત ચરાચર રે જે વડે, અધર રહ્યા છે અગણિત અંડ; (૨)
રવિ શશિ તારા રે તે વડે, પ્રાણી માત્ર તણા પણ પિંડ. મહિમા૦
તારક કહીએ રે તેહને, સમરે શંકર, અજ ને શેષ; (૨)
વશ છે વિષ્ણુ રે તે વડે, હરદમ સમરે નામ હમેશ. મહિમા૦
નામસ્વરૂપી રે તાંતણે, બાંધ્યા ઋષિ–મુનિ દેવ સમેત;
બીજ સર્વેનું રે એ જ છે, હૃદયે ધરીએ આણી હેત. મહિમા૦
લક્ષ લગાવો રે નામનું, મૂકી સર્વ કપટજંજાળ; (૨)
**છોટમ** સાધન રે એ ખરું, જ્યારે રીઝે બ્રહ્મ દયાળ. મહિમા૦

## ૪૧

ારગડો ઝાલો રે મહાપુરુષોતણો, સમજી લેજો સર્વનો સિદ્ધાંત જો;
ત્ત્વમસિ એ મહાવાક્ય છે વેદમાં, લક્ષ લઈ ને સજ્જન થાજો શાંત જો. મા૦
ા રસના ભોગી રે કોઈક અનુભવી, બીજા સર્વે દેખાદેખી ગાય જો;
ક્ષ્ય વિના ગુરુ લવતા દીસે લોકમાં, તેણે શ્રોતાજનનું કામ ના થાય જો. મા૦
ંથ સુણીને જ્ઞાની થઈ ગર્જે ઘણા, જ્ઞાન વિના નહિ આપતણો ઉદ્યોત જો;
તુતણો તો નિશ્ચય નહિ વાચાલને, પ્રકાશ ન કરે ચિત્રામણની જ્યોત જો. મા૦
ણીનો દાતાર રહે છે વેગળો, પોતે સહુ તે રહ્યો પરાની પાર જો;
તુને જાણી ના શકે તે વૈખરી, સમજી લેવો સદ્‌ગુરુ શબ્દ વિચાર જો. મા૦

નિર્ગુણ છે જગનાથ નિરંજન એકલો,અનંત શક્તિ અગણિતગુણઆગાર જો.
તે પ્રભુજીને પરખી ભજવો પ્રીતથી, સફળ થાય છે તે નરનો અવતાર જો. મા૦
સગુણ થઈને જ્ઞાન પ્રગટ પોતે કરે, તે કહેવાયા વ્યાસાદિક અવતાર જો;
નિજરૂપેજગનાથઅખંડ સ્વરૂપ છે,છોટમ સમજીભજિયે જગકિરતારજો.મા૦

## ૪૨

રસિયા હોય તે રે, રસની રીતિ જાણે. ટેક
વણ જાણે તે ફરે ઉદાસી, દેહ દમી મત તાણે;
મનની સાથે મથતાં મથતાં, કોઈક ઠરે ઠેકાણે. રસિયા૦
રસિક શિરોમણિ જનનો નાયક, પ્રેમરસે બહુ રીઝે;
આનંદ મગન અહોનિશ રમતાં, ભક્તિ ભાવથી ભીંજે. રસિયા૦
અક્ષર ઘરથી વેગે આવે, આનંદ અર્ણવ લહેરી;
રોમ રોમને કરે ઉજાગર, ચડે ખુમારી ઘેરી. રસિયા૦
અણમેળું મન રહે મળીને, જો ગુરુ લક્ષ્યે લાગે;
આ ભવમાંહી નહિ સુખ એવું, એને સોમે ભાગે. રસિયા૦
આનંદરૂપ તે પરબ્રહ્મનું, એમ વેદમાં કહે છે;
તે આનંદ સચરાચરમાંહી, અગમ અગોચર રહે છે. રસિયા૦
શોક-દુઃખ જડરૂપે માયા, આનંદી અવિનાશી;
જન છોટમ વિરલા જન જાણે, જે ગુરુચરણ ઉપાસી. રસિયા૦

## ૪૩

રોમે રોમે ચડે, રામરસ રોમે રોમે ચડે. ટેક૦
પીતાં પૂરણ અનુભવ પ્રગટે, અનંત નેત્ર ઊઘડે;
દ્વાદશ-અંગૂલ ભરી પીએ, તો નવી સૃષ્ટિને ઘડે. રામરસ૦
સૂંઘે તેને સ્વરૂપ દરસે, પાછો ભવ ના પડે; (૨)
આપે નિર્ભય સઘળે વર્તે, જો જિહ્વા અડે. રામરસ૦

અજર ખુમારી અદ્ભુત ભારી, બ્રહ્મ વિષે જઈ ભડે;(૨)
પિંડ બ્રહ્માંડની પાર રહ્યો, તે હંસ થઈ નીવડે. રામરસ૦
મરજીવા તે મહારસ માણે, તેથી નહિ કોઈ બડે; (૨)
જન **છોટમ** એવા જન મળતાં, ભાગ્ય ભલાં ઊઘડે. રામરસ૦

## ૪૪

રંગ રસિયા સાથે, રમે સુમતિ શુદ્ધ નારી;
મંદ મતિ તે શું જાણે બિચારી રે ? રંગ રસિયા સાથે. રંગ૦
એક પલક પતિને નવ ભૂલે, લે ત્રિકમ શું તાળી;
અંતરથી હરિને ન કરે અળગા, તે તો તરુણી ટેકવાળી રે. રંગ૦
સ્વામીને તે વહાલી વનિતા, વનિતાને પ્રિય સ્વામી;
અરસપરસ એક એક શું પૂરણ, પ્રીતિ અતીશે જામી રે. રંગ૦
અજાણપણમાં એ સુખ ન લહે, ભામિની તે જ અભાગી;
પ્રાણપતિ પાસેથી ન લહ્યો, ઢીંગલા પૂજવાને લાગી રે. રંગ૦
જડ જેવી થઈ જડમાં રમતી, ન રમે સ્વામી સંગે;
દુઃખ–દારિદ્ર તો ન ટળે તેનાં, એને એવે ઢંગે રે. રંગ૦
સદ્ગુરુજી જેને સમજાવી, હાથ ઝલાવે હાથે;
**છોટમ** પાકી તે જ પ્રેમદા, રમે જે નિજપતિ સાથે રે. રંગ૦

## ૪૫

શું શોધે, સજનિ? અંતર જોને ઉઘાડી;
તને શું સમજાવે દાંડી–દાંડી રે શું શોધે. શું શોધે૦
ગુરુગમ કૂંચી કરમાં લઈને, ઊઘડે અજ્ઞાન તાળું;
આજ્ઞાચક્રની ઉપર જોતાં, ત્યાં થાશે અજવાળું રે. શું શોધે૦
નિર્મળ નૂર નિરંતર વરસે, મહા મનોહર મોતી;
અનહદ નાદ અહોનિશ બાજે, જળહળ દરસે જ્યોતિ રે. શું શોધે૦

ઓમ્કાર નાદ અહોનિશ થાયે ચિદાનંદ નિધિમાંથી;
સોહં–પ્રકાશ કરે રગ રગમાં, ગુરુ વિના એ ગમ ક્યાંથી રે? શું શોધે૦
તે પ્રકાશથી તુજને જડશે, સુંદર સ્વરૂપ તારું;
છોટમ તેનો કર્તા જાણે, તો ઊપજે સુખ સારું રે. શું શોધે૦

૪૬

સદ્‌ગુરુ મળિયા રે, તેનું કારજ સરિયું. ટેક
આત્મતત્ત્વ ઓળખાવ્યું જેણે, તે જોઈને ચિત્ત ઠરિયું;
પિંડ–બ્રહ્માંડ, પાર–પરમેશ્વર, ત્યાં જઈને ઘર કરિયું. સદ્‌ગુરુ૦
લક્ષણવંતા, લક્ષે પૂરા, તે ગુરુ પાર ઉતારે;
લક્ષ્ય વિનાના લક્ષણ હોય, તે જનનું કામ ન સારે. સદ્‌ગુરુ૦
લક્ષ્ય રૂપિયાં લોચન નહિ તે ગુરુનો કરજે સહાય;
અંધે અંધ, રહે અથડાતા, બન્ને ગોથાં ખાય. સદ્‌ગુરુ૦
જીવ વિના જેમ દેહ વૃથા, ત્યમ લક્ષ્ય વિના ગુરુ એવા;
વંઝા ગાય તે દૂધ નવ આપે, તે કરવાની સેવા. સદ્‌ગુરુ૦
વ્યંઢળને વનિતાઓ વરિયો, સંતતિસુખ નહિ કેને;
જગત ભગત કહી માને, તે તો પરમેશ્વરને બા'ને. સદ્‌ગુરુ૦
તે માટે સાચા ગુરુ સેવો, આત્મ–લક્ષ્ય જે આપે;
કોટિ જન્મનું બંધન તે તો પલક એકમાં કાપે. સદ્‌ગુરુ૦
દુર્લભ વસ્તુતણા જે દાતા, તે ગુરુ ભજિયે ભાવે;
જન છોટમ માણસ તન જેવો ફરી ફરી નહિ આવે. સદ્‌ગુરુ૦

૪૭

સદા પ્રભુ પ્રેમનો છે સંગી રે, નવધા ભક્તિતણો એ રંગી.
આકાશતણો એ વાસી રે, રહ્યો અગણિત અંડ પ્રકાશી રે;
પ્રેમે ભક્તને આવ્યો છે ભાસી, સદા પ્રભુ પ્રેમનો છે સંગી રે.
રવિકિરણ જેમ કમળ વિકાસે રે, એમ પ્રેમે લહે પ્રભુ પાસે રે;
ભવરોગ સમૂળો નાસે, સદા પ્રભુ પ્રેમનો છે સંગી રે.

લોહચુંબકનો ગુણ પામી રે, એની સુરતા તે ઉત્તર સામી રે;
જીવને જણવે છે અંતરજામી, સદા પ્રભુ પ્રેમનો છે સંગી રે.
દૂરદર્શક યંત્ર સહાયે રે, છેટે હોય તે પાસે જણાયે રે;
એમ પ્રેમે પ્રભુ નિરખાય, સદા પ્રભુ પ્રેમનો છે સંગી રે.
નેત્રે જોવામાં જે નવ આવે રે, સૂક્ષ્મદર્શક તે દર્શાવે રે;
એમ પ્રેમ તે ઈશ ઓળખાવે, સદા પ્રભુ પ્રેમનો છે સંગી રે.
વીજળી–તારમાં વાત જણાયે રે, પ્રેમે લક્ષ લાગે પ્રભુ સાથ રે;
હરિને મેળવે હાથો હાથ, સદા પ્રભુ પ્રેમનો છે સંગી રે.
કહે **છોટમ** સાધન અન્ય રે, નવ આવે પ્રેમ સમાન રે;
આઠે પહોર એથી રહે ધ્યાન, સદા પ્રભુ પ્રેમનો છે સંગી રે.

## ૪૮

સમજણ સાધન રે, સાર છે, અણસમજે બહુ અથડાય;
જળ જેમ ભાસે રે ઝાંઝવાં, પશુ અજાણ્યાં પીવા જાય. સમજણ૦
વચન વિચારી રે બોલીએ, પરથમ ઉત્તમ સાધન એહ;
વચને ભ્રાંતિ રે થાય છે, વચને મટે સર્વ સંદેહ. સમજણ૦
સુવચન સુખનું રે મૂળ છે, કુવચન કલેશતણો ભંડાર;
પાંડવ પીડા રે પામિયા, નીપજ્યો જાદવનો સંહાર. સમજણ૦
વચને ઝાળા રે ઊપજે, વચને શીતળ થાયે અંગ;
વચને વાહ્યા રે જાય છે, વચને ભાસે વસ્તુ અભંગ. સમજણ૦
વચને વેરી રે વીસમે, વચને સજ્જન શત્રુ થાય;
વચને બંધન રે પામશે, વચને જીવ મોક્ષમાં જાય. સમજણ૦
**છોટમ** સાધન રે એ ખરું, બીજાં સર્વે એની હેઠ;
શબ્દ નિસરણી રે સ્વર્ગની, ચઢતાં હરી બેસશે હેઠ. સમજણ૦

## ૪૯

સમજણ સાધન સાચું, સરવ થકી સમજણ સાધન સાચું !
બિન સમજે કરે તે કાચું, સરવ થકી સમજણ સાધન સાચું. સમજણ૦

કાષ્ટને મથતાં અગ્નિ ન પ્રગટે–તાન પડે જો ટાઢો;
દૂધમાં જામણ સમજીને નાખો, તો દહીંમાંથી માખણ કાઢો. સમજણ૦
રજ્જુને દામે ભુજંગ ભાસે, તે સમજે સકળ ભય ભાગે;
સ્વપ્ન વિષે જેમ સિંહ ડરાવે, પણ ભય ન પામે જે જાગે. સમજણ૦
સૂઝ–સમજ એ અંતરચક્ષુ ! ગુરુગમે ઊઘડે જ્યારે;
આપણું આપ ને રૂપ પ્રભુનું, જાણે જથારથ ત્યારે. સમજણ૦
સન્મુખ વૈકુંઠ સમજે તેને, અણસમજુને આઘે;
કરમ કરે ને કાયાને કષ્ટે ! તેણે ભરમ નવ ભાગે. સમજણ૦
સાગર ગોપદ તુલ્ય દિસે, અને ગગન ગુંજાવત થાય;
જન **છોટમ** એ સમસ્યા જાણે, જો ગુરુ હાથ સહાય. સમજણ૦

## ૫૦

સમજીને જોતાં રે, સદા ગુરુ જ્ઞાનમાં રે, અનુભવે અંતર દરસે આપ!
દઢ થઈ જોતાં રે ત્રિકુટીએ ધ્યાનમાં રે, સે'જે થાય સોહં સોહં જાપ. સ૦
ઘણાં ઘણાં વાજાં રે ગગનમાં ગડગડે રે, શંખધ્વનિ શરણાઈઓનો સાદ;
સૂરતની સીડીએ ચતુર પુરુષ ચડે રે, મુરલીનો વાગે મનોહર નાદ. સ૦
ઘન વિના ગાજે રે વાદળ વિના વીજળી રે, અરણુ ઊછળે આઠે પહોર;
ઝળહળ દીસે રે, જ્યોતિ અતિ નિર્મળી રે, રવિચંદ્ર ઠરી રહે એક ઠોર. સ૦
જોગ કરી જુઓ રે ઓળખવા આપને રે, નિજ રૂપ વિના સર્વનો નાશ;
આપ વડે દીસે રે સરવે અતિ ભલું રે, જાણો સહુ તત્ત્વ તણો એ પ્રકાશ. સ૦
દેવળ મધ્યે રે જેમ દીપક બળે રે, હૃદયનું તિમિર ટાળે તેહ;
અખિલ અંધારું રે ત્રિભુવનનું ટળે રે, સૂરજને તેજે નહિ સંદેહ. સ૦
કર્તા–ભર્તા–હર્તા રે ઈશ્વર એક છે રે, તેને કોઈ જાણે સદ્ગુરુ બાળ;
અવર ઉપાસે રે એવા તો અનેક છે રે, તેને નહિ બ્રહ્મ પ્રભુની ભાળ. સ૦
કૂડાં કામ મૂકી રે ભજો કિરતારને રે, ભક્તિભાવે સેવો સારાં કર્મ;
સર્વે સમર્પો રે સરજનહારને રે, **છોટમ** ભક્તતણો એ ધર્મ. સ૦

## ૫૧

સમરથ સદ્ગુરુ રે દાતા, સેવે શંકર, વિષ્ણુ, વિધાતા. ટેક
મુનિજન મહિમા રે જાણે, જશ બહુ વેદ પુરાણ વખાણે. સમરથ૦
અનુભવ ઝાઝો રે જેનો, શબ્દ અતોલ અમૂલખ એનો. સમરથ૦
દૈવી જીવો રે જાગે, ભવ બ્રહ્માનો સંશય ભાગે. સમરથ૦
મહામતિમંતા રે માણે, મંદમતિ તે મરમ ન જાણે. સમરથ૦
જૂઠા જગમાં રે ઘેરા, ખલ જ્ઞાને આ જીવ બસેરા. સમરથ૦
આળપંપાળે રે વળગ્યા, નિજ કર્તાથી કીધા અળગા. સમરથ૦
તે શું પ્રીછે રે પ્રાણી? ગુરુની ગમ જેણે નવ જાણી. સમરથ૦
અનુભવ કેરી રે વાણી, અગમનિગમે તે પરમાણી. સમરથ૦
તે નવ પરખે રે પાપી, કલ્પિત બોલે મનથી થાપી. સમરથ૦
સદ્ગુરુ કહીએ રે તેને, જ્ઞાનનયન મોટું છે જેને. સમરથ૦
જ્ઞાન બ્રહ્મનું રે આપે, જન છોટમ મહાપદમાં થાપે. સમરથ૦

## ૫૨

સર્વમાં સોહં રામ રમે છે, પ્રગટ થઈ પાછો પોતામાં શમે છે. ટેક
શક્તિ ઓમકાર સ્વરૂપે એની, ત્રિગુણ થઈ ચોવીસ રૂપે તેની;
જગતની રચના કરેલી છે જેની. સર્વમાં૦
પ્રથમ મહાતત્ત્વનો સર્ગ બનાવ્યો, ઓમકાર તેના થકી ઉપજાવ્યો;
દ્રવ્યને જ્ઞાન ક્રિયામય કરાવ્યો. સર્વમાં૦
દ્રવ્ય–પંચભૂતને માત્રાઓ જાણો, ક્રિયા થકી ઇંદ્રિ' દશે પરમાણો;
દેવ–મન–જ્ઞાન–શક્તિ ઉર આણો. સર્વમાં૦
છઠ્ઠો અજ્ઞાન–સર્ગ ઉપજાવ્યો, સર્વ ભેળો સુંદર દેહ બનાવ્યો;
તેમાં જીવ અંશ બ્રહ્મનો આવ્યો. સર્વમાં૦
અજ્ઞાને આપ ગયો છે ડૂલી, માયા મદ મોહે રહ્યો છે ફૂલી;
ગયો છે જ્ઞાન પોતાનું ભૂલી. સર્વમાં૦

મળે કોઈ સદ્‌ગુરુ સાચા જ્યારે, દેહાભિમાન ત્યજાવે ત્યારે;
'તત્ત્વમસિ'–લક્ષ બતાવે જ્યારે. સર્વમાં૦
કૃપાનિધિ ગુરુની કૃપા હોય જેને, શબ્દાતીત સ્વરૂપ જણાશે તેને;
**છોટમ** કહે આવાગમન નહિ તેને. સર્વમાં૦

## ૫૩

સંશય શમિયા રે જ્ઞાન પામિયો જ્યારે! ટેક
સદ્‌ગુરુ સમરથ ઉર ઉપકારી, સાન કરી સમજાવ્યું;
અજાણપણામાં દૂર દેખાતું, તે પાસે પરખાવ્યું; સંશય૦
સર્વ પદારથ જડ છે, તેથી ચેતન ભિન્ન કહાવે;
આઠે આવરણ રહિત અગમ ઘર, પૂરા ગુરુથી પાવે. સંશય૦
જનક સનક શિવ શેષ સમાજન, જેનો જાપ જપે છે;
કોટિ અંડ ઉપજેલા અંતે, જેમાં જાઈ શમે છે. સંશય૦
પોતાને કંઠે મણિ પોતે ભૂલીને જ્યમ શોધે;
જાણ્યું ત્યારે થયું જથારથ, સદ્‌ગુરુ કેરે બોધે. સંશય૦
ભૂપ સ્વપ્નમાં થયો ભિખારી, ઘર ઘર હીંડે ભમતો;
જાગ્યો ત્યારે ગઈ આપદા, નિજાનંદમાં રમતો. સંશય૦
ઈશ્વરને જાણે સુખ એવું, બંધન સઘળું જાયે;
જન **છોટમ** સદ્‌ગુરુ કરુણાયે, જો સીધું સમજાયે. સંશય૦

## ૫૪

સોહંગ સંગે ધૂન મચાઈ! ગુરુ ગમસે ખેલો ભાઈ! ટેક
ઇંગલા, પિંગલા, દોનું સાધ કે, સુષુમણા સંગ મિલાઈ;
અજપા જાપ જપો નિશ્વાસુર, ત્રિકુટીએ ધ્યાન લગાઈ;
સૂરત ધરી દેખો રે, ભાઈ! સોહંગ૦
મૂળ, ઉપસ્થ, મણિપુર, અનાહત; વિશુદ્ધ, આજ્ઞા, ચક્રો જોઈ;
સકલ દેવકું જાપ સમર્પો, સહસ્ર દલે ચિત્ત લાઈ;
દેખ લિયો જ્યોતિ જગાઈ. સોહંગ૦

અનહદ ઘોર ગરજના અદ્‌ભુત ! અનંત રંગ રહ્યો છાઈ;
ઝાલ, ઝાલરી, વાગે વાંસળી, ભેરી, શંખ, શરણાઈ;
સૂરત તીહાં લાવો રે, ભાઈ ! સોહંગ૦
સર્વાતીત ! સદોદિત પૂરણ, સત્‌-ચિત્‌ જન સુખદાઈ;
જન **છોટમ** સદ્‌ગુરુ પરતાપે, સો પદકી ગમ પાઈ;
જોગકી જુગત બતાઈ. સોહંગ૦

## ૫૫

હર-દમસે હરિ ભજ લે બંદા, ભૂલે મત ગાફેલ ગંદા. ટેક
એહમેં તોલ ન મોલ જગતમેં, સો મિથ્યા ખોવે મંદા. હરદમ૦
એ દમમેં હરિહર-અજ રહેના, એ દમમેં સૂરજ-ચંદા. હરદમ૦
એ દમમેં ગંગા ઔર જમુના, શારદ ઔર સકલ છંદા. હરદમ૦
એ દમમાંહી હંસ બિરાજે, પ્રગટ કરે પરમાનંદા. હરદમ૦
બુદ્ધિ હંસી આતમ હંસા, બાવન અક્ષર બોલંદા. હરદમ૦
કહે **છોટમ** યહી ભેદ સમજકે ભજ ભગવંત કરુણાનંદા. હરદમ૦

## ૫૬

સત્ય નહિ તે ધર્મ જ શાનો ? દયા વિના શું દામ જોને ?
મન વશ નહિ તે તપ શાનું ? શીલ વિના શું સ્નાન જોને ?
ભાવ વિના તે ભક્તિ શાની ? ભક્તિ વિના શું જ્ઞાન જોને ?
પ્રીતિ હોય તો પડદો શાનો ? ધૈર્ય વિના શું ધ્યાન જોને ?
સદ્‌ગુણ નહિ તે સાધુ શાનો ? તૃષ્ણા ત્યાં શો ત્યાગ જોને ?
જ્ઞાન વિના તે ગુરુજન શાનો ? કંઠ વિના શો રાગ જોને ?
ભ્રાંતિ રહી તે અનુભવ શાનો ? સાચી ન મળે શોધ જોને ?
ધરમ બ્રહ્માની કથા ન જાણે, તેને શાનો બોધ જોને ?
પ્રતાપ નહિ તે પ્રભુતા શાની ? સિદ્ધિ વિના શો સિદ્ધ જોને ?
દૈવત નહિ તે દેવ જ શાનો ? રાંકપણે શી રિદ્ધિ જોને ?

વિનય વિના તે વિદ્યા શાની? દામ વિના શું દાન જોને?
નીર વિના તે નવાણુ શાનું? ધણી વિના શું ધામ જોને?
કહ્યું કવે તે કવિજન શાનો? શૌર્ય વિના શો શૂરો જોને?
સાચજૂઠનો કરે નિવેડો, તે તો પંડિત પૂરો જોને!
સર્વગામિની સતી ન કહીએ, લક્ષ વિના શી ટેક જોને?
સાચજૂઠની કિંમત ન કરે, છળમાં પાડયા છેક જોને!
સાચા પ્રભુને જે નવ શોધે, તે નર કહીએ કાચા જોને!
કહે **છોટમ** નિર્ધાર કરી લે, વેદતણી એ વાચા જોને!

## ૫૭

સૂઝ વિના અંધારું સકળ ઘટ સૂઝ વિના અંધારું;
તું તો રૂપ લહે નહિ તારું. સકળ ઘટ૦

અરકતેજથી આંખો ઊઘડે, દુનિયાને તે દેખે;
સૂઝ વિના સારું ને નરસું-સહુ સરખું કરી લેખે. સકળ ઘટ૦

અદકી ઓછી સૂઝ સરવને આપી છે કિરતારે;
ઝાઝી સૂઝે સઘળે જીતે, હોય ઓછી તે હારે. સકળ ઘટ૦

સ્થાવર-જંગમ જીવ સરવમાં, સૂઝ પદારથ મોટું;
ઉત્તમ સૂઝે અતિ સુખ પામે, અધમ સહે દુઃખ મોટું. સકળ ઘટ૦

પરમ દયાળ પ્રભુની કરુણા જેના ઉપર જેવી;
કહે **છોટમ** તેના ઉરમાંહે સૂઝ ઊપજે તેવી. સકળ ઘટ૦

## ૫૮

જ્ઞાન વિના સાધન તે સર્વે ફોક છે,
જપ-તપ-સાધન સર્વે સ્વપ્ન સમાન જો;
જ્ઞાન વિના જગજીવન તે ક્યાંથી જડે?
અંધા નરને ભાસે નહિ કાંઈ ભાન જો. જ્ઞાન૦

 

નિજ કર્તા નવ જાણ્યા, ભૂલ્યો આપને,
મોહ–મદ્ય વ્યાપ્યું બહુ જેને મન જો;
જેમ છે તેમ જાણ્યું નહિ–ભ્રાંતિએ ભમ્યો,
અવળો ચાલે કરે ઉપાસન અન્ય જો. જ્ઞાન૦

દિશા ભમેલો દેશ ન જાણે આપનો,
પૂરવને તો પશ્ચિમ પરઠે તેહ જો;
જડ પૂજે ને જડ આરાધે જડમતિ,
નિજ આત્મા તો માને છે જડ દેહ જો. જ્ઞાન૦

પાખંડીએ ભરમાવ્યા ભવ લોકને,
કપટ કરીને બાંધ્યા મતને ગ્રંથ જો;
વચને વાળ્યા જથે રાખવા જીવને,
દેહ ભજાવી કર્યો પ્રપંચે પંથ જો. જ્ઞાન૦

હંસ–અંશની પ્રીછી નહિ પરનાળિકા,
મનુષ્ય નામને માન્યો મોટો મંત્ર જો;
મૂળ–મહેશ–મૂર્તિની કીધી સ્થાપના,
પંચ તત્ત્વનો ઊભો કીધો જંત્ર જો. જ્ઞાન૦

શુભ કર્મે નર સ્વર્ગતણું સુખ ભોગવે,
અશુભ કરે તે અધમ યોનિમાં જાય જો;
લક્ષ ચોરાશી તનમાં જન ફરતો ફરે,
કોઈ કાળે તે જીવ બ્રહ્મ ના થાય જો. જ્ઞાન૦

શુદ્ધ–માર્ગ દેખાડે સર્વ મુમુક્ષુને,
ભાગ્ય–જોગથી મળે ખરા ગુરુરાજ જો;
અગાધ બોધ કરે જે શ્રુતિમાંહે કહ્યો,
જન છોટમ તે જનનાં સુધરે કાજ જો. જ્ઞાન૦

# જિતા મુનિ

૧

ઓ આતમરામ! સોહંગ રૂપે કાયાનગરમાં રહો છો;
છસેં એકવીસ હજાર, ઓહંગ સોહંગ સરવે કહો છો. ઓ૦
ત્યાં કથા ને કીર્તન થાયે છે, ત્યાં ગોવિંદના ગુણ ગાયે છે;
તે સૂરતે કરી સંભળાયે છે. ઓ૦
આ મિથ્યા 'હું' કહેવાયે છે, ત્યારે જન્મમરણ કોને થાયે છે?
જેમ આવે તેમ જાયે છે. ઓ૦
એ નિરંતર આપે રહે છે, આ કહેવરાવ્યું સરવે કહે છે;
જેમ આવે છે તેમ જ લે છે. ઓ૦
આ ઓહંકાર તો બીજ છે, આ દેહ સર્વે અનિત્ય છે;
આ એવી જગતની રીત છે. ઓ૦
આ તનમન જેમ છે તેમ જાણો, તમે રેરંકારમાં પરમાણો;
મુનિ જિતા કહે શબ્દે માણો. ઓ૦

૨

જે કહીએ, જે કહીએ, સાધન જે કહીએ, જે કહીએ;
એક ગુરુવિશ્વાસે રહીએ, સાધન જે કહીએ, જે કહીએ. જે કહીએ૦
જે ઓહંગ સોહંગને જાણે, તે પવનમાં મન આણે;
પછી જેમનું તેમ પરમાણે; સાધન જે કહીએ, જે કહીએ. જે કહીએ૦
જે સૂરત-નૂરતમાં લાવે, તે આતમદર્શી કહાવે;
તેને સઘળે એકતા આવે; સાધન જે કહીએ, જે કહીએ. જે કહીએ૦
એક જ આત્મા અવિનાશ, તેનો ઘટઘટમાં છે વાસ;
એક જ સદ્‌ગુરુની આશ; સાધન જે કહીએ, જે કહીએ. જે કહીએ૦
દાસ આધાર કે વસ્તુ જાણો, સદ્‌ગુરુવચન પરમાણો;
મુનિ જિતા સંગે માણો; સાધન જે કહીએ જે કહીએ. જે કહીએ૦

૩

તે કહીએ, તે કહીએ, સાધુ તે કહીએ, તે કહીએ;
જે માન-ગુમાન ન લહીએ, સાધુ તે કહીએ, તે કહીએ. તે કહીએ૦
જેને રોમે રોમ રંગ લાગ્યો, તેના દિલનો ધોખો ભાંગ્યો;
મનવાણીથી રહે આઘો; સાધુ તે કહીએ, તે કહીએ. તે કહીએ૦
જે આઠે પહોર ઉદાસી, સાધુ ઉનમુનિના વાસી;
તેને શું કરશે ચોરાશી? સાધુ તે કહીએ, તે કહીએ. તે કહીએ૦
જે મન ધ્યાન-સૂરતસે ધાયે; સોહંગ શબ્દે સમાયે;
એક રામ રામ ગુણ ગાયે; સાધુ તે કહીએ, તે કહીએ. તે કહીએ૦
જે સૂરત-નરતને જાણે, તે ધૂન-શૂન્યમાં આણે;
પછી જોગમાયા પરમાણે; સાધુ તે કહીએ, તે કહીએ. તે કહીએ૦
મુનિ **જિતા** તે શું જાણે? ગુરુ હરિકૃષ્ણથી માણે;
જે ભાવભક્તિ પરમાણે; સાધુ તે કહીએ, તે કહીએ. તે કહીએ૦

૪

લગ રહીએ, લગ રહીએ, હરિ શું લગ રહીએ, લગ રહીએ;
સદ્‌ગુરુને શરણે જઈએ, હરિ શું લગ રહીએ, લગ રહીએ. લગ૦
સદ્‌ગુરુની કિરપા થાશે, ત્યારે આતમારામ ચિહ્નાશે;
ત્યારે જનમમરણ બે' જાશે; હરિ શું લગ રહીએ, લગ રહીએ. લગ૦
જે પ્રેમે હરિગુણ ગાશે, તે માયાથી અળગો થાશે;
તે જન હરિપદ પાશે; હરિ શું લગ રહીએ, લગ રહીએ. લગ૦
આ અવસર ઉત્તમ જાણી, તમે પ્રીત કરો રે પ્રાણી;
મુખે બોલો અમૃત વાણી; હરિ શું લગ રહીએ, લગ રહીએ. લગ૦
મુનિ **જિતા** કહે તમે માનો, સદ્‌ગુરુનું વચન પ્રમાણો;
જૂઠી મમતા શાને તાણો? હરિ શું લગ રહીએ, લગ રહીએ. લગ૦

## ૫

સ્થિર રહીએ, સ્થિર રહીએ, શબ્દે સ્થિર રહીએ, સ્થિર રહીએ;
જિહ્વાએ કંઈ નવ કહીએ; શબ્દે સ્થિર રહીએ, સ્થિર રહીએ. સ્થિર૦

ઓહંગ–સોહંગ આત્મા જાણો, તે ઉપર સુરતા આણો;
તો પરમાત્માસંગે માણો; શબ્દે સ્થિર રહીએ, સ્થિર રહીએ, સ્થિર૦

જ્યારે સહજ સમાધિ નરખે, તેને સરવે રૂપ છે સરખે;
તે પોતે પોતાને નરખે; શબ્દે સ્થિર રહીએ, સ્થિર રહીએ. સ્થિર૦

જે અજંપા ગતિ જાણે, તે પવનમાં મન આણે;
એ તો રેરંકાર પરમાણે; શબ્દે સ્થિર રહીએ, સ્થિર રહીએ. સ્થિર૦

મુનિ **જિતા** બોલે વાણી, તે સદ્ગુરુ સંગ પ્રમાણી;
પ્રભુ! તેં તારી ગત જાણી; શબ્દે સ્થિર રહીએ, સ્થિર રહીએ. સ્થિર૦

## ૬

સો કરીએ, સો કરીએ, સુમરણ સો કરીએ, સો કરીએ;
એક હું–તુંને પરહરીએ; સુમરણ સો કરીએ, સો કરીએ. સો કરીએ૦

હરિનામ હિરદે ધરીએ, આઠે પહોર ભજન કરીએ;
તો ભવસાગર ઊતરીએ; સુમરણ સો કરીએ, સો કરીએ. સો કરીએ૦

હાં રે ભાઈ માયાથી તો ડરીએ, પરભુને વા'લા કરીએ;
એક રામ રામ ઓચરીએ; સુમરણ સો કરીએ, સો કરીએ. સો કરીએ૦

શ્વાસોચ્છ્વાસે સુમરણ કરીએ, એવો ભાવ જ નિશ્ચે' ધરીએ;
તો નારાયણને વરીએ; સુમરણ સો કરીએ, સો કરીએ. સો કરીએ૦

મન પવનને એક જ કરીએ, ત્યારે પોતે પોતામાં ભળીએ;
મુનિ **જિતા** એથી તરીએ; સુમરણ સો કરીએ, સો કરીએ. સો કરીએ૦

## જીવણદાસ

### ૧

અમારામાં અવગુણ છે, પણ ગુરુજીમાં ગુણ ઘણા રે જી;
અમારા તે અવગુણ સામું નવ જોશો! અમારા૦
ગુરુજી મારા દીવો રે, ગુરુજી મારા દેવતા રે જી;
ગુરુજી મારા પારસમણિને રે તોલ. અમારા૦
ગુરુજી મારા ગંગા રે, ગુરુજી મારા ગોમતી રે જી;
ગુરુજી મારા કાશી અને કેદાર. અમારા૦
ગુરુજી મારા તરાપા રે, ગુરુજી મારા તુંબડાં રે જી;
એ તુંબડીએ ઊતરવું ભવપાર. અમારા૦
જાળીડાં મેલાવો રે, ગુરુગમ જ્ઞાનનાં રે જી;
એ જાળીડાં જરણા કેરો રે જાપ. અમારા૦
ગુરુને પ્રતાપે રે દાસ જીવણ બોલિયા રે જી;
રાખો રે રાખો, આપ ચરણમાં દાસ. અમારા૦

### ૨

જીવણ! જીવ જ્યાં રાખિયે, વાગે અનહદ તૂર રે;
ઝિલમિલ જ્યોતું જ્યાં ઝળહળે, વરસે નિર્મળ નૂર રે. જીવણ૦
પાંચ તત્ત્વ ને ત્રણ ગુણ, પાંચ–વીસ જો વિચારી રે;
મંથન કરી ગોતો મૂળને, તત્ત્વ લેજો તારી રે. જીવણ૦
ગંગા–જમુના–સરસ્વતી, એ ત્રિવેણીને ઘાટે રે;
સુખમન–સુરતા રાખિયે, વળગી રહી એ વાટે રે. જીવણ૦
અણી અગ્ર પર એક છે રે, હેરો રમતા રામા રે;
નિશદિન નીરખો નૈનમાં, સત્પુરુષ છે સામા રે. જીવણ૦
અદ્ધર ઝણકારા હોઈ રહ્યા, કર બિન બાજાં બાજે રે;
સુરતા રાખીને સાંભળો, ધૂન ગગનમાં ગાજે રે. જીવણ૦

નૂરત–સૂરતની સાધના, પ્રેમી જન કોઈ પાવે રે;
અંધારું ટળે આંખનું, અને નૂર નજરે આવે રે. જીવણ૦
સંદેશો સતલોકનો, ભીમ સાહેબે ભેજ્યો રે;
પત્ર પાઠવ્યો ગુરુએ પ્રેમનો, જીવણ લગનેથી લેજો રે. જીવણ૦

૩

મૈં ગભરુ સદ્ગુરુકા, ગુરુ! દિયા અગમ ઘર ડંકાજી. ટેક
પાંચ તત્ત્વકા બન્યા તંબુરા, ખૂંટિયાં હૈ તિન ગુનકા;
ગુરુગમસે ગગના ગરજ્યા, તાપ બુઝાયા તનકા. મૈં ગભરુ૦
ઉન્મુનિયે આકાશે ચડિયા, દોર લગાયા દમકા;
મન પવનની ફેરવણી જો, વાગે બીજ ચમૂકા. મૈં ગભરુ૦
નાદબૂંદકી નોબત વાગે, ઘોર થાય માંહી ધૂનકા;
ઘેરી–ઘેરી મોરલી વાગે ગગનમેં, વચન સુનાવે શનકા. મૈં ગભરુ૦
તેજ તખત પર કરે કિલોલા, જોર નહિ જ્યાં જમકા;
શ્વાસોચ્છવાસા સોઈ ઘર સુમરો, પ્રેમ કહે જીવણકા. મૈં ગભરુ૦

૪

ભજનધૂન ખૂબ લગી હો જી રે, પરમ ગુરુ હરિ મારો હરદામાંહી જી;
ગોવિંદધૂન ખૂબ લગી હો જી રે. પરમ૦
લગી લગી સબ કોઈ કહત હે, પણ લગી કિસીકું નાહી જી;
જ્ઞાની પુરુષકું તો ઐસી લગી હૈ, તનકી શુદ્ધ બિસરાઈ, પરમ૦
ધ્રુવકું લાગી પ્રહ્‌લાદકું લાગી, લાગી અધમ ગુણકાઈ રે;
બાઈ મીરાંકું ઐસી લગી રે, ભાઈ, છોડ્યા રાજપાટ સુખદાઈ. પરમ૦
રામકું લાગી, લક્ષ્મણકું લાગી, લાગી સીતા માઈ રે;
હનુમાન જતિકું ઐસી લાગી, કૂદ પડે જલમાંહી. પરમ૦
જતિકું લાગી, સતીકું લાગી, લાગી સહસ્ર અઠયાસી રે;
વ્રજ–વનિતાકું ઐસી લગી રે, ભાઈ, તનકી શુદ્ધબુદ્ધ નાહી. પરમ૦

ભૂપ ભરથરીકું એસી લાગી, છોડ્યાં રાજપાટ સુખદાઈ;
સોળસેં ત્યજી રાજા ગોપીચંદ રે, ભાઈ, વૈરાગ્યને જાઉં વારી. પરમ૦
ધનો, પીપો, રોહીદાસ, કૂબો, લગી સેનવા નાઈ રે;
દાસ જીવણ સંતો ભીમ કેરે ચરણે, આપ મળ્યા ગોસાંઈ. પરમ૦

૫

સદ્‌ગુરુકી નિગા' પાઈ કે મસ્તાન હો જાના;
મસ્તાન હો જાના રે દીવાના હો જાના. સદ્‌ગુરુકી૦
તનમનસે ન્યારા હોઈ કે, કર સાંખ્ય પ્રમાના;
સાંખ્ય દેખત જો રહે, વામેં સૂરત લગાના. સદ્‌ગુરુકી૦
અનુભવસે આનંદ હોત હે, કહે બેદ–પુરાના;
બ્રહ્મજ્ઞાન મોક્ષ સોઈ, કૃષ્ણ કહાના. સદ્‌ગુરુકી૦
શ્રવણાદિ સાધન સાધકે, સબ શોક મિટાના;
નામ–રૂપ જૂઠ જાન, કયોં તૂ લોભાના? સદ્‌ગુરુકી૦
તીત ગુનસે ન્યારા તૂહિ હૈ, નિજરૂપ નિદાના;
નિર્ગુણ નિરવયવ, શુદ્ધ દોર ચલાના. સદ્‌ગુરુકી૦
વિશ્વનાથ સદ્‌ગુરુ પદ શીશ નમાના;
જીવણ સમુદરકી લે'ર સમુદ્ર સમાના. સદ્‌ગુરુકી૦

૬

વહાલા રે સંતોને જય જય સીતારામ! ટેક
હાં રે મારી હાલતી વેળાના રામેરામ,
હાં, હાં રે, મારા સદ્‌ગુરુને કહેજો પ્રણામ. વહાલા રે૦
કયાં થકી આવ્યા, ને કયાં તમે જાશો?
હાં, હાં રે, તમે કયાં રે કરશો વિશ્રામ? વહાલા રે૦
સત્સંગ કરવો ને ભવસાગર તરવો,
હાં, હાં રે, કાયા પડિયલ પીપળ પાન. વહાલા રે૦

હૃદિયામાં રાખું, ને ઘડી ના વિસારું;
હાં, હાં રે, મારે જુગના જીવન સાથે કામ! વહાલા રે૦
સત્સંગમાં એક હંસ બિરાજે,
હાં, હાં રે, જીવને હોય આગળની ઓળખાણ. વહાલા રે૦
દાસ જીવણ સંતો ભીમ કેરે ચરણે;
હાં, હાં રે, જીવને જાવું છે અમ્મર ધામ! વહાલા રે૦

૭

હરિજન વીરલા જાણે વચન કોઈ સંત જ વીરલા જાણે હો જી. ટેક
મૂરખ નરને હીરલો લાધ્યો, ઓળખ્યો નહિ અણસારે હો જી;
પરખ વિનાનો પડ્યો પાદરમાં પથરાને પરમાણે! વચન૦
ક્ષુધિયા નરે ક્ષુધા ન ભાંગી, ભોજન ભર્યાં છે ભાણે હો જી;
ઊગ્યા છતાં પણ રહ્યું અંધારું, પોં'ચી ના શક્યો ટાણે! વચન૦
કહ્યો શબ્દ કાને નવ લાગ્યો, ર્યો નહિ ઠેકાણે હો જી;
ભૂલવણીમાં ફરે ભટકતો, કર્યાં કરમ પરમાણે! વચન૦
પરનારી શું પ્રીત કરીને, વિષયરસને માણે હો જી;
ફરી ફરીને મરે–અવતરે, પડે ચોરાશી ખાણે! વચન૦
સીધો માર્ગ સદ્ગુરુ બતલાવે, નૂરતે–સૂરતે માણે હો જી;
દાસ જીવણ સંતો ભીમ કેરે ચરણે તેની ખબર ખરે ટાણે! વચન૦

## જેઠીદાસ

૧

કાયા કોટ લિયો દેઈ ને ડંકા જી. ટેક
જ્ઞાન વૈરાગ્યકી ફોજે ચઢિયાં જબ સદ્ગુરુ શબ્દ સુનાયા;
નેજા રોપ્યા નિજ નામકા ત્યારે ચોદશ ડેરા દિયા. કાયા૦
સૂરત–નૂરતકી નાળાં નોંધી, પ્રેમ પલીતા દીયા;
ગોળા છૂટ્યા જ્ઞાનકા રે, સારા શહેરકું કબજે કિયા. કાયા૦

પાંચ ઉમરાવ ઔર પચ્ચીસ પટરાણી, ઉનકું પકડ મંગાયા;
પકડો શહેર હુંદા રાજિયા, તેને પણ માંહી નંખાયા. કાયા૦
તીન ઉમરાવોકું મારિયા, તબ સારા શહેર મુંઝાયા;
**જેઠીદાસે** જમકા ત્રાસ મિટાયા, સમશેર સાંઈકું દીયા. કાયા૦

## ડુંગરપુરી ભગત

૧

ચડી રે ફોજ ને દીયા નગારા, નિરખો' નોબત ગુરાની;
નૂરતસૂરત તો ચડી શિખર પર, બ્રહ્મ અગ્નિમાં હોમાણી. ચડી રે૦
અનભે' વાતું અટપટી, યોગકળાની વાતો હે ઝીણી;
સદ્‌ગુરુજીના વેચ્યા વેચાઈ એ,સો હિ સાધન હરિજન લ્યો ચિહ્‌ની. ચડી રે૦
નાભિકમળસે ચાલી રે સૂરતા, નિરાધારમેં ઠેરાણી;
માનસરોવર મુક્તામોતી, જ્ઞાનસભામાં આવી વેરાણી. ચડી રે૦
છોડી દીયો જ્યારે ત્રણ ગુણને, ભ્રમ–ભરમણા યું ભાગે;
ચાર વેદ પર ચોસર ખેલે, અલખ પુરૂષસે લવ લાગે. ચડી રે૦
તોડી દીયો જ્યારે કૂડ–કપટને, મારો માંયલા મેવાશી;
બ્રહ્મજ્ઞાનકા હુવા ભડાકા, આસન બૈઠા અવિનાશી. ચડી રે૦
છેલ્લા મંડળમાં શોધી લેજો, અક્ષય મંડળમાં અનુમાની;
કહે **ડુંગરપુરી** ભાઈ સંતોને સેવો, જાહેર વાતો હે ઝીણી. ચડી રે૦

## ડોસા ભગત

૧

એકતાસે ખેલો હોરી–સમજ બિન કયું ભટકો રી? ટેક
સદ્‌ગુરુ મુખસે ભેદ શ્રવનકી દ્વૈતભાવ દે છોરી;
સંતશરન રહી સમજ સાનમેં, ચૈતનસે ચિત્ત જોરી–
ફિર નહિ જન્મ ધરો રી! એકતાસે૦

પૂરન પ્રેમકો રંગ બનાકે શબ્દકી પિચકી ભરો રી;
શમ, દમ આદિ અબીર સમજકે જ્ઞાન ગુલાલકી ઝોરી–
દ્વૈત સબ દૂર કરો રી! એકતાસે૦

જીવ–શિવ વાસ્તવ ભેદ નહિ, સો નિગમ કહાવે ઝકોરી;
સાગરમેં જ્યું લહર ઊઠત હૈ, સો સાગરસે ન બિછોરી–
ખોજો તુમ દિલ અપનો રી! એકતાસે૦

શ્રવન, મનન, નિદિધ્યાસ કર કે ભેદકો દૂર કરો રી!
વિશ્વનાથ ગુરુ સો હિ બતાવત, અર્થ યથાર્થ ગ્રહો રી:
'ડોસા! રહી રાહ ચલો રી'! એકતાસે૦

૨

કોનસે ખેલું મેં હોરી? નિજાનંદ રૂપ ગીલો રી. ટેક
સદ્‌ગુરુ મુખસે ભેદ શ્રવન કરી, દેહભાવ બીસરો રી;
સબ ઘટમેં પ્રભુ ખેલ રહ્યા હૈ, સો સ્વામી આપ મીલો રી;
ભેદ સબ દૂર પરો રી. કોનસે૦

સ્થૂલ જડ, સૂક્ષ્મ સો હિ જડ હૈ, કારણ જડ હિ બન્યો રી;
જડકું જડ કોઈ જાન સકે નહીં, ચેતન જાન રહ્યો રી–
સો મોસે અભિન્ન ભયો રી. કોનસે૦

જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ જડ હૈ, જાને નહીં ગતિ મોરી;
તીનોં અવસ્થાકો મેં જાનું, શુદ્ધ સ્વરૂપ લહ્યો રી–
નેતિ, નેતિ, ભેદ કહ્યો રી. કોનસે૦

શુદ્ધ સામાન્ય સ્વરૂપ હમારો, બુદ્ધિ વિશેષ તજો રી;
પ્રારબ્ધ તો લો વિશેષ પ્રકાશક, ફેર નહિ દેખ પરો રી–
સમાન ગતિ હૈ મોરી. કોનસે૦

અજર અવિનાશી અખંડ જો વસ્તુ, સચ્ચિદાનંદ કહ્યો રી;
વિશ્વનાથ ગુરુ સો હિ બતાવત, ડોસે મનમાં લહ્યો રી–
જાતે ભવપાર કર્યો રી. કોનસે૦

૩

ગમથી ઊતરીએ પાર, નિશ્ચે' ગુરુમુખથી ઊતરીએ પાર. ટેક
ચાર ભણ્યેથી શું થયું પ્રાણી, શું થયું ભણુતે અઢાર? નિશ્ચે'૦
બહુ વ્યાકરણુ ભણ્યા મુનિ નારદ, પામ્યા ન ગુરુવિણુ પાર;
નિગમનો અર્થ સુગમ છે ગુરુથી, ક્ષણુ નવ લાગે વાર. નિશ્ચે'૦
શુક સનકાદિક ઋષિ-મુનિઓનો, ગુરુથી થયો ઉદ્ધાર;
વિશ્વનાથ સદ્દગુરુ શિર ઉપર, **ડાસે** લીધો સાર. નિશ્ચે'૦

૪

ગુરુકી અજબ કળા, ભાઈ મુમુક્ષુ! સમજો મનમાંહી. ટેક
ચાર વેદ, ષટ શાસ્ત્ર, અઢાર પુરાણુ કંઠ કર ગાવે;
ગુરુકળાકો ગુરુકૃપા બિન, અનુભવ લેશ ન આવે. ગુરુકી૦
આપ મતિસે પ્રયત્ન અપનો, જ્યું જ્યું બહુત ચલાવે;
ગર્વ-ગર્તમેં ત્યું ત્યું પ્રાણી બહુત ડૂબતા જાવે. ગુરુકી૦
મંત્ર-જંત્ર ઔર તંત્ર-જાદુ સબ જૂઠા ઠાઠ ચલાવે;
બેદ બચન ગુરુ મુખસે સુન લે, સત્યાર્થ સમજાવે. ગુરુકી૦
ગુરુ શરન રહી શ્રવન-મનન કરી, નિદિધ્યાસકો ધ્યાવે;
બિના પ્રયાસે સો નર સે'જે સત્-ચિત્-સુખ હો જાવે. ગુરુકી૦
અંતરમેં ઈશ્વિર દિખલાવે, ભેદભાવ મીટ જાવે;
કહે **ડાસો** ગુરુ વિશ્વનાથસે, જીવન્મુક્તિ પાવે. ગુરુકી૦

૫

દ્વૈત ભાવના દૂર તજો, ભાઈ, દ્વૈત ભાવના દૂર! ટેક
એક અદ્વૈત પૂરણુ પરમાતમ, જ્યમ સાગર ભરપૂર. તજો૦
અંતર બહાર પ્રકાશી રહ્યા જ્યમ, સઘળે પ્રકાશે સૂર. તજો૦
સચરાચર સરવેમાં વ્યાપક, દુર્મતિ જાણે દૂર. તજો૦
નિમિષ એક કોઈથી નહિ અળગો, આતમ હાલ હજૂર. તજો૦

સદ્‌ગુરુ શરણુ રહી સમજે, તો આનંદ પ્રગટે ઉર. તજો૦
કહે ડોસો ગુરુ વિશ્વનાથકી ઝરમર વરસે નૂર. તજો૦

૬

નરદેહ ધરી ચૈતન્ય એક અખંડિત ઉરમાં ધારો;
વણુ સમજેથી ભવસાગર તરવાનો નથી કાંઈ આરો. નરદેહ૦
ઘટઘટમાં ચૈતન્ય દેવ વસે, જેમ આભૂષણુમાં હેમ દીસે;
તેમ આત્મ–અનુસ્યૂત વિશ્વ વિષે. નરદેહ૦
રહ્યો પિંડ–બ્રહ્માંડ સકળ વ્યાપી, સચરાચર માયાને સ્થાપી;
નવ જાણે સાર વિમુખ પાપી. નરદેહ૦
શબ્દાદિક પંચ વિષય જાણો, જાગ્રત આદિકને પરમાણો;
તો સાક્ષી દિલમાં દરશાણો. નરદેહ૦
એ ચૈતન્ય સમજી લે ટાણે, તે રૂપ પરમગુરુથી જાણે;
નહિ પ્રાપ્ત થશે ખરચ્યે નાણે. નરદેહ૦
જપ, તપ, તીરથનું ફલ એ છે, શુક સનકાદિક પણુ એ કહે છે;
તેની સાક્ષી વેદ પુરાણે છે. નરદેહ૦
એવું ચેતનરૂપ સમજ તારું, તુજથી કાંઈ અન્ય નથી ન્યારું;
વિશ્વનાથ વચન ડોસે ધાર્યું ! નરદેહ૦

૭

મન–વાહન પર વીરલા બેસે, વા' નરકી બલિહારી વે. ટેક
બ્રહ્મા વાહન હંસ કિયો હૈ, વિષ્ણુ ગરુડ પર સ્વારી વે!
શિવને વાહન બેલ બનાયા, મુષક–ગણેશ વિચારી વે. મન૦
રવિ અશ્વપે, ચંદ્ર હિરન પે, ઇંદ્ર લહે ગજધારી વે!
શારદ મયૂર, શક્તિકો શાર્દૂલ, વાહન અપરંપારી વે. મન૦
એક અચંબા ઐસા દેખા, વાત વિરુદ્ધ વિચારી વે,
દેવ–દનુજ–માનુષ સબ ઉપર, મન કરતા અસ્વારી રે ! મન૦

પલક ઉઠાવે, પલક બૈઠાવે, પલક ચલાવે ભારી રે;
ઐસે મનકો વશ કર રાખે, વા પર જાઉં બલિહારી રે. મન૦
સાધન સહ ગુરુશરણે જાકે, બેદ-બચન ઉર ધારી વે,
અજિત મન તીનકે વશ હોવે, કહત સંત પુકારી વે! મન૦
મન જીતે સબ જુગકું જીતા, હારે બાજી હારી વે,
કહે **ડાસો** ગુરુ વિશ્વનાથકે જાઉં ચરનપે વારી વે! મન૦

## તાનસેન

૧

આજ તો હમારે ઘર, ભોળાનાથ આયે! ટેક
અંગમેં બિભૂતિ સોહે, ઓઢે મૃગછાલા;
ગલેમેં સોહે રુદ્રમાળા, નાગ લિપટાયે. આજ તો૦
સંગકી સાહેલી સબ, પૂછને લગી ઇનસે બાતાં;
ધન્ય ભાગ્ય હય ગૌરી તેરો, શંભુ વર પાયે. આજ તો૦
કહે ગુની **તાનસેન,** સુનો બેજુ બાવરે;
બુઢે બેલપે ચઢને વાલો મોરે મન ભાયે. આજ તો૦

૨

પ્રથમ મણિ ઓમકાર, દેવમણિ મહાદેવ!
જ્ઞાનમણિ ગોરખ! વેદમણિ બ્રહ્મા! પ્રથમ૦
ગીતકે સંગીતમણિ! સંગીતકે સૂરમણિ!
સૂરકે અક્ષરમણિ, તાલ દે બજંદા! પ્રથમ૦
વિદ્યામણિ સરસ્વતી! જલમણિ ગંગા!
ભક્તમણિ નારદ! નૃત્યમણિ રંભા! પ્રથમ૦
વૃક્ષમણિ કલ્પવૃક્ષ! ગજમણિ ઐરાવત!
નાગમણિ શેષનાગ! રાજમણિ ઇંદ્રા! પ્રથમ૦
કહે ગુની **તાનસેન,** સુનીએ શાહ અકબર!
દિનમણિ સૂરજ! રૈનમણિ ચંદા! પ્રથમ૦

## ત્રિકમ સાહેબ

૧

દેખ્યા ખાવિંદકા ખેલ રે! દરસ બિના દેખ્યા ખાવિંદકા ખેલ! ટેક
બાહેર દેખ્યા! ભીતર દેખ્યા! દેખ્યા અગમ અપાર રે!
છાયાથી ન્યારા મારા સદ્‌ગુરુ દેખ્યા! પલ પલ આવે મારી પાલ રે. દરસ૦
નાભિકમલસે આવે ને જાવે! પલ પલ કરે પ્રકાશ રે;
રણુકાર ઝણુકાર હોઈ રહ્યા હૈ! અનહદ નાદ અવાજ રે. દરસ૦
ઘેરી ઘેરી નોબત ગડગડે, ત્યાં ધીરપ રાખી કર ધ્યાન રે;
સુરતા રાખીને સાંભળો રે, સોઈ વચન સુલતાન રે. દરસ૦
ક્ષમા ખડગ ને ધીરપની ઢાલ કરી, સાચવજે નામ નિશાન રે;
દાસ **ત્રિકમ** સંત ખીમને ચરણે, ગુરુગમની આ સાન રે. દરસ૦

૨

પ્રેમે વિંધાણુા મારા પ્રાણુ રે, સદ્‌ગુરુએ અમને મારેલ વચનુંનાં બાણુ રે. ટેક
માનસરોવર ભર્યાં છે મોતીડે, મરજીવા માણે મૂકી હાણુ રે. સ૦
બાવન અક્ષરથી બહાર જ બોલે, તે નહિ પોથી કે પુરાણુ રે. સ૦
ઓહંગ સોહંગ પર અલખ બિરાજે, ને ભીતર પ્રગટ્યા રવિભાણુ રે. સ૦
દાસ **ત્રિકમ** સંત ખીમને ચરણે, ગુરુએ બતાવેલ જ્ઞાન રે. સ૦

૩

મૂળને બાંધો સુખમણુ સાધો, દઢ મન રાખો એક ઘડે હો જી;
પ્રેમનિશાન તમે નિશ્ચેથી પકડો, ચડવું હોય તો એમ ચડો હો જી. મૂળને૦
શબ્દ વિચારી તમે વચને ચાલો, તો આઠે કરમ તમને નહિ નડે હો જી;
સૂરત–નૂરત સન્મુખ રહેવે, ગર્જે ગગન–ગઢ–નિશાન ગડે હો જી. મૂળને૦
દિલ–દરિયામાં ડૂબકી દીધા વિના, કહો મરજીવા તુંને કેમ મળે હો જી;
શબદુના શૂરા જે વચનુંના પૂરા, એ તો ખરી વૃત્તિના ખેલ કરે હો જી. મૂળને૦
શબદુથી ન્યારો સબ ઘટ બોલે! એરણુ વિના સૌ ઘાટ ઘડે હો જી;
સદ્‌ગુરુ–વચને સરવે સૂઝે, અમર વસ્તુ જરૂર જડે હો જી. મૂળને૦
ગગનમંડળમાં ગોતી લેજો, રામ–રતન નજરે પડે હો જી;
દાસ **ત્રિકમ** સંત ખીમને ચરણે, ગોતી લેજો ગુરુજ્ઞાન વડે હો જી. મૂળને૦

## તુલસીદાસ

૧

ગુલ્તાન મતા જબ આવેગા, તબ પ્રાણી સુખકો પાવેગા. ટેક
ભરમકરમ, માયા કે બાદલ, પલમેં સભી વિલાયેગા;
પાંચોં ઇંદ્રિંકા બલ ભાગા, તો મનવા ઊલટ સમાયેગા. ગુલ્તાન૦
સાર–અસાર મીટે સબ છૂટકો, આપુપણા બિસરાયેગા;
જન **તુલસી** સુખ–સાગરમાંહી, મીલકર મંગલ ગાયેગા. ગુલ્તાન૦

૨

જાગિયે રઘુનાથકુંવર ! પંછી બન બોલે. ટેક
ચંદ્ર–કિરણ શીતલ ભઈ, ચકઈ પિયુ–મીલન ગઈ;
ત્રિવિધ મંદ ચલત પવન, પલ્લવ–દ્રુમ ડોલે. જાગિયે૦
પ્રાત ભાનુ પ્રકટ ભયો, રજનીકો તિમિર ગયો;
ભૃંગ કરત ગુંજ–ગાન, કમલ દલ ખોલે. જાગિયે૦
બ્રહ્માદિક ધરત ધ્યાન, સુર–નર–મુનિ કરત ગાન;
જાગનકી બેર ભઈ, નયનપલક ખોલે. જાગિયે૦
**તુલસીદાસ** અતિ આનંદ, નીરખી કે' મુખારવિંદ;
દીનનકો દેત દાન, 'ભૂષણ બહુ મોલે. જાગિયે૦

૩

ભજ મન રામચરન સુખદાઈ. ટેક
જિહિ ચરનનસે નીકસી સુરસરી, શંકરજટા સમાઈ;
જટા–શંકરી નામ પર્યો હૈ, ત્રિભુવન તારન આઇ. ભજ૦
જિન ચરનનકી ચરનપાદુકા ભરત રહ્યો લવ લાઈ;
સોઈ ચરન કેવટ ધોઈ લીને તબ હરિ નાવ ચલાઈ. ભજ૦
સોઈ ચરન સંતન જન સેવત, સદા રહત સુખદાઈ;
સોઈ ચરન ગૌતમઋષિ–નારી પરસિ પરમ પદ પાઈ. ભજ૦

દંડકવન પ્રભુ પાવન કીન્હો, ઋષિયન ત્રાસ મિટાઈ;
સોઈ પ્રભુ ત્રિલોકકે સ્વામી કનકમૃગા સંગ ધાઈ. ભજ૦
કપિ સુગ્રીવ બંધુભય વ્યાકુલ, તિન જય છત્ર ધરાઈ;
રિપુકો અનુજ બિભીષણ નિશિચર પરસત લંકા પાઈ. ભજ૦
શિવસનકાદિક અરુ બ્રહ્માદિક શેષ સહસ્ર મુખ ગાઈ;
**તુલસીદાસ** મરુત–સુતકી પ્રભુ નિજ મુખ કરત બડાઈ. ભજ૦

૪

બાનાની પત રાખ પ્રભુ! તારા બાનાની પત રાખ;
બાના રે માટે જો દુઃખ દેશો, તો કોણ પૂરે તારી સાખ? પ્રભુ૦
રોહિદાસની રે તમે પાતરી લીધી, ને ના જોઈ જાત કે ભાત;
સેના રે માટે તમે સન્મુખ રહીને નાઈ કહેવાયા, હો નાથ! પ્રભુ૦
પ્રહ્લાદની રે તમે પ્રતિજ્ઞા પાળી, ને સ્થંભમાં પૂર્યો વાસ;
તાતી કઢા તમે શીતળ કીધી સુધન્વાને કાજ. પ્રભુ૦
પાંચાળીનાં પટકૂળ પૂર્યાં, ને રાખી સભામાં લાજ;
સાગરમાંથી બૂડતો રે રાખ્યો રામ કહેતાં ગજરાજ. પ્રભુ૦
ઝેર હતાં તેનાં અમૃત કીધાં, ને આપ્યાં મીરાંને હાથ;
મહેતાને માંડલિક મારવા આવ્યો, ત્યારે કેદારો લાવ્યા મધરાત. પ્રભુ૦
ભક્તોનાં તમે સંકટ ભાગ્યાં, ત્યારે દૃઢ આવ્યો વિશ્વાસ;
**તુલસી**ના સ્વામીને કહું કરજોડી: પૂરો અંતરની આશ. પ્રભુ૦

૫

મેં ભરોસે અપને રામકે, મેં ભરોસે અપને રામકે;
ઓર ન હમ કછુ કામકે, મેં ભરોસે અપને રામકે. મેં૦
જો માગે સો દેત પદારથ, વારી જાઉં ઇસ નામપે. મેં૦
દોઉ અક્ષર હય સબ કુલતારક, અંત દેત સુખધામકે. મેં૦
**તુલસીદાસ** પ્રભુનામ દયાઘન, ઓર દેવ સબ નામકે. મેં૦

## તેજસિંગજી

૧

મેરી પડી ભઁવર બીચ નૈયાં, નાથ, અબ તાર દે! તાર દે! તાર દે!
હે ગુરુ, તાર દે! તાર દે! તાર દે! મેરી૦
નહીં દીસત નજર કિનારા, હમ ઇસીસે હિંમત હારા;
દુઃખ દે ત્રય તાપ હમારા, કૃપા કર જાર દે! જાર દે! જાર દે! મેરી૦
મેરે પાંચો વૈરી હૈં સંગમે, નહિં બાહર, ભીતર ઇસ અંગમે;
કિયો બહુત ઇનોંને તંગમેં, દયાકર, માર દે! માર દે! માર દે! મેરી૦
યે માનુપ તન દુશ્વારા, મૌકા મીલે ન વારંવારા;
ગુરો, તુમ તો સર્વાધારા, જીવન મેરા સાર દે! સાર દે! સાર દે! મેરી૦
જો તેરે દરપે આવે, વો મનવાંછિત ફલ પાવે;
પદ **તેજસિંગ** કથ ગાવે, હમેં ફલ ચાર દે! ચાર દે! ચાર દે! મેરી૦

## તોરલ

૧

જેસલ! કરી લે વિચાર,
માથે જમ કેરો માર,
સ્વપ્ના જેવો આ સંસાર,
તોળી રાણી કરે છે પોકાર;
આવોને, જેસલ રાય,
પ્રેમ થકી આપણુ મળિયે:
પૂરા સંત હોય ત્યાં જઈ ભળિયે!
અનુભવી આવ્યો છે અવતાર,
માથે સદ્ગુરુને ધાર,
જાવું ધણીને દરબાર,
બેડલી ઉતારે ભવપાર. આવોને૦

ગુરુના જ્ઞાનનો નહીં પાર,
ભક્તિ-ખેલ ખાંડાની ધાર;
નૂગરો શું જાણે સંસાર ?
એનો એળે ગયો અવતાર ! આવોને૦

ગુરુની ગતિ ગુરુની પાસ,
જેવી કસ્તૂરીમાં વાસ;
જ્યાં નામનો વિશ્વાસ,
દીનનો નાથ પૂરે આશ. આવોને૦

નિતનિત નાવાને જાય;
કોયલ ઊજળી નવ થાય,
માવઠાને મેધે કણુ નવ થાય;
ગુણિકાનો બેટો બાપ કોને કેવા જાય ? આવોને૦

દેખાદેખી કરવાને જાય,
આતમા દીવડિયો દરશાય;
કૂડિયા કૂવે પડવા જાય,
મૂરખા મૂડીઓ ગુમાય. આવોને૦

ભેદુ વિના ભેળાં ન થાય,
એ તો અધૂરિયાં કહેવાય;
એને કાંઈ નૂર ન વરસાય,
એનાં કલ્યાણ કરી થાય. આવોને૦

છીપું સમુદરમાં થાય,
એની સફળ કમાઈ થાય;
સ્વાતિના મેહુલા વરસાય,
ત્યાં તો સાચાં મોતી થાય. આવોને૦

હીરા એરણમાં ઓરાય,
માથે ઘણુ કેરા ઘાય;

ફૂટે ફટકિયાં કે'વાય,
તેની ખરે ખબરું થાય. આવોનો૦

ચંદા સૂરજનો ઉજાશ,
નવલખ તારા એને પાસ;
પવન પાણીનો પરકાશ,
ચૌદ ભુવન તેની આસ; આવોનો૦

સવાલાખ કોથળીઓ બંધાય,
પૂરા ગાંધીડા કહેવાય;
એવા સંત વિરલા થાય,
હીરા–માણેક શા વેરાય. આવોનો૦

એના ઘરમેં દશ અવતાર,
પાંચ સાત નવ ને બાર;
કરોડાં તેતરીસા તાર,
ઋષિ અઠ્યાસી હજાર. આવોનો૦

સતયુગ રત્નાવર પ્રહ્‌લાદ,
ત્રેતા તારા હરિશ્ચંદ્ર રાય;
દ્વાપર દ્રુપદી ધર્મરાય,
કલિયુગ વિંધ્યા ને બળિરાય. આવોનો૦

પ્રેમનો પાઠ પ્રેમનો ઠાઠ,
પ્રેમની જ્યોતનો પરકાશ;
તોળી રાણી જાણો તે અંબાર,
સાહેબો પૂરે આપણી આશ. આવોનો૦

સતની માંડવી બંધાય,
પ્રેમના પડદા રચાય;
જતિ–સતી તિહાં ભેળાં થાય,
તિહાં નૂરને પરસાય. આવોનો૦

હેતે હરિગુણ ગાય, પ્રેમે ગુરુપૂજન થાય;
ડોરી પાવરીએ વરતાય;
ચાર જુગની વાણી સતી **તોરલ** ગાય. આવોને૦

## દયારામ

૧

જીવ! તું શીદને ચિંતા કરે? કૃષ્ણને કરવું હોય તે કરે! ટેક
તું અંતર ઉદ્વેગ કરે, તેથી કારજ શું સરે?
ધણીનો ધાર્યો મનસૂબો, હર–બ્રહ્માથી નવ ફરે! કૃષ્ણને૦
દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
જેવો જંત્ર વગાડે જંતરી તેવો સ્વર નીસરે! કૃષ્ણને૦
જેવું જેટલું જે જેમ કાળે, તે તેને કર ઠરે;
એમાં ફેર પડે નહિ કોઈથી, શીદ કુટાઈને મરે? કૃષ્ણને૦
તારું ધાર્યું થાય એટલું હરિઇચ્છા અનુસરે;
સદા કાળ એ રીતે નીભે નહિ, હુંપણું શીદ તું ધરે? કૃષ્ણને૦
થાવાનું અણ–ચિંતવ્યું થાશે, ઉપનિષદ ઓચરે;
રાખ ભરોંસો રાધાવરનો **દયા** તું શીદને ડરે? કૃષ્ણને૦

૨

જે કોઈ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે. ટેક
સિંહણકેરું દૂધ હોય, તે સિંહણ–સુતને જરે;
કનકપાત્ર પાખે, સૌ ધાતુ ફોડીને નીસરે! પ્રેમરસ૦
સક્કરખોરનું સાકરજીવન, ખરના પ્રાણ જ હરે!
ક્ષાર–સિંધુનું માછલડું જેમ મીઠા જળમાં મરે. પ્રેમરસ૦
સોમવલ્લી–રસપાન શુદ્ધ જે બ્રાહ્મણ હોય તે કરે!
વગળવંશીને વમન કરાવે, વેદ–વાણી ઉચ્ચરે. પ્રેમરસ૦

ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ ના સરે!
મચ્છભોગી બગલો મુક્તાફળ, દેખી ચંચુ ના ભરે. પ્રેમરસ૦
એમ કોટિ પ્રકારે પ્રેમ વિના પુરુષોત્તમ પૂંઠ ન ફરે!
**દયા** પ્રીતમ શ્રી ગોવર્ધનધર, પ્રેમભક્તિએ વરે. પ્રેમરસ૦

૩

દામોદર દુઃખડાં કાપો રે, બળવંતા બેલી!
નંદલાલ નિજાનંદ આપો રે, બળવંતા બેલી! દામોદર૦
વહાલાજી, હું તો પળ પળનો અપરાધી;
ભરેલો આધિ–વ્યાધિ રે, બળવંતા બેલી! દામોદર૦
વહાલાજી, હું તો તમારા બળથી ગાજું;
જાણો છો, કહું શું ઝાઝું રે, બળવંતા બેલી? દામોદર૦
વહાલાજી, જેવો તેવો છું તો યે તમારો;
આધાર અવર નહિ મારો રે, બળવંતા બેલી! દામોદર૦
વહાલાજી, મારું જોર નથી, જો તરછોડો;
શું રૂઠી કરે મંકોડો રે, બળવંતા બેલી? દામોદર૦
વહાલાજી, શ્રીમુખ પોતાનો કહો છો, મારે લાડું!
બીજું બળ ક્યાંથી કાઢું રે, બળવંતા બેલી? દામોદર૦
**દયા**ના પ્રીતમ! પાણિ ગ્રહ્યો છે, તો નિભાવો!
મારે દાસપણાનો દાવો રે, બળવંતા બેલી. દામોદર૦

૪

પ્રગટ મળે સુખ થાય, ગિરધર પ્રગટ મળે સુખ થાય! ટેક
અંતર્યામી અખિલમાં છે, તેથી કહો કોનું દુઃખ જાય?
તેલ વિના અસ્ફુટ તલ પૂરેથી દીપક કેમ પ્રગટાય? ગિરધર૦
પ્રગટ પાવક વિના કાષ્ટને ભેટે, કઈ પેરે શીત સમાય?
પૃથ્વી ચાટે તૃષા ટળે નહિ, અંતર જળ શ્રુતિ ગાય! ગિરધર૦

દીવાસળી પાષાણસ્પર્શથી કો' કહે જવાળા જણાય?
સુરભિપેટમાં પય, તેમાં ઘૃત, તો ય પુષ્ટિ ન પામે ગાય! ગિરધર૦
વ્યાપકથી વાતો નવ થાયે: તેથી જીવ અકળાય!
રસિયા જન મનરંજન હરિવર, **દયા** પ્રીતમ ગુણ ગાય. ગિરધર૦

૫

ભટકતાં ભવમાં રે, ગયા કાળ કોટિ વહી;
હદ થઈ હાવાં રે, રાખો હરિ હાથ ગ્રહી. ભટકતાં૦
આવ્યો શરણ ત્રિતાપનો દાઝયો, શીતળ કીજે શ્યામ!
કરગરી કહું છું, કૃષ્ણ કૃપાનિધિ! રાખો ચરણ સુખધામ!
કરુણા કટાક્ષે રે, કિલ્મિષ કોટિ દહી. ભટકતાં૦
જો મારાં કૃત સામું જોશો, તો ઠરશે બરાબરી;
રત્ન, ગુંજા, કયમ હોયે બરાબર, હું તો રંક ને તમો હરિ!
માટે મન મોટું રે કરજો મુને રંક લહી. ભટકતાં૦
આશાભર્યો આવ્યો અવિનાશી, સમર્થ લહી, તમ પાસ;
ધર્મધોરિધંર, તમ દ્વારેથી હું કયમ જાઉં નિરાશ?
નિજનો કરી લેજો રે, ના તો મને કહેશો નહિ. ભટકતાં૦
અરજ સાંભળો, અનાથ જનની, શ્રવણે શ્રી રણછોડ,
એક વાર સન્મુખ જુઓ શામળા, તો પહોંચે મનના કોડ;
હસીને બોલાવો રે, **દયા** તું તો મારો કહી. ભટકતાં૦

૬

મહાકષ્ટ પામ્યા વિના કૃષ્ણ કોને મળ્યા? ચારે જુગના જુઓ સાધુ શોધી;
વહાલ વૈષ્ણવ વિષે વીરલાને હોય, બહુ પીડનારા જ ભક્તિવિરોધી. મહા૦
ધ્રુવજી, પ્રહ્લાદજી, ભીષ્મ, બળિ, વિભીષણ, વિદુર, કુંતી, કુંવર સહિત દુ:ખિયાં;
વસુદેવ-દેવકી, નંદજી, પશુપતિ, સકળ વ્રજભક્ત દુ:ખી, ભક્તમુખિયા. મહા૦
નળ, દમયંતી, હરિશ્ચંદ્ર, તારામતી, રૂકમાંગદ, અંબરીષ આદિ રે કષ્ટી;
નરસિંહ મહેતો ને જયદેવ, મીરાં, પ્રથમ જેને પીડા, પછી સુખની વૃષ્ટિ. મહા૦

વ્યાસ આધિ-વ્યાધિ, તુલસી માધવાદિક, શિવ, કપાલી આદિ વિશ્વ વંદે;
જગજનની જાનકી દુઃખ દુસ્તર સહ્યું, પાપ વણુ તાપ જેને જગત વંદે. મહા૦
સંચિત, ક્રિયમાણ, પ્રારબ્ધ જેને નથી, તેને ભય, તાપ આવી નડે છે;
અકલ ગતિ ઈશ હેતુ ન સમજ્યું પડે, પ્રબલ ઇચ્છા, સરવને પડે છે. મહા૦
છે કથન માત્ર એ, પાપ ને પુણ્ય બે, નચવ્યું નંદકુંવરનું જગત નાચે;
**દયા** પ્રીતમ રુચિ બિના પત્ર હાલે નહિ, પણ ન ભાંગે ભ્રમણ મન કાચે. મહા૦

૭

સર્વ તજીને ભજીએ શ્રી ગોવિંદને, જે નારાયણ નોધારાના આધાર જો;
ભાંગે સંકટ કૂડાં રે સંસારનાં, જેના નામે ઊતરિયે ભવપાર જો.
—સર્વ૦

અપર માને વચને ધ્રુવજી વન ગયા, નારદજીએ દીધો છે ઉપદેશ જો;
જ્ઞાનભક્તિવૈરાગ્ય તે મનમાં આવિયાં, પ્રભુ ભજ્યા કાંઈ ત્યાં જઈ બાળે વેશ જો.
—સર્વ૦

દૈત્યપુત્ર પ્રહ્લાદજી તે આગે થયા, લાગ્યો છે કાંઈ પિતા–પુત્રને વાદ જો;
સ્તંભ થકી પ્રકટ્યા રે નરસિંહરૂપ ધરી, શ્રીમહાપ્રભુજીએ દીધો તેને સાદ જો.
—સર્વ૦

લાખાગૃહમાં પાંડવને આવી મળ્યા, ભક્તજનોને દીધી છે બહુ ધીર જો;
સમરણ પહેલાં આવ્યા છો રે તમે સદા, ભક્ત રે જન ઉગાર્યા પાંચે વીર જો.
—સર્વ૦

સુદામાનું દારિદ્રપણું તો જાણિયું, મુષ્ટિ તાંદુલ આરોગ્યા મહારાજ જો;
દાસ **દયા**ના પ્રભુજી કરુણા કીજિયે, ભક્ત રે જનનાં કીધાં કોટિક કાજ જો.
—સર્વ૦

૮

સૌથી સમરથ રાધાવરનો આશરો, જેના જનને દૂભવી શકે નહિ કોઈ જો;
જમનું જોર ન ચાલે દોષ કરે કદા, ક્ષમા કરે કે હરિ ચાહે તે હોય જો.
—સૌથી૦

દેવ બીજા સૌ મોટા હરિના હુકમથી, સુર, બ્રહ્મા, શિવ–શક્તિ, શેષ, મહેશ જો;
કેશવ આગે બળ કોઈનું ચાલે નહિ, દેવ સૌ રૂઠે હરિજન ડરે ન લેશ જો.
—સૌથી૦

જૂઠો હરિનો ભગત જગતમાં થઈ ફરે, એવાનું પણ માધવ રાખે માન જો;
બા'નું પોતાનું જોઈ પાળે બિરદને, જેમ જડ પુરોહિતને પોષે યજમાન જો.
—સૌથી૦

માયા કાળતણો ભય કોઈથી નવ ટળે, અભય અચળ કરવા સમરથ નહિ કોઈ જો;
વિના એક શ્રી હરિવર–ગિરધરલાલજી, સેંજ શરણ જાતામાં સન્મુખ જોઈ જો.
—સૌથી૦

એવા કરુણાનિધિ સમરથ શ્રી નાથજી, દાસ **દયા**ના પ્રીતમ પ્રાણાધાર જો;
એને મૂકી અન્યતણો આશ્રય કરે, તે નિર્ભાગી મૂરખનો સરદાર જો!
—સૌથી૦

૯

શ્યામ રંગ સમીપે ન જાવું મારે આજ થકી શ્યામ રંગ સમીપે ન જાવું!
જેમાં કાળાશ તે સૌ એક સરખું; સર્વમાં કપટ હશે આવું? મારે૦
કસ્તુરીની બિંદી કરું નહિ, કાજળ ન આંખમાં અંજાવું! મારે૦
કોકિલાનો શબ્દ સુણું નહિ, કાગવાણી શુકનમાં ન લાવું! મારે૦
નીલાંબર કાળી કંચુકી ના પે'રું, જમુનાના નીરમાં ના ન્હાવું! મારે૦
મર્કટ, મણિ ને મેઘ દૃષ્ટે ના જોવાં, જાંબુ, વંત્યાક ના ખાવું! મારે૦
**દયા**ના પ્રીતમ સાથે મુખે નેમ લીધો, પણ મન કહે પલ ના નિભાવું! મારે૦

૧૦

હમ તો કૃષ્ણ છબીલો ગાવે! તેરો નિર્ગુણ બ્રહ્મ હમે નહિ ભાવે! હમ૦
ગિરધારી ગુન રૂપકે રાશિ, (૨) બ્રહ્મ ભજે જો હોય ઉદાસી! હમ૦
જલકું ક્યા સુખ, હય જલપાના! લવણકું ક્યા સુખ, સિંધુ સમાના? હમ૦
જામેં દાસભાવ ઊડ જાવે! જુગલ નહિ વહાં ક્યા સુખ પાવે? હમ૦
દાસ સદા હમ શ્રીજી સ્વામી! (૨) માગે **દયો** ગુરુપદ શીશ નામી! હમ૦

૧૧

હરિ શું કરું રે! મારો! માયા ન મૂકે કેડો! ટેક
કોટિ કલ્પ સુધી એણે ભમાવ્યો, ભમું હજુ નહિ છેડો;
મુજથી ન છૂટે, ન આપ છોડાવો! મારો કયે ભવે નીવેડો? હરિ૦
સેવા–સમરણ–કામ કરું, મારો ક્ષણું એ ન છાંડે કેડો;
શું ગજું મારું, અવિદ્યા જીતી? કરું ચરણકમળે નેડો. હરિ૦
આપ વિના એના સૌ ચેલા, કોને કહું: દુઃખ ફેડો?
દાસી તમારી એ જાય પ્રેરો જ્યાં, પાછી ફરે જ્યારે તેડો. હરિ૦
કરગરી કહું છું કૃષ્ણ! કૃપાનિધિ! ચરણે પડ્યો ન ખસેડો;
માયા કાળ–અગ્નિથી બચે દયો! શ્રીકૃષ્ણ! કૃપાજળ રેડો! હરિ૦

## દલુ

૧

અલખ આરાધો હે ગોલે બાવનની બહાર;
નિગમ નેતિ કહે છે વાણીની પાર. કોઈ અલખ૦
અજનાં ટોળામાંહે જ્યમ સિંહ રે બંધાય;
રાજકુંવર તો રાંકાંમાં રોળાય રે. કોઈ અલખ૦
પંચાધાતુ હે જ્યમ પારસ પરસાય;
લોઢું મટીને એનું કંચન થાય રે. કોઈ અલખ૦
સરિતાને સિંધુ હે જેમ સાગરમાં જાય;
લવણની પૂતળી ઉદકમાં મળી જાય રે. કોઈ અલખ૦
પાંચ સાત નવ દશ હે ચોવીસમાને જાણ્ય;
પચીસમા મેલીને છવીસમાને ભાળ. કોઈ અલખ૦
કુંજર જનાવર હે ઇંડાં મૂકીને જાય;
વણ રે સેવ્યાં સેવાઈ આપે ઓળખાય રે. કોઈ અલખ૦

ચટકેલ કીડો હે જ્યમ ભમરી રે થાય;
પૂરા મળે ત્યારે પ્રભુ ઓળખાય રે. કોઈ અલખ૦
હરિ ગુરુ સંતની હે જેને કિરપાયું થાય;
દાસ દલુ કહે હીરે હીરો ઓળખાય રે. કોઈ અલખ૦

## દયાનંદ

૧

રામરટણ કર નિશદિન ભાઈ, રાગદ્વેષ નહિ આવે રે;
ગુરુગમ જ્ઞાન બતાવે ગગનમાં, સોહં રામ દરસાવે રે. રામરટણ૦
સોહં રામ સકલમાં દરસે, આપે બોલે ને બોલાવે રે;
પાંચ, પચીસ, તીન, ઓગણીસમાં, કર્તા–અકર્તા કહાવે રે. રામરટણ૦
બાવન અક્ષર બહાર તે બોલે, રામ સુણે ને સુણાવે રે;
રામ હી દેખત રામ દેખાવત, રામ અદેખ હોઈ જાવે રે. રામરટણ૦
રામ હી લેતા રામ હી દેતા, રામ ચરણથી ચલાવે રે;
રામ હી ઊઠત રામ હી બેસત, રામ સોવે ને જગાવે રે. રામરટણ૦
રામ હી ખાવત, રામ હી પીવત, રામ હી ભોગ લગાવે રે;
રામ હી રાગી મનમાં બેરાગી, રામ–જોગે રામ ગાવે રે. રામરટણ૦
રામ હી જપિયા રામ હી તપિયા, રામ રમે ને રમાવે રે;
રામ વિના એક અણુ નહિ ખાલી, હરિ બિન પત્ર ન હાલે રે. રામરટણ૦
અકલ ખેલ સોહં રામ આપે, ગુરુ બિના પાર ન પાવે રે;
**દયાનંદ** કેવળ રામ સમરી, નિત્ય રહે છે નિરદાવે રે. રામરટણ૦

૨

સંતસમાગમે નિશદિન સતગુરુ સેવિયે, જેથી તારું જન્મમરણ મટી જાય જો;
અજર અમર ઓળખાવે સતગુરુ આત્મા, સ્થિર મન ચરણે સેજે સેજે થાય જો.
સાધુસંગમાંહી જે નર આવિયા, પ્રેમે કરીને પૂજ્યા છે પરિબ્રહ્મ જો;
સ્નેહ અને વૈરાગ્ય, વ્યાપ્યો અતિ ઘણો, વિવેક વિચારે વાસનાનો કીધો ભંગ જો;
હું ‘મારું’! આવરણ તે અંગથી ટાળિયું, છૂટચો હું-તું કર્મ તણો જે કલેશ જો.

પાપને વળી પુણ્ય મટી ગયાં માયરાં, પાયો હું તો નામ નિરંતર નેક જો;
નાથ નિરંજન નૈનાંમાંહી દેખિયા, ઘટઘટ-પરઘટ-અવઘટ-બોલે આપ જો.
રૂપરંગ કશું એમાં તો દીસે નહિ, નિર્મળ નામી અનામી સઘળે વ્યાપ જો;
વેદ, વેદાંત ને શાસ્ત્રો શ્રવણે સાંભળી, અંતરમાંહી ઉપન્યો બહુ આનંદ જો.
હરખશોક મટ્યો રે મારા મન તણો, લગની લાગી સદ્‌ગુરુ સંતોની સંગ જો;
શુદ્ધ સ્વરૂપ પરમાનંદ ગુરુજી ભેટિયા, કોટિ જન્મમાં સુધર્યાં મારાં કાજ જો.
દયાનંદ ચિત્ત ચરણકમલમાં રાખિયે, સત્‌ચિત્ત આનંદ આપોઆપ અમાપ જો.

## દયાળદાસ

### ૧

આજે હઇડે તે હરખ ન માય! અવસર આવ્યો છે આનંદનો. ટેક
વિવાહ સરીખો અવસર સરવે જાણજો;
જ્યારે રામનું નામ ઓળખાય-સખી! અવસર૦
શુભ સમય જાણીને સાજન આદર્યાં;
સર્વે કરજો અમારી સાહ્ય-સખી! અવસર૦
હું તો વિવેક વીરાજીને વીનવું;
સુરતાબાઈનો સોહાવજો વિવાહ-સખી! અવસર૦
સૈયર સરવે મળીને થાવ સાંત રે;
ભક્તિ-વરધો ભરી લાવો ઘેર-સખી! અવસર૦
ગમ-ગોત્રજ ભરાવો ગુરુ જ્ઞાનની;
નીરવંતીને માથે સોવરાવો-સખી! અવસર૦
રહેણીકહેણીના શોભે બન્ને ટોડલા;
તોરણ નિશ્ચયનું બાંધો નિરધાર-સખી! અવસર૦
વરધો ભરી લાવો ચિત્ત ચોકમાં,
કુંભ ક્રોધ ઉતારો અભિમાન-સખી! અવસર૦
સુરતાબાઈને બેસાડો પ્રેમપાટલે;
વાના વસ્તુનો કરજો વિચાર-સખી! અવસર૦

કર્મ કાળપ સર્વે રે ઊતરી;
અનુભવ ઉજ્જવલતા પ્રગટી અપાર–સખી ! અવસર૦
હું તો હરખે ભૂલી રે મારું હુંપણું;
આન દેવની મૂકી સર્વે આશા–સખી ! અવસર૦
મારી ભૂલ ભાંગીને ભવનો ભય ગયો;
નિર્ભય નામ વિચાર્યું **દયાળદાસ**–સખી. અવસર૦

૨

આ રે અવસરની હું તો જાઉં રે બલિહારી;
અચળ અનાદિ ઘરનું, મહાસુખ પામી–મારી વેળા વળી છે.
પૂરણવર પામી નાગે નેહ બંધાણો; જ્યાં રે જોઉં ત્યાં પોતે
પૂર્ણાનંદ સ્વામી–મારી વેળા વળી છે.
પ્રીતમની પ્રીતે હું તો થઈ રે પનોતી; પૂર્વેનું સગપણ મેં તો
શોધીને લીધું—મારી વેળા વળી છે.
હવે ના મેલું હરિનો હાથ સાહેલી; દુર્મતિ ટાળી દિલમાં
દર્શન દીધાં—મારી વેળા વળી છે.
હરિવરને જોઈ મારું હૈડું ઠર્યું; વસ્તુ વિચારી વાલમ
વા'લેરા લાગે—મારી વેળા વળી છે.
અસત હેવાતણ મા'રી નજરે ન આવે; મનડું મોહ્યું છે મારું
સતના સોહાગે–મારી વેળા વળી છે.
નિર્મળ થઈ છું હું તો નામ વરીને; ઠીક ઠરી છું ત્યાંથી
સુરતા નવ હાલે—મારી વેળા વળી છે.
મુક્ત મહેલમાં હું તો વાસો વસી છું; ભવનો ભય ભાગ્યો
જમનું જોર નવ ચાલે–મારી વેળા વળી છે.
અવિનાશી વરની હું તો થઈ પટરાણી; શૂન્ય શિખરની સે'જે
મહાસુખ પામી—મારી વેળા વળી છે.
**દયાળદાસે** ગાયો સુરતાનો વિવાહ; અનુભવી હોય તે લેજો
અનુભવથી જાણી—મારી વેળા વળી છે.

## દીન ભગત

૧

સદ્ગુરુની સાન પકડ લોને ભાઈ, સંતો કરી લ્યોને સાચી કમાઈ.
પૂરવનાં પુણ્ય હશે જે જનનાં, તે માનશે વાત અમારી;
ભરમેલા મનનાં હશે જે ભમતાં, તેને સમજ ન આઈ. સંતો૦
નાભિકમળથી હે સુરતાને સાધો, ત્રિકુટી આસન જમાઈ;
ગંગા ને જમુના સરસ્વતી વહે છે, સબ તીરથ છે ત્યાંહી. સંતો૦
ઉન્મુન હોકર ધ્યાન લગાવો, આપુપણું વિસરાઈ;
નૂરત-સુરતકું એક ઘર લાવો, નિર્ગુણ રાહ ચલાઈ. સંતો૦
**દીન** ભગતની વાણી છે સાચી, જીવન્મુક્ત હો જાઈ;
જે નર સમજ્યા તે પાર ઊતરિયા, સત્ય માનો મેરા ભાઈ. સંતો૦

૨

કાંઈ યે નથી, કાંઈ યે નથી, જુઓ જગતમાં કાંઈ યે નથી;
ઠાલા રે આવ્યા ને ઠાલા રે જાવું, શીદને મરો છો મથી મથી? જુઓ૦
દેવ ગયા ને દાનવ ગયા, વળી મહાત્મા ગયા છે મથી મથી;
જોગી ગયા ને જંગમ ગયા, ગયા સંન્યાસી કથી કથી. જુઓ૦
બ્રહ્મા ગયા ને વિષ્ણુ ગયા, શિવજીને કોઈએ જોયા નથી;
પીર ગયા ને પેગંબર ગયા, કાજી-મુલ્લાં કોઈ રહ્યા નથી. જુઓ૦
જગત બધું ચાલ્યું જવાનું, ગયા પછી કોઈ આવ્યું નથી;
માતા ગયાં ને પિતા ગયા ભાઈ, કુટુંબ કોઈનું રહ્યું નથી. જુઓ૦
જૂઠે જૂઠો ખેલ ખલકનો, પાછું વળી કોઈ જોતું નથી;
આંધળે આંધળા દોડ્યા રે જાય છે, મૂળની વાત કોઈ કે'તું નથી. જુઓ૦
આનો બનાવનારો શોધી ના કાઢ્યો, બ્રહ્મા આદિ ગયા કથી;
**દીન** ભગત કે' ગુરુકૃપાના અનુભવ વિના આરો નથી. જુઓ૦

## દેવાનંદ

1

અજ્ઞાની, તારા અંતરમાં દેખ વિચારી!
અંત સમે કોઈ કામ ન આવે, સગાં-કુટુંબ-સુત-નારી રે. અજ્ઞાની૦
જોબન ધનનું જોર જણાવે, ફાટી આંખે ફરતો;
કાળ કરાળ કઠણ શિર વેરી, દિલમાં કેમ નથી ડરતો રે? અજ્ઞાની૦
માલ-ખજાના મંદિર મેલી, મૂઆ ભૂપ મદમાતા;
શ્વાન-શૂકરના દેહ ધરીને, ઘર ઘર ગોથાં ખાતા રે. અજ્ઞાની૦
આજ અમૂલખ અવસર આવ્યો, હરિ ભજવાનું ટાણું;
**દેવાનંદ** કહે દેહ મનુષ્યનો ન મળે ખરચે નાણું રે. અજ્ઞાની૦

2

દુનિયામાં ડાહ્યો ડહાપણમાં દુઃખ પામે;
ભવતારણ ભગવાન વિસારી, ચડિયો હાલે ભામે રે. દુનિયા૦
મનુષ્યદેહ મળ્યો અતિ મોંઘો, ખોટો જાણી ખોયો;
ચોરે-ચૌટે જૂઠું બોલ્યો, નાહક નીર વલોયો રે. દુનિયા૦
હરિ-હરિજનસંગે હેત ન કીધું, પીધું વિખનું પાણી;
સુખ સંસારી પામ્યા સારુ, મૂઆ લગી ઘર તાણી રે. દુનિયા૦
હરખશોકની નદીઓ મોટી, તેમાં જાય તણાણો;
**દેવાનંદ** કહે હરિ ભજ્યો નહિ, ઘણે દુઃખે ઘેરાણો રે. દુનિયા૦

3

પામર તેં પ્રાણી, વિસાર્યા વનમાળી;
મિથ્યા સુખ માયામાં મોહ્યો, મૃગતૃષ્ણાજળ ભાળી રે. પામર૦
આઠ પહોર અંતરમાં બળિયો, ઘણા ઘણાને ધાયો;
રળી, ખપી, ધન ભેળું કીધું, ના ખરચ્યો ના ખાયો રે. પામર૦
નારી આગળ નિર્લજ્જ થઈને, બીતો બીતો બોલે;
હડકલાવે, હસી બોલાવે, કરે તરણાને તોલે રે. પામર૦

સાસુ-સસરો, સગાં-સંબંધી, તેની સેવા કીધી;
**દેવાનંદ** કહે સાધુજનની તેં સેવા ત્યજી દીધી રે. પામર૦

૪

હૈયાના ફૂટ્યા હરિસંગે હેત ન કીધું;
લખ ચોરાશી કેરું લગડું, માથે માગી લીધું રે. હૈયાના૦
પેટને અર્થે પાપ કરતાં, પાછું ફરી નવ જોયું;
ચાર દિવસના જીવતર સારુ, મન માયામાં મોહ્યું રે. હૈયાના૦
જન્મમરણદુ:ખ ગર્ભવાસનું, તે નવ શકિયો ટાળી;
માતપિતા-યુવતી-સુતસંગે, વિસાર્યો વનમાળી રે. હૈયાના૦
આળસ ને અજ્ઞાન અતિશે' કામ બગાડ્યું તારું;
**દેવાનંદ** કહે દેખ વિચારી, માન કહ્યું તું મારું રે. હૈયાના૦

૫

તારા મનમાં જાણે છે મરવું નથી રે,
એવો નિશ્ચય કર્યો નિરધાર; તેમાં ભૂલી ગયો ભગવાનને રે.
ધન, દોલત, નારી ને ઘણા દીકરા રે, ખેતીવાડી, ઘોડી ને ઘરબાર! તેમાં૦
મેડી-મંદિર, ઝરૂખા ને માળિયાં રે, સુખદાયક સોનેરી સેજ! તેમાં૦
ગાદી, તકિયા, ને ગાલમસૂરિયાં રે, અતિ આડ કરે છે એ જ! તેમાં૦
નીચી ખાંધ કરીને નમતો નથી રે, એવું સાધુ સંગાથે અભિમાન! તેમાં૦
મરમાળી મોહનજીની મૂરતિ રે, તેની સાથે ન લાગેલ તાન! તેમાં૦
પાપ અનેક જન્મનાં આવી મળ્યાં રે, તારી મતિ મલિન થઈ મંદ! તેમાં૦
**દેવાનંદ**ના વા'લાને વીસરી ગયો રે, ત્યારે ગળે પડ્યો જમફંદ! તેમાં૦

૬

તારા માથે નગારાં વાગે મોતનાં રે,
નથી એકે ઘડીનો નિરધાર! તોય જાણ્યા નહિ જગદીશને રે.
મોટા મેલીને રાજ મરી ગયા રે, જેને જાતાં ન લાગી વાર! તોય૦
તારું જોબન ગયું જખ મારતું રે, માથે કાળા મટી ગયા કેશ! તોય૦

અંતકાળે લેવાને જમ આવિયા રે, તેનો ભાળી ભયંકર વેશ ! તો ય૦
રોમે કોટિ વીંછીતણી વેદના રે, દુઃખ પામ્યો તું દૈવના ચોર ! તો ય૦
સગાં સ્વાર્થી મળ્યાં સહુ લૂંટવા રે, તેમાં જરી યે ન ચાલે જોર ! તો ય૦
જીભ ટૂંકી પડી ને તૂટી નાડીઓ રે, થયું દેહ તજ્યાનું તત્કાળ ! તો ય૦
**દેવાનંદ** કહે ન જાણ્યા નાથને રે, મળ્યો માણસનો દેહ વિશાળ. તો ય૦

## દેવા ભગત

૧

જુઓને વિચારી રે, નિગમે શું શું કહ્યું ?
આરોપીને કે'વું રે, શેષ તેથી અળગું રહ્યું ! જુઓને૦
પ્રકૃતિ-પુરુષ સંજોગે કરીને આ રે થયો સંસાર,
ઝાંઝવાનું જળ દીસવા માત્ર વસ્તુ ગતે ન લગાર;
એમ તે જાણી રે તત્ત્વ તે સંતે કહ્યું. જુઓને૦
પંચભૂત ત્યાં રંગ ન દીસે, નહિ વરણ કોઈ વેશ,
'નેતિ નેતિ' કે'તાં જે જે ઊગરે શિવ સનાતન પેશ;
આત્મઅનુભવે રે, એ તો આત્મમેં લહ્યું. જુઓને૦
કાળ કરમ માયા નહિ તેમાં નહિ નિકટ નહિ દૂર,
સંતમુખથી સમજી લેવું, ચૈતન્ય બ્રહ્મ ભરપૂર;
અધ્યાત્મ-જ્ઞાને રે, સંશે' સરવે લહ્યું. જુઓને૦
અચળ અભેદ અચિંત અનાદિ રહિત તે સકળ વિકાર,
હું-તું ત્યાં નહિ સંભવે, બ્રહ્મ પરાની પાર;
**દેવા** પદ પ્રીછતાં રે, અજ્ઞાન અંતરનું ગયું. જુઓને૦

૨

પરિબ્રહ્મ જાણે રે, હરિજન તે ખરા રે જી.
જેણે તજ્યા મન અહંકાર,
દેહનો સ્વભાવ રે તેણે પરહર્યો રે જી.
દેખે સઘળે સરજનહાર,
કામ ને ક્રોધ રે મોહ મમતા નહિ રે જી.

લોભ તણો ન લાગે લેશ,
જહાં જહાં જુએ રે ત્યાં દેખે આત્મા રે જી.
ચૈતન બ્રહ્મ રે, સઘળે સરખો વસે રે જી.
સકળ વિષે દૃષ્ટિ સમાન,
આતમરામને નિત્યે લાગી રહે રે જી.
બાહેર–ભીતર હરિ પરમાનંદ,
દ્વૈત–દૃષ્ટિ રે વ્યાપે નહિ તેહને રે જી.
વૃત્તિ તો આતમ વિષે અડોલ,
વાયુ વિના રહેશે જેમ દીપની રે જી.
એવાં અંતર છે જેને તાલ,
મુક્તસ્વરૂપે રે તેહને માનવા રે જી.
છતી દેહ વિદેહી જાણ,
**દેવા** સાહેબ રે તેહને સેવતાં રે જી.
નિશ્ચે' પાવે પદ નિર્વાણ. પરિબ્રહ્મ૦

૩

બ્રહ્મવેત્તા બ્રહ્મ જાણે સંતો, બ્રહ્મવેત્તા બ્રહ્મ જાણે;
દેહદર્શી જે તનઅભિમાની સો કૈસે પહચાને. સંતો૦
જૈસે સર્પ ડસત હૈ જીનકો સો કહે લીંબરસ મીઠા રે;
તનઅહંકાર લગ્યો હૈ જાકો, તીન આતમ હિ ન દીઠા. સંતો૦
જૈસે કમળારોગ હૈ જિનકો, ઉજ્જવળ મેલા ભાસે રે;
ક્ષીરભોજન તાકો વિષ લાગે, જાકું જ્વર હિ પ્રકાશે. સંતો૦
ફીરી ખાત સો ફરતા દેખે, ભવ તરુવર ડોલે;
ઐસે જીવ અજ્ઞાને ભૂલ્યા, આપોપા નહીં તોલે. સંતો૦
જ્યું અંગુલિ દેત હૈ આંખમેં ચંદા જુગલ હિ દેખે;
મતવાદી ઉલટ હિ જૈસે આતમસૂર ન પેખે. સંતો૦
સદાસદોદિત બ્રહ્મ એ સચ્ચિદાનંદ સોઈ સંત ઉચ્ચારે;
પક્ષાપક્ષ યહી ભેદ માયાકૃત સુપને નાહિ નિવારે. સંતો૦

ચિત્ત નિરમલ શીલ **સમદરશી** ઐસા વીરલા કોઈ;
**દેવા** જિન હી આતમ ચીન્યો, બ્રહ્મવેત્તા હૈ સોઈ. સંતો૦

૪

ભેદુ મળે તો વાતો કીજીએ, બીજા મરમ શું જાણે?
અણસમજુને શું કહીએ? પક્ષ પોતાનો તાણે! ભેદુ૦
ભેદુ મળે તો ભેદ કાંઈ નથી, એકરસ થઈને રહીએ;
આનંદ ઊપજે અતિ ઘણો, એ સુખ કોને જઈ કહીએ? ભેદુ૦
હીરાનો પારખ હીરો લિયે, મૂલ મોંઘેરો ખરચી;
બીજા તેને શું જાણે? લિયે પોતાના સરચી. ભેદુ૦
મુક્તાફળની રે ગાંઠડી, ઉઘાડી નવ રહીએ;
બદરીફળના ઘરાકને એમ કેમ જ દઈએ? ભેદુ૦
વિખે રસ વલ્લભ જેહને, તેને અમૃત કેમ દઈએ?
કહે **દેવો** એવું સમજીને પ્રભુશરણે જઈ રહીએ. ભેદુ૦

૫

વાણીમાં ન આવે રે, અક્ષરાતીત હરિ,
કલ્પીને કહેવું રે, વાણીમાં ન આવે પરી;
પરાત્પર પરમાત્મા કહીએ, જ્યાં ન શબ્દ–ઉચ્ચાર,
તે હરિને જાણજો રે, જે છે બોલણહાર. વાણીમાં૦
મને કલ્પીને મત કીધા છે નાના વેશ વહેવાર,
જેનાં ચરિત્ર ભિન્ન ભિન્ન જોતાં કહે ન આવે પાર;
બહાર દૃષ્ટિ મૂકી રે, જુઓને પાછા ફરી. વાણીમાં૦
ચૌદે લોક વિસ્તાર તે મનનો જીવ–શિવના ભેદ,
મનાતીત તે મનમાં ન આવે એમ કહે છે વેદ;
એ પદ પામી રે, અહંતા જેની ટળી. વાણીમાં૦
બ્રહ્મદર્શી સદ્‌ગુરુને સેવે, તેને મળે એ ભેદ,
અકળ અખંડ અદ્વૈત અજાયા રહિત સકળ અહમેવ;
નામ નિરંજન રે, **દેવા** રહ્યું છે ભરી. વાણીમાં૦

૬

સો હિ વીરલા જન જાણિયે રે, ભાઈ બ્રહ્મદર્શી હોય સંતજી;
નિષ્કામી નિર્મળ મતિ જાકી, નિરાશી વિચરંત. સો હિ૦
આશાતૃણ જેણે બાળિયાં રે, ભાઈ બ્રહ્મઅગ્નિકે માંહી;
તૃષ્ણા તિલભર રહી નહિ જાકો, સો જગ આવત નાહિ. સો હિ૦
વિધિનિષેધ નહિ હૈ રે જાકો, ભાઈ નહિ નિગમમરજાદ;
અહંપદ ઊઠી ગયો રે જાકો, કોણ કરે સંવાદ? સો હિ૦
દેખન માત્ર દેહ હૈ જાકો, જૈસો દગ્ધ પટ હોઈ;
**દેવા** સો હિ જન જાણિયે રે, ભાઈ જીવન્મુક્તા હોય. સો હિ૦

## દેવાયત પંડિત

૧

ગુરુજીનો પાર ના પાયો રે, પાર ના પાયો!
બ્રહ્માંડના માલિક તારો, જી હો રે જી!
ગૌરીના પુત્ર ગણેશ દેવને સમરું; જી હો રે જી!
અને સમરું શારદા માઈ રે; વારી વારી ગુરુ જી!
અલખધણીને ઓળખો જી હો રે જી! ગુરુજીનો૦
આ જમીન-આસમાન, મૂળ વિના માંડ્યું જી રે હો જી!
અને થંભ વિના આભ ઠેરાયાં રે; વારી વારી ગુરુ જી!
અલખધણીને ઓળખો જી હો રે જી! ગુરુજીનો૦
આ શૂન્ય શિખર પર અલખનો અખાડો જી હો રે જી!
જ્યાં વરસે નૂર સવાયો રે; વારી વારી ગુરુ જી!
અલખધણીને ઓળખો જી હો રે જી! ગુરુજીનો૦
આ ગગન-મંડળમાં એક બાળકો ખેલે! જી હો રે જી!
એ બાળક રૂપે સવાયો રે; વારી વારી ગુરુ જી!
અલખધણીને ઓળખો જી હો રે જી! ગુરુજીનો૦

આ ગગન–મંડળમાં એક ગૌઆં વિયાણી જી હો રે જી!
જેનાં દૂધ ધરણીમાં જમાયાં રે; વારી વારી ગુરુ જી!
અલખધણીને ઓળખો જી હો રે જી! ગુરુજીનો૦
સૌ સંતે મળીને વલોણાં વલોવ્યાં જી હો રે જી!
પણ માખણ કોઈ સંત જ વીરલે પાયાં રે; વારી વારી ગુરુ જી!
અલખધણીને ઓળખો જી હો રે જી! ગુરુજીનો૦
શ્રી સૂબાજીનો ચેલો **દેવાયત પંડિત** બોલ્યા જી હો રે જી!
મારા ગુરુજીએ બેડલો આ તાર્યો રે; વારી વારી ગુરુ જી!
અલખધણીને ઓળખો જી હો રે જી! ગુરુજીનો૦

૨

દેવાયત પંડિત દા'ડો દાખવે: સુણ, દેવળદે નાર!
આપણા ગુરુએ સત્ય ભાખિયું, જૂઠું નહિ તે લગાર;
લખ્યા ને ભાખ્યા સોઈ દિન આવશે!
પહેલા પહેલા પવન ફરુકશે, નદિયે ખળકાશે નીર;
ઉત્તર દિશાથી સાહ્યબો આવશે, મુખે હનુમો વીર! દેવાયત૦
પોરો આવ્યો ખરો પાપનો, ધરતી માગે છે ભોગ;
કેટલાક ખડગે સંહારાશે, કેટલાક મરશે રોગ! દેવાયત૦
કાંકરિયે તંબૂ તણાશે, સો સો ગાઉની સીમ;
રૂડી દીસે રળિયામણી–આવશે અર્જુન ને ભીમ! દેવાયત૦
ધરતી ઉપર હેમર હાલશે, સોના નગર મોઝાર;
લક્ષ્મી લૂંટાશે લોકોતણી, તેની બૂમ કે નહિ વાર! દેવાયત૦
સરસ્વતી ને સાબરમતી વચમાં થાશે સંગ્રામ;
કાયમ કાલિંગાને મારશે, ધરશે નકલંક નામ! દેવાયત૦
પાનાં–પુસ્તક–ખોટાં થઈ જશે, ખોટાં કાજીનાં કુરાન;
અસલ–જાદી ચૂડો પહેરશે, એ આગમનાં એંધાણ! દેવાયત૦
ઉત્તર દિશાથી સાહ્યબો આવશે! જાગો જુગના વીર;
કળજુગ ઉથાપી સતજુગ થાપશે, બોલ્યા **દેવાયત** પીર! દેવાયત૦

## ધના ભગત

**૧**

હે કોઈ અલખ આરાધો, હે બોલે બાવનની બહાર;
નિગમ નેતિ કહે છે વાણીની પાર રે. હે કોઈ૦
અજાનાં ટોળામાંહે જેમ સિંહ રે બંધાય;
રાજકુંવર તો રાંકાંમાં રોળાય રે. હે કોઈ૦
પંચ ને ધાતુ હે જેમ પારસ પરસાય;
લોઢું મટીને એનું કંચન થાય રે. હે કોઈ૦
સરિતા ને સિંધુ હે જેમ સાગરમાં જાય;
લવણની પૂતળી ઉદકમાં ગળી જાય રે. હે કોઈ૦
પાંચ, સાત, નવ, દશ હે ચોવીસ ને જાણ;
પચીસમો મેલીને છવીસમાને ભાળ રે. હે કોઈ૦
અનલ જનાવર હે ઇંડાં મૂકીને જાય;
વણ રે સેવ્યાં સેવાઈ આપે ઓળખાય રે. હે કોઈ૦
ચટકેલ કીડો હે જેમ ભમરી રે થાય;
પૂરા મળે ત્યારે પ્રભુ ઓળખાય રે. હે કોઈ૦
હરિ ગુરુ સંતની હે જેને કિરપાયું થાય;
દાસ **ધનો** કે': હીરે હીરો વિંધાય રે. હે કોઈ૦

**૨**

રામબાણ વાગ્યાં હોય તે જાણે! પ્રભુનાં બાણ વાગ્યાં હોય તે જાણે;
બોલ્યા મૂરખ મનમાં શું આણે? રામ૦
ધ્રુવને લાગ્યાં, પ્રહ્‌લાદને લાગ્યાં, તે ઠરીને બેઠા રે ઠેકાણે;
ગર્ભવાસમાં શુકદેવજીને લાગ્યાં, એ તો વેદ–વચન પ્રમાણે. રામ૦
મોરધ્વજ રાજાનું મન હરી લેવા હરિ આવ્યા જે ટાણે;
લઈ કરવત મસ્તક પર મેલ્યું, પત્ની–પુત્ર બેઉ તાણે. રામ૦

મીરાંબાઈ ઉપર ક્રોધ કરીને, રાણોજી ખડ્ગ જ તાણે;
વિષના પ્યાલા ગિરધરલાલે આરોગ્યા એ તો અમૃતને ઠેકાણે. રામ૦
નરસિંહ મહેતાની હૂંડી સ્વીકારી, ખેપ ભરી ખરે ટાણે;
આગળ સંત અનેક ઓધાર્યા, એવું **ધનો** ભગત ઉર આણે. રામ૦

## ધરમગિર

૧

એની ઉપમા કહી નવ જાય, સુરતા રે ચાલ્યાં સાસરે. ટેક
દયાળદાસે સુરતીનો વિવા' કર્યો, તેનું સાવરિયું કહું સાર. સુરતા૦
મન પિતા સુરતાને રે વીનવે, જાઉં સાવરિયે પહેરી શણગાર. સુરતા૦
સત્–ચિદાનંદ શણગાર પહેરિયા, ક્ષણ એક ના લાગી વાર. સુરતા૦
મંછા માડીને રે ચરણે નમ્યાં, મન પિતાને કર્યો રે જુહાર. સુરતા૦
વળાવા વિવેક-વિચાર કાકા આવિયા,સુબુદ્ધિ-શાંતિ કાકીનો ઉપકાર. સુરતા૦
વિશ્વાસ વીરોજી સાથે રે આવિયા, ભાભી ભક્તિ વંદે નરનાર. સુરતા૦
ભાવ મામો તે પણ આવિયા, પ્રીતિ મામી સાથે રે અપાર. સુરતા૦
રહેણી રથમાંહી પ્રેમની ગાદીઓ, સુરતા બેઠાં છોડી લોકાચાર. સુરતા૦
પિતા કે' પુત્રી કલ્યાણ કહાવજો, સેવજો સ્વામી રહિત વિકાર. સુરતા૦
સદ્‌ગુરુજી તો આણે રે આવિયા, શબ્દ સારથી હાંકે રથ નિરધાર. સુરતા૦
સતસંગ સાસરિયામાં ઊતર્યાં, મળ્યાં નામ સ્વામી ને સુરતા નાર. સુરતા૦
મળ્યાં અરધ ઉરધના રે ઘાટમાં, ખેલ્યાં અરસ–પરસ પરાપાર. સુરતા૦
સાવરિયે સમાતી રે સૂધ થઈ, ઢીંગલિયે રમે નહિ લગાર. સુરતા૦
કહે **ધરમગિર** સદ્‌ગુરુ સાનમાં, નિરાલંબ પદ બાવન બહાર. સુરતા૦

૨

મળિયા પ્રેમ સનેહી નંદલાલ, અગમ બાંધી પ્રીતડી! ટેક
જી રે સાધુ તે સંતના સંગમાં, વસ્તુ સદ્‌ગુરુના હાથેથી જડી રે.
—અગમ૦

જી રે ઘાટ ઉઘાટના ઘાટમાં, ત્યાં તો પ્રેમરૂપી ટંકશાળો પડી રે.
—અગમ૦

જી રે ગગન-મંડળના રે ભૂરમાં, ત્યાં તો અલખ પુરુષની મઢી રે.
—અગમ૦

જી રે દાસ ધરમની વિનતિ, સુરતા સદ્ગુરુના ચરણોમાં ઢળી રે.
—અગમ૦

# ધીરો

## ૧ : કાફી

અનુભવી આવો રે, જ્ઞાન ગતિ ધરનારા;
ભેદ બતાવો રે, બ્રહ્મ માંહે ભળનારા. અનુભવી૦
કહો પવનનું મૂળ, અમને, ક્યાં રહે છે જીવ,
ઠીક કરી ઠેકાણું બતાવો, શા રૂપે છે શિવ?
અખંડ જ્યોતિ ઝળકે રે, બ્રહ્મભેદ છે ન્યારા. અનુભવી૦
પ્રગટ પિંડ પડયો પૃથ્વી પર, જીવ શિવ જોતાં ક્યાં જાય?
નાદ બુંદ મન પવન સુદ્ધાં, સરવે કહીં સમાય;
રીત બતાવો રે, અગમ વાત વદનારા. અનુભવી૦
અનુભવી આવો, ભેદ બતાવો-વિશ્વંભરવિસ્તાર,
લાંબો, પહેલો ને પચરંગી, કેવો છે કિરતાર?
ધણી તો ધીરાનો રે, સ્વામી સરજનહાર. અનુભવી૦

## ૨

આત્મતત્ત્વ શોધો રે, જ્ઞાનીજન ગોતો ઘટમાં!
બોલે તે નહિ બીજો રે, ઓળખી લેજો અંતરમાં. આત્મ૦
વિશ્વંભર દરિયો સભર ભરિયો, માંહી રવિ-શશિ તેજની જ્યોતિ;
શૂરા-પૂરા એ જળમાં ઝંપલાવે, કોઈ મરજીવા લાવે મોતી!
કોઈ પહેરે પનોતી રે અખંડ ચૂડલો કરમાં. આત્મ૦

કાગડા, બગલા, કાંઠે રહેવે, વસ્તુ હાથ ન આવે આરે;
માન સરોવરમાંહી મુક્તાફળ કોઈ હંસ ચરે તેને ચારે!
ક્ષીર ને નીર ભેળાં રે જૂજવાં કરી પિયે પળમાં. આત્મ૦
સદ્‌ગુરુ–સંગતમાં જે જન સમજે, તેનું નિશ્ચે' થાશે કાજ;
દર્પણમાં તન દીસે પોતાનું, એમ માંહેથી મહારાજ!
પોતાને પોતે પરખે રે, જે ભર્યો સભરાભરમાં. આત્મ૦
હરિ–ગુરુ–સંત સ્થિર રૂપ તે, જંત્ર વાજિંત્ર બજાવે;
શબ્દ ઘટાવી લક્ષમાં ડોલે, હરિનાદે નામ ચિત્ત આવે!
**ધીરા** સુખસાગર રે નીરખો નિજ અંતરમાં. આત્મ૦

૩

કઠણ ચોટ છે કાળની રે, મરણ મોટેરો માર!
કંઈક રાણા ને કંઈક રાજિયા,
હાં રે મેલી ચાલ્યા સંસાર; હેને હરિરસ પીજિયે.
સંસાર ધુમાડાના બાચકા રે, સાથે આવે ન કાંઈ;
રંગ–પતંગનો ઊડી જશે, હાં રે જેમ આકડાનું તૂર રે. હેતે૦
કે'નાં છોરુ ને કે'નાં વાછરુ રે, કે'નાં માય ને બાપ?
અંતકાળે જાવું એકલું, હાં રે સાથે પુણ્ય ને પાપ. હેતે૦
માળી વીણે રૂડાં ફૂલડાં રે, કળિયો કરે છે વિચાર;
આજનો દિન રળિયામણો, હાં રે કાલે આપણો જ વાર. હેતે૦
જાયા તે તો સર્વે જશે રે, નથી કાયા રહેનાર!
મરનારાંને શું રુવો? હાં રે નથી રોનારાં રહેનાર! હેતે૦
દાસ **ધીરો** રમે રંગમાં રે, રમે દિવસ ને રાત;
હું ને મારું મિથ્યા કરી, હાં રે રમો નિજ પ્રભુની સાથ! હેતે૦

૪

આત્મા શોધ્યા વિના રે, જે જન સાધન સાધે;
સાચે પ્રભુના રે જૂઠ યશ કેમ જગ વાધે? આત્મા૦

રવિ રવિ રટત રજની મટે નહિ, એમ તિમિર નવ જાય,
આત્મા અર્ક ઊગ્યો રે અંતરમાં, ત્યારે અજવાળું થાય;
ભોજન ભોજન ભાખે રે, ભાંગે ન ભૂખ વિના ખાધે. આત્મા૦
મીઠા મેવા વખાણે મુખથી, તેનો સ્વાદ ન આવે લગાર,
જળ જળ ઝંખે તૃષા નવ છીપે, પોકારે વાર હજાર;
અંધારે વસ્તુ શોધે રે, અજવાળા વિના ક્યાંથી લાધે? આત્મા૦
પોતાના પિંડની ખબર નવ જાણે, વાતો શીખી વાતે બાઝે,
વ્યોમ ઉપરની અગ્છી બનાવે, ભીતરની નવી કેમ રાજે?
હૃદયનો ભેદ નવ જાણે રે, બેહદ માટે જઈ બાધે! આત્મા૦
શીલ-સંતોષ ને ક્ષમા ગરીબી, ગુણ જ્ઞાન નિજ નામ,
એ કામ, ક્રોધ, લોભ, મોહ તજે, ત્યારે વીસ વસા થાય કામ;
**ધીરા** મરજીવા રે તું હિ આધારે. આત્મા૦

૫

કરતાનો પંથ કરડો રે, ઊલટી અટપટી આંટી;
શિર સાટે સોદો રે, ઔઘટ ઘાટ ઘાડી ઘાંટી. કરતાનો૦
હાંસી ખેલનાં કામ ન હોયે, હિંમતવાળા શૂરાનો સંગ્રામ,
સૂરત-નૂરત સત્ય ગતિવાળા જ્ઞાની, નથી કાયરનું કામ;
અગમ પાંખે ઊડે રે, અલક્ષમાં લક્ષ ચોંટી. કરતાનો૦
દેખાદેખી જોગ આરાધે, તનથી ન મળે તાન,
કઠણ દૂધ જે સિંહણકેરું, પીએ સિંહણનાં બાળ;
બીજા પીવા ઇચ્છે રે, મિથ્યા એ તો વાત ખોટી! કરતાનો૦
કાચના મંદિરમાં શ્વાન જ પેઠું, દેખ્યો પોતાનો દીદાર,
પ્રતિબિંબ દેખી કરી ગર્જના, ભસ્યાં શ્વાન હજાર;
આભાસે અકળાયો રે, મૂઓ શિર ફૂટી ફૂટી! કરતાનો૦
મન-બુદ્ધિ-વાણીમાં ન આવે, ગુરુગમે જડે એવું જ્ઞાન;
અજર અમર અખંડ અવિનાશી તે કરતાનો ઠામ!
**ધીરા** સુખ-સિંધુ રે, રહ્યા છે ઘટઘટમાં ગોઠી. કરતાનો૦

૬

ગરડ ગઢ ગયા પોત્યાનાં પરમાણું કોઈએ મોકલ્યાં નહિ;
કો'ને ખબર નથી: ક્યાંથી આવ્યા, હમણાં ક્યાં રહેશો જઈ? ગરડ૦
કંઈક ચાલ્યા મહીપતિ મહામતિ, શૂરાપૂરા કંઈ સાધ્ય સતિ;
કોટિ ઉપાયે રહેવાય નહિ કોની વતી. ગરડ૦
માથે મરણનો માર મોટો છે. જોરાવર જમની ચોટો છે;
ખરું જાણો છો પણ એસ ખોટો છે. ગરડ૦
કંઈ ત્યાગી ને વૈરાગી છે, સંન્યાસી સ્વામી મૂઆ ભીખ માગી;
તૃષ્ણા ત્રિલોકમાં કોઈની નવ ભાંગી. ગરડ૦
કંઈક ગયા ને કંઈક વહી જાશે, કંઈક ગુણવંતા ગોથાં ખાશે;
હવે શું થયું ને શું થાશે? ગરડ૦
એક લાખ એંશી હજાર પીર મળ્યા, નવ લાખ ચોરાશી સિદ્ધ વળ્યા;
અઠ્યાશી સહસ્ર ઋષિ ધરણી ધર્યાં. ગરડ૦
જીવની જાત કોઈ નવ જાણે, આપ આપણે અનુમાને માણે;
મરતાં સુધી તરીલાં તાણે. ગરડ૦
આદિ-અંતકાળ મૂળ કોઈ લહેતું નથી, જેણે છાયા ધરી તે રહેતું નથી;
કહે ધીરો સાચું કોઈ કહેતું નથી. ગરડ૦

૭

ગુરુ મળ્યા ગરવા રે, ગોવિંદ-પદ દેખાડયું;
ના ગોવિંદરૂપ બીજે રે, આ પિંડમાંહી પેખાડયું. ગુરુ૦
નિગમ-આગમમાં એ જ પ્રભુ છે, સચરાચર એ દેવ!
હર-હરિ-બ્રહ્મા એ જ ભણાવે, જન કરે જેની સેવ!
તેની ઝાંખી કરવી રે, લક્ષણ એ લેખાડયું. ગુરુ૦
મોટાં મંદિરમાં બેઠા, તે રહ્યા મારા પિંડમાંહ્ય,
કનક-રત્નજડિત સિંહાસન, છત્રની થાતી છાંય;
માંહી તે દેખાડ્યા રે, અન્ય ઉવેખાડયું. ગુરુ૦

કાશી, ગયા ને ગોદાવરી, જગન્નાથજી ડાકોર,
ગુરુએ કહ્યું: 'તારા અંતરમાં સહુ' ત્રિભુવનનો ઠાકોર;
સોર તજ બીજો રે, પૂર્ણ રૂપ પેખાડયું! ગુરુ૦
જે જે બ્રહ્માંડમાંહી ભર્યું છે, તે તે તારા પિંડમાંહી,
એવું કે'તાંમાં અવનવું ભાસ્યું, ત્યારે ભેટચો જઈ ત્યાંહી;
કર્યો **ધીરો** હીરો રે, દીદાર સહુ દેખાડયું! ગુરુ૦

૮

જેને રામ રાખે રે, તેને કોણ મારી શકે?
અવર નહિ દેખું રે, બીજો કોઈ પ્રભુ પેખે. જેને૦
ચાહે અમીર ભીખ મંગાવે, અને રંક કરે તે રાય,
સ્થળને સ્થાનકે જળ ચલાવે, જળસ્થાનક સ્થળ થાય;
તરણાનો તો મેરુ રે, મેરુનો તૃણ કરી દાખવે. જેને૦
નીંભાડામાંથી બળતાં રાખ્યાં, માંજારીનાં બાળ,
ટિટોડીનાં ઈંડાં ઉગાર્યાં, એવો છે રાજરખવાળ;
અંતવેળા આવો રે, પ્રભુ! તમે તેની કને. જેને૦
બાણ તાણીને ઊભો પારધી, સિચાણો કરે રે તકાવ,
પારધીને પગે સર્પ ડસ્યો, સિચાણો શિર નહિ ઘાવ;
બાજ પડચો હેઠો રે, પંખી ઊડી ગયાં સુખે. જેને૦
ગજ–કાતરણી લઈને બેઠા, હરજી દિનદયાળ,
વધેઘટે તેને તો કરે બરાબર, સૌની લે સંભાળ;
**ધણી** તો **ધીરા**નો રે, હરિ તો મારો હીંડે હકે. જેને૦

૯

તરણા–ઓથે ડુંગર રે, ડુંગર કોઈ દેખે નહીં;
અજા–જૂથ માંહી રે, સમરથ ગાજે સહી. તરણા૦
સિંહ અજામાં કરે ગર્જના, કસ્તૂરી–મૃગ રાજન,
તલને ઓથે જેમ તેલ રહ્યું છે, કાષ્ટમાં હુતાશન;
દધિ–ઓથે ઘૃત જ રે, વસ્તુ એમ છૂપી રહી! તરણા૦

કોને કહું ને કોણ સાંભળશે, અગમ ખેલ અપાર ?
અગમકેરી ગમ નહીં રે, વાણી ન પહોંચે વિસ્તાર;
એક દેશ એવો રે, બુદ્ધિ થાકી રહે તહીં. તરણા૦
મન પવનની ગતિ ન પહોંચે, અવિનાશી રે અખંડ,
રહ્યો સચરાચર ભર્યો બ્રહ્મ પૂરણ, જેણે રચ્યાં બ્રહ્માંડ;
ઠામ નહિ ઠાલો રે, એક અણુ માત્ર કહીં. તરણા૦
સદ્‌ગુરુજીએ કૃપા કરી ત્યારે આપ થયા રે પ્રકાશ,
શાં શાં દોડી સાધન સાધે પોતે પોતાની પાસ !
દાસ ધીરો કહે છે રે, જ્યાં જોઉં ત્યાં તું હિ તું હિ. તરણા૦

૧૦

દુનિયા તો દીવાની રે, બ્રહ્માંડ પાખંડ પૂજે;
કરતા વસે પાસે રે, મૂરખને તે નવ સૂઝે ! દુનિયા૦
જીવ નહિ તેને શિવ કહી માને, પૂજે કાષ્ટ પાષાણ;
ચૈતન્ય પુરુષને અળગો રે મૂકે, એવી અંધી જગ અજાણ !
અર્કને અજવાળે રે પારસમણિ નવ સૂઝે ! દુનિયા૦
પથ્થરનું નાવ નીરમાં મૂકે, સો વાર પટકે શીશ;
કોટિ ઉપાયે તરે નહિ, તે તો બૂડે વસા વીશ;
વેળુમાં તેલ ક્યાંથી રે ? ધાતુની ધેનુ કેમ દૂઝે ? દુનિયા૦
અંતર મેલ ભર્યો અતિ પૂરણ, અને નિર્મળ જળમાં ન્હાય !
સર્પ ડશી ને દરમાં પેઠા પછે રાફડો રુંધે શું થાય ?
ઘાયલની ગત ઘાયલ રે જાણે એમ જ્ઞાની હૃદે ! દુનિયા૦
દૂર નથી નાથ છે ઘણા નજીક, પ્રગટ પિંડમાં પેખ !
દિલ સુધારી દીદાર તારો આપે હૃદયમાં દેખ !
ધણી તો ધીરાનો રે જગતમાં જાહેર ઝૂઝે ! દુનિયા૦

૧૧

પંચરંગી બંગલો રે, શોભા તેની સરસ બની !
એમાં તો બિરાજે રે, આપે વહાલો અલખધણી. પંચરંગી૦

એ બંગલાને દસ દરવાજા, દસે દરવાજે નિશાન!
શિવ–બ્રહ્મા એની ઓળંગ કરે છે, ગુરુથી મળ્યું એ જ્ઞાન!
ભક્ત તો કહેવાણો રે, મોટા મોટા ગ્રંથ ભણી! પંચરંગી૦
માળાતિલકનાં પાખંડ કરે, પણ આત્મા ચિંત્યા વિના ફોક!
જેણે ત્રિવિધના તાપ શમ્યા નહિ, ભૂલમાં ભમે ભોળા લોક;
ભૂલ જ્યારે ભાંગે રે, સિદ્ધિ તો થાયે આપતણી! પંચરંગી૦
સામા દેવ દેવળમાં બેઠા, મળે જો સંત સુજાણ!
જીવ મટીને શિવ થઈ પામે, એ પદ તો નિર્વાણ;
જુઓને તપાસી રે, આ ઘટમાં તો રચના ઘણી. પંચરંગી૦
મનકું મૂંડ્યા! તનકું ન મૂંડ્યા, તિન હિ પાયા એ ભેદ!
દાસ **ધીરો** કહે નજરે દીઠા, અલખ નિરંજન એક!
કોણ કરે પાખંડ રે? મને તો જડ્યો અમૂલ્ય મણિ! પંચરંગી૦

૧૨

બ્રહ્માનંદ ભાસ્યો રે, આત્મા અનુભવ પોતે;
સોઽહં સાધે સાધન રે, પ્રગટે પોતામાંથી પોતે. બ્રહ્માનંદ૦
એકવીસ હજાર છસો અજંપા, જપે બ્રહ્મા, વિષ્ણુ, શિવ દેવ,
ચૌદ બ્રહ્માંડ જે છે ચેતનમય, તેની સિદ્ધ સાધક કરે સેવ!
સુરી નર સાધે રે, જેને જ્ઞાની–મુનિ ગોતે. બ્રહ્માનંદ૦
રવિના તેજ વડે રવિરૂપ ભાસ્યું, મણિને તેજે મણિજ્યોત;
આત્માને તેજે આત્મા ઓળખાયો, ઊગ્યો અંતર અર્ક ઉદ્યોત;
થયું અજવાળું રે, વસ્તુ મળી મનમાં તે. બ્રહ્માનંદ૦
પંદરમી ભૂમિમાં રમે પૂરણ બ્રહ્મ, ખેલે અખંડ નિશદિન;
શૂન્ય શિખરગઢ અનહદ ગગડે, ઉનમુનિ મન મગન;
પાળ બાંધી પોતે રે, પ્રીત બાંધી ચિત્ત પૂરે. બ્રહ્માનંદ૦
આળપંપાળે મૂઆ મથી–મથી, ઊલટ–પૂલટ ચોંટ્યું ચિત્ત;
જે જેમ હતું તે તેમ થયું, એમ મળ્યા અનંત અદ્વૈત!
'**ધીરા**' મરજીવા રે, અણુછતા રમે અણુ ઓથે. બ્રહ્માનંદ૦

૧૩

ભરપૂર ભાસે રે, બ્રહ્મજ્ઞાની કેમ ભટકે?
અનુભવ અજવાળું રે, આતમદૃષ્ટિ કેમ અટકે? ભરપૂર૦

સ્થાવર જંગમ સચરાચર, પશુ પંખી જંતુ જીવ,
પોતે કરતા પોતે હરતા, સબ ઘટ દેખ્યા શિવ;
ભ્રમણા ભાંગી રે, અલખ લેહ લાગી લટકે. ભરપૂર૦

મા મેડકીએ મણિધર માર્યો, સમુદ્ર પી ગયો મીન,
અજાએ આભને ઉદરમાં રાખ્યું, એમ ધણી પ્રજાને આધીન;
ખગે બાજ ઝડપ્યો રે, શ્વાનભયથી સિંહ સટકે. ભરપૂર૦

નાવડી ઉપર નીર ચડી ચાલ્યું, જેમ ચરુ પર ચડિયો ચૂલ,
અસ્વાર ઉપર તોરંગ ચડિયો, એ તો ભારે ભૂલવણીની ભૂલ;
કામ ને ક્રોધ કીધો રે, જોદ્ધાને ઝાલી પટકે. ભરપૂર૦

ધણીના ધાર્યા વિના વસ્તુ ઘડાણી, જેમ કાદવે ઘડયો કુંભાર,
કીડી કુંજરને નૃત્ય કરાવે, એમ સોનાએ ઘડયો સોનાર;
ચિત્ત ચોંટી **ધીરા** રે ચડયો, તે રંગ કેમ ફટકે? ભરપૂર૦

૧૪

માયાનો મર્મ મોટો રે, મોટા જન માયા વરે;
સમર્થ સંત શૂરા રે, પલકમાં પાર પડે. માયાનો૦

હેત, પ્રીત, મતિ માયા કહિયે, ચાતુરી વિવેક વિચાર;
લાલન, પાલન, બોલ ન માયા, માયા હરિનો દીદાર;
શક્તિ તે માયાની રે મન રાખે એક ઘડે. માયાનો૦

માન, ધ્યાન, હરિ સમરણ, શક્તિ માયા તણી પરમાણુ;
કુરાન, પુરાણ, વેદ–ભેદ ભારે, માયા મૂળ મંડાણુ;
આદ્ય દેવી શક્તિ રે, ગુણવંતી ઘાટ ઘડે. માયાનો૦

બ્રહ્મા-માયા શંકર-માયા, માયા વિષ્ણુરૂપ;
સર્વે માયાના ઉદરમાં, માયાનું અકલ સ્વરૂપ!
જંતુ-જીવ જનમી રે અજાણ્યાં ભવમાં આથડે. માયાનો૦
મૂરખ કહે મેં માયા મૂકી, ત્યાગ કર્યો સંસાર;
કાયા ત્યાં સુધી માયા રહેશે, સંગે સરજનહાર!
કાયા વડે **ધીરો** રે, એમ માયા વડે વસ્તુ જડે! માયાનો૦

૧૫

મુનિવર મોહ્યા રે, મહા મસ્તાની માયા;
લોભાવીને લીધા રે, કંઇક નર ડાહ્યા ડાહ્યા. મુનિવર૦
અંતર ભેદી એવા પંડિત પુરાણી, એમ છોલી કીધા ચકચૂર,
માયાતણી મોહજાળમાં, એમ ફરે છે ઘેલાતૂર;
વિવેકના સાગર રે, ગયા વિખિયામાં વિંટાઇ. મુનિવર૦
પારાશર-પુંડરિક એવા ડાહ્યા, મુનિ નારદ વશ કીધા,
ચાંદા-સૂરજ લલચાઇ ગયા, એમાં લક્ષણવંતા લૂંટી લીધા;
એકલશૃંગી સરખા રે, ગયા વનમાં લલચાઈ. મુનિવર૦
જોગી-સંન્યાસી સેવડા, એમ જતિ ન જાણે મ્લેચ્છ,
એટલા દળમાં લલચાઈ ગયા, ભલાં ભલાંના લૂંટી લીધા ભેખ;
સરભંગીના સરખા રે, ગયા મનડામાં લલચાઈ. મુનિવર૦
સઘળાં તારા ખપ્પરમાં, એમ જાણે સઘળા લોક,
બ્રહ્મા-વિષ્ણુ નમાવિયા, તારું ડહાપણુ જાણે કોક;
દાસ **ધીરો** કહે છે રે, કાયા ત્યાં સુધી માયા. મુનિવર૦

૧૬

સુણ શિષ્ય શાણા રે, ભાંગું તારી ભ્રમણુમતિ;
બુદ્ધિ અનુસારે રે, ગાજીને કહું જેવી ગતિ. સુણ૦
જેમ કેરીથી આંબો થયો! ને આંબાથી થઈ કેરી!
મેરીએ તો મર્દ જ ઘડિયો, મર્દે ઘડી બાઈ મેરી;
ના લહરી જળ જુદાં રે, એકમેક વની-વની. સુણ૦

નભચરકેરી ગતિ ન થાયે વિના બન્ને પાંખ!
ત્રય લોક કેમ દરસે સંતને, જો હોય ન જ્ઞાનની આંખ?
પક્ષ એક ખોટો રે, જૂઠું નહિ રતી-રતી. સુણ૦
જ્ઞાન-કર્મ વડે મોક્ષોપાસન, નહિ એકે નિરધાર!
કર્મ મૂકી એક જ્ઞાન ગ્રહે, તેણે ઉતરાય નહિ ભવપાર!
વારંવાર કહીએ રે અમે સત્ય મથી-મથી. સુણ૦
જેમ જલનિધિ જલધરરૂપે, જલધરરૂપે જલરાજ,
ઉભય મળ્યા વિણ વૃષ્ટિ ન વર્ષે, થાય ન સૃષ્ટિનું કાજ;
ધીર વીર **ધીરો** રે એકે શ્રેય નથી-નથી. સુણ૦

## ૧૭ : કાફી

હીરાની પરીક્ષા રે, ઝવેરી હોય તે જાણે;
મૂરખ મનમાં મોહ્યા રે, અજાણે ઊતરણી આણે. હીરાની૦
મગ મરી બરોબર મૂરખ જાણે, ગોળ-ખાંડ એક ઘાટ;
પુષ્પની વાસના પત્ર ન જાણે, એવો જગત-ભગતનો ઠાઠ;
સો વાર સમજાવું રે, પતિત તોયે નવ આણે. હીરાની૦
મૂરખહાથે હીરલો લાધ્યો તે છાણ સાથે વેચાય;
કોઈક જાણે મળ્યો તેણે ઝડપી લીધો, તો તેની કિંમત થાય;
ગુણ ગાય જ વીરલા રે, પૂરણ તે તો પરમાણે. હીરાની૦
ભગત થયા પણ ભેદ ન જાણ્યો, કરે તરવારનો ઉપાય;
તન ભોગી મન કંચન કામની, એવે તરણે કેમ ઉતરાય?
ઘરધંધાની ઘાણી રે, તેમાં તેલિયા તાણે. હીરાની૦
જાગ જગન જપ તપ ને તીરથ, તેમાં સૌથી મોટો સત્સંગ;
સૂકી ડાળ વેલ થઈ રસ પી લે, તોય અધૂરો રહ્યો બાળ ભોરિંગ;
**ધીરા** શોધ્ય હીરો રે, રાત દિવસ વહાણે. હીરાની૦

## ૧૮

હે મન તું હિ તું હિ બોલે રે, આ સુપના જેવું તન તારું!
અચાનક ઊડી જાશે રે, જેમ દેવતામાં દારૂ. હે મન૦

ઝાકળ-જગ પળમાં વહી જાશે, જેમ કાગળમાં પાણી;
કાયા-વાડી તારી એમ કરમાશે, થઈ જાશે ધૂળધાણી;
પાછળથી પસ્તાશે રે, મિથ્યા કરી મારું મારું. હે મન૦
કાચનો કૂપો કાયા તારી, વણસતાં નહિ લાગે વાર;
જીવ કાયાને સગાઈ કેટલી? મૂકી ચાલે વન મોઝાર!
ફોગટ ફૂલ્યાં ફરવું રે, ઓચિંતું થાશે અંધારું. હે મન૦
જાયું તે તો જરૂર જવાનું, ને ઊગરવાનો ઉધારો,
દેવ, ગાંધર્વ, રાક્ષસ ને માણસ-સૌને મરણનો વારો;
આશાનો મહેલ ઊંચો રે, નીચું આ કાચું કારભારું. હે મન૦
ચંચળ ચિત્ત ચેતીને ચાલો, ઝાલો હરિનું નામ,
પરમ અર્થ જાણી કરો નિશ્ચય, હરિ કરવાનું કામ;
**ધીરા** ધરા ઉપર રે, નથી કોઈ રહેનારું! હે મન૦

## ૧૯

જ્ઞાની ધ્યાની ગયા, તેના જુગમાં જરા જરા પણ શોધ્યા નથી જડતા,
ડાહ્યા ચતુર સુજાણ, દેવ દાનવ મારું મારું કરી ગયા રડતા;
તમો ડાહ્યા હો મને દેખાડો, તમે ઓતાજન શોધી કાઢો,
પડ્યા પત્રને પાછા ડાળે ચોંટાડો. જ્ઞાની૦
એક લૂણની પૂતળી જળમાં ધરે, બ્રહ્માદિક તેને બોલાવે,
કહો ભાઈઓ તે પછી ક્યાંથી આવે? જ્ઞાની૦
એક સરિતા સિંધુમાં જાશે, જુજવાં ઉદક કેમ થાશે?
આત્મા અનુભવ વડે ઓળખાશે. જ્ઞાની૦
પોતે પુણ્ય કરે તે તો પોતે પામે, પોતે ભક્તિ કરે પોતાનો જશ જામે;
નીર જઈ ઠરે નીચે ઠામે. જ્ઞાની૦
જેવાં બીબાં તેવાં બીબાં બંધાયે, વડનો વડ આંબાનો આંબો થાયે;
**ધીરો** કહે બીજે બીજ ચાલ્યું જાયે. જ્ઞાની૦

## નરભેરામ

**૧**

ઓધા, શું રે થયું છે વ્રજનારને રે?
મહી સાટે વેચે છે મોરારને રે! ઓધા૦
ગોપી પ્રેમે મંદિરમાંથી નીસર્યાં રે;
એના શરીરની શુદ્ધ-બુદ્ધ વીસર્યાં રે. ઓધા૦
એવી આતુરતા લાગી એના અંગમાં રે;
મારો વા'લો બિરાજે એના સંગમાં રે. ઓધા૦
કંઈક કામણ થયું છે એને વાટમાં રે;
બહુનામી બિરાજે એના માટમાં રે. ઓધા૦
**નરભેરામ**ના સ્વામીની એ રીત છે રે;
મારે પૂર્વ જન્મની પ્રીત છે રે. ઓધા૦

**૨**

નિશ્ચે' કરો રામનું નામ, નથી કાંઈ જોગી થઈને જાવું;
નથી ભેખ ભગવો કાંઈ કરવો, કે ભેળું કરીને ખાવું. નિશ્ચે'૦
અમે તો તમે ભગવાં કરો, કે અમે તો ઊજળાં રાખો;
રખે દુભાવો સામા જીવને, સુખ સામાનું તાકો. નિશ્ચે'૦
એક ત્રાજવે સૌ સંસારી, બીજે જોગી લાવો;
કિયા જોગીને રામજી મળિયા? એવો એક બતાવો! નિશ્ચે'૦
કંઈ નાદા રાંડોને રોપે, કંઈને ન મળી નારી;
કોઈ સ્વાદે, કોઈ કરજે નાદા; કેમ રીઝે ગિરધારી? નિશ્ચે'૦
મહેતો, મીરાં ને પ્રહ્લાદ, સેનો નાપિક નાતિ;
ધનો, પીપો, રોહીદાસ, કૂબો, ગોરો કુંભારની જાતિ. નિશ્ચે'૦
ખોડાણો જ્ઞાતિ રજપૂતની, ગંગાબાઈ છે નારી;
દાસ થઈને જે રહ્યાં, તો ઘેર આવ્યા ગિરધારી નિશ્ચે'૦

રંકા, વંકા, સજન કસાઈ, ભજ્યા રાત ને દહાડો;
કિયા જોગીને રામજી મળિયા? એવો એક દેખાડો! નિશ્ચે૦
નથી રામ વિભૂતિ ચોળ્યે, નથી ઊંધે શિર ઝોલ્યે;
નથી નારી ત્યજી વન જાતાં, જ્યાં લગી આપ ન ખોળે. નિશ્ચે૦
જંગલમાં મંગલ કરી જાણે, મંગલ જંગલ જેને,
કડવું મીઠું, મીઠું કડવું, રામજી વશ છે તેને. નિશ્ચે૦
પય-ઓથે જેમ ઘૃત રહ્યું છે, તલ-ઓથે જેમ તેલ,
કહે **નરભો** રઘુવર છે સઘળે-એવો એનો ખેલ! નિશ્ચે૦

૩

પ્રીતમ મુજમેં પાયા, મેરા પ્રીતમ મુજમેં પાયા!
આજ આનંદ અપાર હિ મેરે, તનકા તાપ બુઝાયા. મેરા૦
ખોજત ખોજત દિન ગયે કેતે, કરત હિ કોટિ ઉપાયા;
જબસે મીલે સદ્‌ગુરુ ભેદુ, તિન હી પલમેં મિલાયા. મેરા૦
ખેલત ખેલાવત અંતરજામી, જન બહુ નામ ધરાયા;
સો પિયુ મોસે પલ નહીં બિછુડે, પ્રાનપતિ જો કહાયા. મેરા૦
પડી પરીક્ષા તબ હર્ષ ભયો હય, ભયા સકલ મન ભાયા;
સમભાવ હુઆ તબ દેખા સકલમેં, **નરભે** નિરંજન રાયા. મેરા૦

## નરસિંહ મહેતા

૧

અખિલ બ્રહ્માંડમાં, એક તું શ્રી હરિ, જૂજવે રૂપે અનંત ભાસે;
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું, શૂન્યમાં શબ્દ થઈ વેદ વાસે. અ૦
પવન તું, પાણી તું, ભૂમિ તું, ભૂધરા, વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી, અનેક રસ લેવાને, શિવ થકી જીવ થયો, એ જ આશે. અ૦
વેદ તો એમ વદે, શ્રુતિ-સ્મૃતિ સાખ દે, કનક-કુંડળ વિષે ભેદ ન હોયે;
ઘાટ ઘડ્યા પછી, નામરૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોયે. અ૦

વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરો એ જ પાસે;
ભણે **નરસૈંયો** એ મનતણી શોધના, પ્રીત કરું પ્રેમથી પ્રગટ થાશે. અ૦

૨

આરતી આત્મારામની રે ! બ્રહ્મ ભાવેથી ઓપની !
નખે–શિખે દર્શન કરો રે ! રહેવું શરણ આધાર રામ !
હૃદય–કમળનું કોડિયું રે ! ગુરુપ્રેમરૂપી ઘૃત રામ !
પાંચ પ્રાણની બત્તી કરી રે ! કપૂરકલ્પના તમામ રામ !
ઝળહળ જ્યોત ઝળકી રહી રે ! દીવો દેવળ માંહીં રામ !
દસમા દ્વારના દેવતા રે ! ત્યાં છે આનંદના ઓઘ રામ !
તનમનથી આરતી ઉતારીએ રે ! તેનાં શાં ફળ થાય રામ !
સંસારમાં નવ અવતરે રે ! ટળે ત્રિવિધનાં તાપ રામ !
કંચનના થાળ મોતીડે ભર્યો રે ! માંહી અબીલ ગુલાલ રામ !
થાળ ધરું, તો મોતી ઝળહળે રે ! વધાવું નંદના કુંવર રામ !
મુક્તિ પ્રસાદ પમાડીએ રે ! ભવની ભૂખ મટી જાય રામ !
**નરસૈંયા**નો સ્વામી શામળો રે ! હરિનાં દર્શન થાય રામ !

૩

ઊંચી મેડી રે મારા સંતની, મેં તો માલી ના જાણી રામ ! ટેક
અમને તેડાં તે શીદ મોકલ્યાં ? સાહેબ મારો પિંડ છે ને કાચો જી ! ઊંચી૦
મોંઘા મૂલની મારી ચૂંદડી, મેં તો માલી ના જાણી રામ ! ઊંચી૦
અડધાં પહેર્યાં, અડધાં પાથર્યાં, અડધાં ઉપર ઓઢાજાં રામ ! ઊંચી૦
ચારે છેડે ચાર જણા, દોરી ડગમગ જાયે રામ ! ઊંચી૦
નથી તરાપો નથી તુંબડાં, નથી ઊતર્યાનો આરો રામ ! ઊંચી૦
**નરસિંહ** મહેતાના સ્વામી શામળા, પ્રભુ પાર ઉતારો રામ ! ઊંચી૦

૪

જાગીને જોઉં તો જગત દીસે નહિ, ઊંઘમાં અટપટા ભોગ ભાસે;
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે.
જાગીને૰

પંચમહાભૂત પરબ્રહ્મ વિષે ઊપજ્યાં, અણુ અણુમાંહી રહ્યાં રે વળગી;
ફૂલ ને ફળ તે તો વૃક્ષનાં જાણવાં, થડથકી ડાળ તે નહિ રે અળગી.
જાગીને૰

વેદ તો એમ વદે, શ્રુતિ-સ્મૃતિ સાખ દે, કનક-કુંડળ વિષે ભેદ નહોયે;
ઘાટ ઘડ્યા પછી, નામ-રૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોયે.
જાગીને૰

જીવ ને શિવ તો આપ-ઇચ્છાએ થયા, રચી પરપંચ ચૌદ લોક કીધા;
ભણે **નરસૈંયો** એ, 'તે જ તું' 'તે જ તું' એને સમર્યાથી કંઈ સંત સીધ્યા.
જાગીને૰

૫

જ્યાં લગી આતમાતત્ત્વ ચીન્યો નહિ, ત્યાં લગી સાધના સર્વ જૂઠી;
માનુષાદેહ તાહરો એમ એળે ગયો, માવઠાંની જેમ વૃષ્ટિ વૂઠી. જ્યાં૰

શું થયું સ્નાન પૂજા ને સેવા થકી? શું થયું ઘેર રહી દાન દીધે?
શું થયું ધરી જટા? ભસ્મ-લેપન કર્યે? શું થયું વાળ લોચંન કીધે? જ્યાં૰

શું થયું તપ ને તીરથ કીધા થકી? શું થયું માળ ગ્રહી નામ લીધે?
શું થયું તિલક ને તુલસી ધર્યા થકી? શું થયું ગંગજળ પાન કીધે? જ્યાં૰

શું થયું વેદ વ્યાકરણ વાણી વદ્યે? શું થયું રંગ ને રાગ જાણ્યે?
શું થયું ખટ દરશન સેવ્યા થકી? શું થયું વરણના ભેદ આણ્યે? જ્યાં૰

એ છે પરપંચ સહુ પેટ ભરવા તણા, આતમારામ પરિબ્રહ્મ ન જોયો;
**ભણે નરસૈંયો**, કે તત્ત્વદર્શન વિના રત્નચિંતામણિ જન્મ ખોયો! જ્યાં૰

૬

જે ગમે જગદ્‌ગુરુ દેવ જગદીશને, તે તણો ખરખરો ફોક કરવો;
આપણો ચિંતવ્યો અર્થ કાંઈ નવ સરે, ઊગરે એક ઉદ્વેગ ધરવો. જે૦
હું કરું હું કરું, એ જ અજ્ઞાનતા, શકટનો ભાર જેમ શ્વાન તાણે;
સૃષ્ટિમંડાણ છે સર્વ એણી પેરે, જોગી જોગેશ્વરા કોઈક જાણે. જે૦
નીપજે નરથી તો કોઈ ના રહે દુઃખી, શત્રુ મારીને સૌ મિત્ર રાખે;
રાય ને રંક કોઈ દષ્ટે આવે નહિ, ભવન પર ભવન પર છત્ર દાખે. જે૦
ઋતુલતા, પત્ર, ફલ, ફૂલ આપે યથા, માનવી મૂર્ખ મન વ્યર્થ શોચે;
જેહના ભાગ્યમાં જે સમે' જે લખ્યું, તેહને તે સમે' તે જ પહોંચે. જે૦
ગ્રંથ ગડબડ કરી વાત ન કરી ખરી, જેહને જે ગમે તેને પૂજે;
મન-કર્મ-વચનથી આપ માની લહે, સત્ય છે એ જ મન એમ સૂઝે. જે૦
સુખ સંસારી મિથ્યા કરી માનજો, કૃષ્ણ વિના બીજું સર્વ કાચું;
જુગલ કરજોડી કરી **નરસૈંયો** એમ કહે, જન્મ પ્રતિજન્મ હરિને જ જાચું. જે૦

૭

તું તારું આપ સંભાળને આત્મા, આપ સંભાળે તો રૂપ લાધે!
ક્યાં થકી ક્યાં લગે, કહેને રહીશ તું, એમ વિચારે તો મોક્ષ સાધે! તું૦
તું છે તે કોણ છે–હું છું તે કહે કથી, એ થકી વેગળો હું ન જાણું!
પ્રત્યક્ષ પિંડમાં, બ્રહ્મ વિલસી રહ્યું, અન્ય ઉપાસના કાં રે આણું? તું૦
આદિ તે શું હતું? અંતે તે શું હશે? મધ્ય થઈ ને જ આ કોણ માણે?
ભૂત-ભવિષ્ય-વર્તમાન તું વિઠ્ઠલા! જુક્તે-જુક્તિ કરી લઈને જાણે. તું૦
દેહ તારો નથી દેહનો તું નથી; સદા ય દેહથી રહે છે અળગો!
ભણે **નરસૈંયો**, કે બ્રહ્મ જાણ્યા વિના અણછતી દેહને ક્યાં રે વળગ્યો? તું૦

૮

તારા દાસના દાસની નિત્ય સંગત વિના ભ્રષ્ટ થાય, ભૂધરા! મન મારું;
દુષ્ટની સંગતે દુષ્ટ મતિ ઊપજે, શ્રવણ-કીર્તન નવ થાય તારું.
તારા૦

પૂર્ણ વિષપાનથી હરિજન દોહ્યલા, વિષ પીધે તન-તેજ મરશે;
તુજ થકી વેગળા તેહની સંગતે જન્મ કોટિ તણાં સુકૃત હરશે.
તારા૦

અમૃતની ઉપમા સાધુને નવ ધટે, રાહુની દુષ્ટતા ન ટળી તેણે;
પ્રહ્લાદ-નારદે ગર્ભસંગત કરી, વશ કર્યો વૈકુંઠનાથ જેણે.
તારા૦

ચતુરધા મુક્તિ છે જૂજવી જુક્તિની, તાહરા તેહને નવ રાચે;
બેઉ કર જોડીને **નરસૈંયો** વીનવે, જન્મોજન્મ તારી ભક્તિ જાચે.
તારા૦

૯

ધ્યાન ધર હરિતણું, અલ્પમતિ આળસુ, જે થકી જન્મનાં દુઃખ જાયે;
અવર ધંધા કર્યે અર્થ કંઈ નવ સરે, માયા દેખાડીને મૃત્યુ વ્હાયે.
ધ્યાન૦

સકળ કલ્યાણ શ્રીકૃષ્ણના ચરણમાં, શરણ આવે સુખ પાર ન્હોયે;
અવર વેપાર તું મેલ મિથ્યા કરી, કૃષ્ણનું નામ તું રાખ મોંયે.
ધ્યાન૦

પટક માયાપરી અટક ચરણે હરિ, વટકમાં વાત સુણતાં જ સાચી;
આશનું ભવન, આકાશ સુધી રચ્યું, મૂઢ એ મૂળથી ભીંત કાચી.
ધ્યાન૦

સરસ ગુણ હરિતણા જે જનો અનુસર્યા, તે તણા સુજશ તો જગત બોલે;
**નરસૈંયા** રંકને પ્રીત પ્રભુ શું ઘણી, અવર વેપાર નહિ ભજન તોલે.
ધ્યાન૦

૧૦

નીરખને ગગનમાં કોણ ઘૂમી રહ્યો? 'તે જ હું તે જ હું' શબ્દ બોલે!
શ્યામના ચરણમાં ઇચ્છું છું મરણ રે, અહિંયાં કોઈ નથી કૃષ્ણ તોલે.
નીરખ૦

શ્યામ શોભા અતિ ઘણી, બુદ્ધિ ના શકે કળી, અનંત ઓચ્છવમાં પંથ ભૂલી;
જડ ને ચૈતન્ય એકરસ કરી જાણવાં, પકડી પ્રેમે સંજીવન મૂળી.
નીરખ૦

ઝળહળ જ્યોત ઉદ્યોત રવિ કોટમાં, હેમની કોર જ્યાં નીસરે તોલે;
સચ્ચિદાનંદ આનંદક્રીડા કરે, સોનાનાં પારણા માંહે ઝૂલે.
નીરખ૦

બત્તી વિણ, તેલ વિણ, સૂત્ર વિણ જે વળી, અચળ ઝળકે સદા અનલ દીવો;
નેત્ર વિણ નીરખવો, રૂપ વિણ પરખવો, વણ જિહ્વાએ રસ સરસ પીવો.
નીરખ૦

અકળ અવિનાશી એ નવ જ જાયે કળ્યો, અરધ-ઉરધની માંહે મહાલે;
નરસૈંનો સ્વામી સકળ વ્યાપી રહ્યો, પ્રેમના તંતમાં સંત ઝાલે.
નીરખ૦

૧૧

નારાયણનું નામ જ લેતાં, વારે તેને તજીએ રે;
મનસા-વાચા-કર્મણા કરીને, લક્ષ્મીવરને ભજીએ રે. નારાયણ૦
કુળને તજીએ કુટુંબને તજીએ, તજીએ મા ને બાપ રે;
ભગિની-સુત દારાને તજીએ, જેમ તજે કંચુકી સાપ રે. નારાયણ૦
પ્રથમ પિતા પ્રહ્‌લાદે તજિયો, નવ તજિયું હરિનું નામ રે;
ભરત-શત્રુઘ્ને તજી જનેતા, નવ તજિયા શ્રીરામ રે; નારાયણ૦
ઋષિપત્નીએ હરિને કાજે, તજિયા નિજ ભરથાર રે;
તેમાં તેનું કાંઈ એ ન ગયું, પામી પદારથ ચાર રે. નારાયણ૦
વ્રજવનિતા વિઠ્ઠલને કાજે, સર્વ તજી વન ચાલી રે;
ભણે નરસૈંયો વૃન્દાવનમાં. મોહનવર શું માલી રે. નારાયણ૦

૧૨

પ્રાણથકી મને વૈષ્ણવ વહાલા, રાત-દિવસ હૃદે ભાવું રે;
તપ-તીરથ-વૈકુંઠ મૂકીને મારા વૈષ્ણવ હોય ત્યાં આવું રે. પ્રાણ૦
અંબરીષ રાજા મને અતિ ઘણો વ્હાલો, દુર્વાસાએ માનભંગ કીધું રે;
મેં મારું અભિમાન તજીને, ચક્ર સુદર્શન વાળી લીધું રે. પ્રાણ૦

ભજને માટે હું તો પાછો રે પળિયો, હરિજનની શુદ્ધ લેવા રે;
ઊંચ ને નીચ હું તો કાંઈ ન જાણું, મુજને ભજે તે મુજ જેવા રે. પ્રાણ૦
લક્ષ્મીજી અર્ધાંગના મારી, તે મારા સંતની દાસી રે;
અડસઠ તીરથ મારા સંતને ચરણે, કોટિ ગંગા ને કાશી રે. પ્રાણ૦
સંત ચાલે ત્યાં હું આગળ ચાલું, સંત સૂએ ત્યાં હું જાગું રે;
જે મારા સંતની નિંદા કરે, તેના કુળ સહિત હું ભાગું રે. પ્રાણ૦
મારા રે બાંધ્યા વૈષ્ણવ છોડે, વૈષ્ણવે બાંધ્યા મેં ન છૂટે રે;
એક વાર વૈષ્ણવ મુજને બાંધે, તો તે બંધન મેં નવ તૂટે રે. પ્રાણ૦
બેસીને ગાય ત્યાં, ઊભો રે સાંભળું, ઊભા ગાય ત્યાં હું નાચું રે;
વૈષ્ણવજનથી હું પળ નથી અળગો, ભણે **નરસૈંયો** સાચું રે. પ્રાણ૦

## ૧૩

બાપજી ! પાપ મેં કવણ કીધાં હશે ? નામ લેતાં તારું નિદ્રા આવે;
ઊંઘ–આલસ્ય–આહાર મેં આદર્યાં, લાભ વિના લવરી કરવી જ ભાવે.
બાપજી૦

દિન પૂઠે, દિન તો વહ્યા રે જાય છે, દુર્મતિના ભર્યાં રે ડાલાં;
ભક્તિ ભૂતળ વિષે નવ કરી તાહરી, ખાંડ્યાં સંસારનાં થોથાં ઠાલાં !
બાપજી૦

દેહ છે જૂઠડી, કરમ છે જૂઠડાં, ભીડભંજન તાહરું નામ સાચું;
ફરી ફરી વરણવું શ્રીહરિ તુજને, પતિતપાવન તારું નામ જાચું.
બાપજી૦

તારી કરુણા વિના, કૃષ્ણ કોડામણા, કળ અને વિકળનું બળ ન ફાવે;
**નરસૈંયા** રંકને ઝંખના તાહરી, હેડ–બેડી ભાંગો શરણ આવે.
બાપજી૦

## ૧૪

ભૂતળ ભક્તિપદારથ મોટું, બ્રહ્મલોકમાં નાહિ રે;
પુણ્ય કરી અમરાપુરી પામ્યા, અંતે ચોરાસીમાંહી રે. ભૂતળ૦

હરિજન તો મુક્તિ ન માગે, માગે જન્મોજન્મ અવતાર રે;
નિત્ય સેવા, નિત્ય કીર્તન-ઓચ્છવ, નીરખવા નંદકુમાર રે. ભૂતળ૦
ભરતખંડ-ભૂતળમાં જન્મી, જેણે ગોવિંદના ગુણ ગાયા રે;
ધન્ય ધન્ય તેનાં માત-પિતાને, સફળ કરી એની કાયા રે. ભૂતળ૦
ધન્ય વૃન્દાવન, ધન્ય એ લીલા, ધન્ય એ વ્રજનાં વાસી રે!
અષ્ટ મહાસિદ્ધિ આંગણિયે રે ઊભી, મુક્તિ છે એની દાસી રે. ભૂતળ૦
એ રસનો સ્વાદ શંકર જાણે, કાંઈક જાણે શુક જોગી રે;
કંઈ એક જાણે વ્રજની રે ગોપી, ભણે **નરસૈંયો** ભોગી રે. ભૂતળ૦

૧૫

મારું ને મહિયર બાદલપરમાં, મન મથુરા નગરમાં;
વહેલડી જોડો, તો મળવા જઈએ રે! મારું૦
પાંચ તત્ત્વની વહાલે વહેલડી બનાવી રે;
ઘડનારો ઘટમાંહી રે! મારું૦
ઓહંગ-સોહંગ ધોરી લીધા છે જોડી વહાલે;
આપે એડો ને આપે હાંકે રે! મારું૦
સાસરિયાનાં રૂઠ્યાં અમે, મહિયરિયે કેમ રહિયે વહાલા?
નફટ નાર તો કહેવાઈએ રે! મારું૦
દેરાણી-જેઠાણી મારાં હેરિયાં તે હેરે રે:
'એ વઢકારીને કોઈ વારો રે!' મારું૦
**નરસૈં** મહેતાનો સ્વામી વહાણલિયે આવે વહાલો.
મહિયરિયે મલપતાં જઈએ રે! મારું૦

૧૬

મેં આપ્યું તે તમે અપાય નહિ, સાંભળો શામળા સાચું રે;
કાંટામાં ઘાલી બરાબર કીજે, તારે તે રંગે હું રાચું રે. મેં આપ્યું૦
હાર આપ્યો, તમે મુગટ સમર્પ્યો, બાજુબંધ બેરખાય રે;
પહેરવાનું પીતાંબર આપ્યું, એ તો મૂલે મળે વૈકુંઠરાય રે. મેં આપ્યું૦

તનમન સોંપ્યું મેં–પ્રાણ સમર્પ્યો, મુજમાં તે કાંઇ નથી મારું રે;
હું મટી ગયો ને તુંને ઠરાવ્યો, જુઓ વિચારી મન મારું રે. મેં આપ્યું૦
હું થયો તારો, ત્યારે તું થયો મારો, શેનું સપાડું એમાં કહિયે રે?
ભણે **નરસૈંયો** ઉછાંછળા ના થાશો, સમજીને શામળા રહિયે રે. મેં આપ્યું૦

૧૭

વહાલો પ્રેમને વશ થયા રાજી રે, તેમાં શું કરે પંડિત ને કાજી રે? ટેક
કરમાબાઈનો આરોગ્યો ખીચડો ને વિદુરની ખાધી ભાજી;
જૂઠાં બોર શબરીનાં ખાધાં વહાલે છપ્પન ભોગ મેલ્યા ત્યાગી રે. વહાલો૦
વિદુરને ઘેર શ્રીકૃષ્ણ પધાર્યા, ને કેળાં આણ્યાં'તાં માગી!
ગર્ભ કાઢી ને છાલ ખવરાવી, વહાલે તો યે ના જોયું જાગી રે. વહાલો૦
ગણિકા હતી તે પોપટને પઢાવતી, ને તેમાંથી લેહ લાગી;
ભગવાન હતા તે સહેજમાં મળ્યા, એની સંસારની ભ્રમણા ભાંગી રે. વહાલો૦
ભક્તની લોકો નિંદા કરે, ને જગત થયું છે પાજી;
ભલે મળ્યા મહેતા **નરસૈં**ના સ્વામી, માથે ગિરધર રહ્યો છે ગાજી રે. વહાલો૦

૧૮

વારી જાઉં રે, સુંદર શ્યામ, તારાં લટકાંને! ટેક
લટકે ગિરિ–ગોવર્ધન તોળ્યો, લટકે પર્વત આણ્યો રે;
લટકે જઈ જળ જમુનામાં પેઠા, લટકે નાથ્યો કાળી. તારાં લટકાંને૦
લટકે ગોકુળ ગૌધન ચારી, લટકે વેણું વગાડી રે;
લટકે પ્રાણ પૂતનાના શોષ્યા, લટકે કંસને મારી. તારાં લટકાંને૦
લટકે નરસિંહરૂપ ધરીને સ્થંભે કીધો વાસ રે;
નો'ર વધારી હિરણ્યાકંસ માર્યો, ઉગાર્યો પ્રહ્‌લાદ. તારાં લટકાંને૦
લટકે વામનરૂપ ધરીને જાચ્યા બળિને દ્વાર રે;
ત્રણ ડગલાં પૃથ્વી માગી લીધી, ચાંપ્યો બળિ પાતાળ. તારાં લટકાંને૦
લટકે રાવણ રણમાં રોળ્યો, લટકે લંકા પ્રજાળી રે;
લટકે રાજ્ય વિભીષણને સોંપ્યું, લટકે સીતા આણી. તારાં લટકાંને૦

એવાં એવાં લટકાં અનેક તમારાં, લટકાં લાખ કરોડ રે;
લટકાળા સ્વામી **નરસિંહ**ના, જ્યાં જોઉં ત્યાં મારી મોર. તારાં લટકાંને૦

૧૯

વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઈ જાણે રે;
પરદુઃખે ઉપકાર કરે, તો યે મન અભિમાન ન આણે રે. વૈષ્ણવ૦
સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે;
વાચ–કાછ–મન–નિશ્ચલ રાખે, ધન ધન જનની તેની રે. વૈષ્ણવ૦
સમદૃષ્ટિ ને તૃષ્ણાત્યાગી, પરસ્ત્રી જેને માત રે!
જિહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે. વૈષ્ણવ૦
મોહ માયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામનામ શું તાળી લાગી, સકળ તીરથ તેના તનમાં રે. વૈષ્ણવ૦
વણલોભી ને કપટ રહિત છે, કામ, ક્રોધ નિવાર્યા રે;
ભણે **નરસૈંયો** તેનું દર્શન કરતાં, કુળ એકોતેર તાર્યા રે. વૈષ્ણવ૦

૨૦

વૈષ્ણવ જનને વિષયથી રે ટળવું, ગળવું માંહીથી મન રે;
ઇંદ્રિં કોઈ અપવાદ કરે નહિ, તેને કહીએ વૈષ્ણવ જન રે. વૈષ્ણવ૦
કૃષ્ણ કૃષ્ણ કહેતાં કંઠ સૂકે, તો યે ન મૂકે નિજ નામ રે;
શ્વાસોશ્વાસે સમરણ કરતાં, કદી યે ન વ્યાપે કામ રે. વૈષ્ણવ૦
અંતરવૃત્તિ અખંડ રાખે, ધરે શ્રીકૃષ્ણનું ધ્યાન રે;
વ્રજવાસીની લીલા ઉપાસી, બીજું સુણે નહિ કાન રે. વૈષ્ણવ૦
જગશું તોડે ત્યારે જોડાય પ્રભુશું; જગશું જોડે પ્રભુસે તૂટી રે;
તેને કોઈ વૈષ્ણવ ના કહેશો, જમડા લઈ જાશે કૂટી રે. વૈષ્ણવ૦
કૃષ્ણ વિના કાંઈ અન્ય ન દેખે, જેની વૃત્તિ કૃષ્ણાકાર રે;
વૈષ્ણવ કહાવે ને વિષય ન જાવે, તેને વાર વાર ધિક્કાર રે. વૈષ્ણવ૦
વૈષ્ણવને તો વહાલું લાગશે, કૂડિયાને લાગે કાચું રે;
**નરસૈંયાનો** સ્વામી લંપટને નહિ ગમે, **સાંભળો** કહું છું સાચું રે. વૈષ્ણવ૦

## ૨૧

શરીર શોધ્યા વિના સાર નહિ સાંપડે, પંડિતો પાર નહિ પામે પોથે!
તાંદુલા મેલી તુષ+ને જ વળગી રહ્યા, ભૂખ નહિ ભાંગે એમ ઠાલે થોથે!
શરીર૦

રસનાના સ્વાદમાં સર્વ રુંધાઈ રહ્યા, વિગતિ ગુરુ જ્ઞાન વિના રે ગૂંથે!
વાણીવિલાસમાં વિવિધ વચનો વડે, પરહરી વસ્ત્ર ને વળગે ચૂંથે!
શરીર૦

શબ્દ શીખે ખરો, સકળ વિદ્યા ભણે, અધ્યાત્મ ઉચ્ચરે જ્ઞાન હોઠે!
પ્રપંચ પિંડમાં રહ્યો, અહંકાર નવ ગયો, અથડાયો એમ અનંત કોઠે!
શરીર૦

શાસ્ત્રકથા કહે, રજનીમાં આથડે, એમ અજ્ઞાનમાં શીશ ગોથે;
ભણે **નરસૈંયો** એ ભેદ જાણી જુઓ, મેં તો રચી કહ્યું પદ ચોથે.
શરીર૦

## ૨૨ : બિહાગ

સંતો અમે વહેવારિયા શ્રીરામ નામના;
વેપારી આવે બધા ગામ ગામના. સંતો૦
અમારું વસાણું સાધુ સહુ કોઈને ભાવે;
અઢારે વરણ જેને વ્હોરવાને આવે. સંતો૦
અમારું વસાણું કાળ–દુકાળે ના ખૂટે;
રાજા ન દંડે જેને ચોર ન લૂટે. સંતો૦
રામનામ ધન્ય મારે વાજે ને ગાજે;
છપન ઉપર ભેર ભૂંગળો વાજે. સંતો૦
લાખતણાં તો લેખાં નહીં, ને પાર વિનાની પૂંજી;
વ્હોરવું હોય તો વ્હોરી લેજો, કસ્તૂરી છે સોંઘી. સંતો૦
આવરો ને ખાતાવહીમાં લક્ષ્મીવરનું નામ;
ચિઠ્ઠીમાં ચતુર્ભુજ લખિયા **નરસૈંયાનું** કામ. સંતો૦

---

+ તુષ = ફોતરાં

## નાનકશા

૧

છોડ દિલ મમતા, મમતાને વારો, છોડ દિલ મમતા, માર દિલ મમતા;
સાંઈકા ભેદ નહિ પાયો. છોડ૦
લીલે પીળે રંગ કોઈ આદમ બનાયો, નહિ રે જીવનકેરી આશ રે;
કયા હૈ મરનેકા ધોખા? છોડ૦
આ રે કાયામાં બાગ બનાયો, નહિ રે ફૂલનકેરી વાસ રે;
ભમરા કયા તું લોભાણો? છોડ૦
દલ રે દરિયામાં ડૂબકી રે દીધી, જ્યાકે કરમમેં શંખલા રે;
હીરલા કયાંસે પાવે? છોડ૦
કર લે બંદગી આ પળ ન આવે, કહે મહમદશાકો બાળકો રે;
મનખો ફેર નહિ આવે. છોડ૦

૨

જાકું લગા હૈ સદ્‌ગુરુ-બાણ, ઘાયલ કયા રોવે? જાકું૦
જાકી વૃત્તિ હૈ દેવ-સમાન, સો મરજીવા જીવે! જાકું૦
જાકી હરદમ તાલી હમેશ, અમીરસ સોહી પીવે! જાકું૦
જાકી સુરતા ખડી આસ્માન, પદારથ કયું સેવે? જાકું૦
બોલે **નાનકશા** નિરબાન, ઉજ્જલા ઓઢી દેવે! જાકું૦

૩

સકલ હંસમેં રામ હમારા! રામ સમોવડ કોઈ નહીં!
પિંડ બ્રહ્માંડમાં જુઓ તપાસી, રામ વિનાનું ઠાલું ઠામ નહીં. સકલ૦
તન-તરવેણીમાં તેજ છે તેનું, પાંચે તત્ત્વોમાં જ્યોત ખડી;
એનું અજવાળું ત્રણે ભુવનમાં જુઓ સુરતા દોરીએ આસમાન ચઢી. સકલ૦
નાભિકમલમાં નીરખીને જોઈ લ્યો, કાયાનગરની ખબર પડે!
છત્રીસ વાજાં આ તનમાં વાગે, ગગન-મંડપમેં નોબત ગડે. સકલ૦

હીરા–માણેક–મોતીના માલમી, રત્ન પદારથ પામ્યા પારસમણિ;
પ્રેમ પિયાલો જ્યારે પાયો સદ્દગુરુએ, ધાર્યા સંત કોઈ, ધીંગા ધણી. સકલ૦
જ્ઞાની હોય સો ઘટમાં ખોજે, સાત સાગરમાંહી જુએ સથી !
કહે **નાનક** સદ્દગુરુ પરતાપે, રામ વિના બીજું કાંઈ નથી. સકલ૦

૪

સબ કુછ જીવતકો વ્યાપાર ! ટેક
માત-પિતા, સુત, ભાઈ, ભગિની, ઔર અપની ઘરકી નાર ! સબ૦
તનસે પ્રાણ હોત જબ ન્યારે, ટેરત પ્રેત પુકાર. સબ૦
આધ ઘડી કોઉ રાખત નાહિં, ઘરસે દેત નિકાર ! સબ૦
મૃગ—તૃષ્ણા જ્યોં જગ—રચના હૈ ! દેખો હૃદય વિચાર; સબ૦
કહે **નાનક** ભજ સત નામ નિત, જાસે હો ઉદ્ધાર ! સબ૦

## નારણુસિંગ

૧

કાયા જીવને કહે છે રે, સુણોને મારા પ્રાણપતિ;
મેલી મુજને ક્યાં જાશો રે, આ વગડામાં અથડાતી ? કાયા૦
જીવ તમારા લીધે રે, ચાલું છું હું મદમાતી;
તમ વિના નહિ મારે રે, આ દેહીના સંઘાતી. કાયા૦
જ્યારે તમે જાશો રે, ત્યારે તો મારી શી રે ગતિ ?
જ્યારે જવું જ હતું રે, ત્યારે પ્રીત કરવી ન્હોતી ! કાયા૦
ઘણાં લાડ લડાવ્યાં રે, ભેગી બેસી જમતી હતી;
હવે કેમ તરછોડી રે ? આવી કેમ કરી મતિ ! કાયા૦
કોઈક ગુરુજન મળિયા રે, અગમ અગાધ મતિ;
કરશે બ્રહ્મસ્વરૂપે રે, એવું હું જાણતી ન્હોતી. કાયા૦
છો દેવ નિરંજન રે, મૂળે મંગળ મૂરતિ;
તારો ભેદ ન જાણ્યો રે, એવી તારી અકળ ગતિ. કાયા૦

મારી કરણી નં જોશો રે, હું કર જોડી કરગરતી;
મેલી માયાને ચૈતન્ય રે, ચાલ્યા અમરાવતી. કાયા૦
દાસ **નારણસિંગ** કહે છે રે, માયા પછી રહી રોતી;
ગુરુ ગોવિંદને ભજશે રે, થાશે તેની સત્ય ગતિ. કાયા૦

૨

જીવ કાયાને કહે છે રે, હું પંખી છું પરદેશી!
અમે ક્યાં સુધી રહિયે રે? નથી અહીંના રહેવાસી. જીવ૦
તારા મોહના ફંદમાં રે, પડી અમને ફાંસી!
તારી વાસનાને લીધે રે, ફર્યો લક્ષ ચોરાસી. જીવ૦
ગુરુએ સમજ પાડી રે, જોયું સર્વ તપાસી!
નીરખ્યો બ્રહ્મસ્વરૂપે રે, પોતાનું રૂપ પ્રકાશી. જીવ૦
મારો કેડો જ મેલો રે, શાને કરો ઉદાસી?
તમને તીરથ કરાવ્યાં રે, શ્રી ગંગા ને કાશી. જીવ૦
થયા રૂપ અરૂપી રે, માયા ત્યારે દૂર ખસી;
મળ્યા તેજમાં તેજ રે, હરિ જેને ગયા વસી! જીવ૦
દાસ **નારણસિંગ** કહે છે રે, અચલ થયા અવિનાશી;
ગુરુ ગોવિંદ ભજશે રે, અમરાપુરના વાસી. જીવ૦

૩

કહે ને ભક્તોની ભીડે ક્યાં ન આવ્યો?
હે અર્જુન! ભક્તોની ભીડે ક્યાં ન આવ્યો? કહે ને૦
કબીર સારુ હું તો વણઝારો થઈને;
પોઠ ભરી ઘેર લાવ્યો રે. કહે ને૦
ધના ભગતની મેં ખેતી નિપજાવી;
ઘઉંનાં ગાડાં ભરી લાવ્યો રે. કહે ને૦
સેના ભગત સારુ સન્મુખ થઈને;
સેનો તે નાવી કહેવાયો રે. કહે ને૦

પ્રહ્‌લાદની મેં તો પાળી પ્રતિજ્ઞા;
સ્થંભમાં વાસ દેરાવ્યો રે. કહે ને૦
દામાજી સારુ સામો મહારાજ થઈને;
ભરણું ભરી પહોંચ લાવ્યો રે. કહે ને૦
નામદેવ સારુ મેં તો મારે જ હાથે;
ઘરનું તે છાપરું છાયું રે. કહે ને૦
નરસિંહ મહેતાને માંડલિક મારવાને આવ્યો;
કેદારો મધ્યરાતે લાવ્યો રે. કહે ને૦
કુંવરબાઈનું મેં તો મામેરું પૂર્યું;
સૌના તે કર ચૂકવિયા રે. કહે ને૦
**નારણસિંગ** કહે કરુણા કરીને;
શ્રીકૃષ્ણજીએ કર મારો સાહ્યો રે. કહે ને૦

૪

હાંરે હરિ તમે મારા ને હું તમારો, જાણી પોતાનો મને તારો રે. હરિ૦
બાનું તમારું માટે શરણે રે લેજો, અવગુણ ના જોશો મારો રે. હરિ૦
મને તો વહાલું, હરિ ! નામ તમારું, સંસાર લાગે બધો ખારો રે. હરિ૦
કામ ને ક્રોધ મારી કેડે પડ્યા છે, કૂડ-કપટ મારાં કાઢો રે. હરિ૦
મહેર કરીને મહારાજ પધારો, અંતસમય મને તારો રે. હરિ૦
દાસ **નારણસિંગ** કહે ગુરુપ્રતાપે, આવ્યાં કારજ મારાં સારો રે. હરિ૦

## નિતાનંદ

૧

સો જન મસ્તાના–મસ્તાના, જિને પાયા પદ નિરબાના ! ટેક
મગન હોય ચઢ ગયે ગગન પે, અધર ધાર ધર ધ્યાના;
લગન લાય બિસરાય બિશ્વકો, અનહદ શબ્દ પિછાના. સો જન૦
પરમ શૂન્યમેં પરચા હૂવા, ચેતન ચરન સમાના;
નિર્ગુણ સેજ તેજકી નગરી, યહ હિ અવિગત સ્થાના. સો જન૦

લક્ષ કલા લિયે ચંદ્ર પ્રકાશે, કોટિ કલા લિયે ભાના;
ઝગમગ લગી મહેલ કે ભીતર, દેખત દર્શ દીવાના. સો જન૦
બરસે પદ્મદામિની દમ કે હર હીરેં કી ખાના;
ગમસે દૂર અગમસે આગે, અદ્‌ભુત અજબ ઠિકાના. સો જન૦
ખૂલ ગયા કમલ, નવલ વર પાયો, નિત પ્રતિ અમૃત પાના;
અમરકંદ દુઃખ ભંજનિયાં પે, જિસ ઘર ભ્રમન ભુલાના. સો જન૦
સ્તુતિ, નિંદા દોઉ ત્યાગે, કહ જો પદ નિરવાના;
હર્ષ-શોકસે રહે અતીતા, તિન જગ તત્ત્વ પિછાના. સો જન૦
પાંચ પચીસ પૂરી ત્યજ ભાગે, જીત લિયો મેદાના;
**નિતાનંદ** મહેબૂબ સ્વામી, આપ નિશ્ચય કર જાના. સો જન૦

## નિર્મલદાસ

૧

મોજ ઊડ ચલી પવનકે સંગ, છોડ ચલે એ પાંચો સંગ. ટેક
જબ લગ આશા તબ લગ બાસા, ખેલત હય ચોરંગ;
તૂટી દોરી હાથ ન આવે, જ્યોં ઊડ ચલા પતંગ. મોજ૦
મેરા મેરા કર ધામ મિલાયા, ખૂબ બનાયા ઢંગ;
ભાઈબંધ ઔર કુટુંબકબીલા, કોઈ ન ચાલે સંગ. મોજ૦
અબહું ચેત હેત કર હરિસે, ગુરુ શબ્દકે સંગ;
રામ-નામકી નાવ બના લે, પાર ઉતારે સત્-સંગ. મોજ૦
સત્ય લોક સદ્‌ગુરુકા બાસા, મીલ રહે એક રંગ;
**નિર્મલદાસ** રામ રંગ માતા, ચઢે ન દૂજા રંગ. મોજ૦

૨

જ્ઞાની તો તેને કહિયે રે, કે ગુરુસંગ મળી રહે;
કે નિત જેની સુરતા રે, ખેંચી ગુરુચરણે રહે. જ્ઞાની૦

જબસે શબ્દ દિયો ગુરુ સુમરણુ, મીટ ગયે સકલ વિકાર,
આઠ પ્રહરકી ચોસઠ ઘડિયાં, છૂટે નહિ લગાર;
સતત જેની વૃત્તિ રે, કે નિશદિન લાગી રહે. જ્ઞાની૦
જે તન લાગી સોઈ તન જાણે, ગુરુ શબ્દકી બાત,
રોમ રોમ રંગ હોઈ રહ્યો રે, રૈંકારકી સાથ;
શબ્દમેં સુરતી રે, કે મણિ જેમ નાગે મીલે! જ્ઞાની૦
પોઢી પઢપઢ પંડિત હારે, મોક્ષા નહિ કછુ સાર,
ચાર બેદ ઢૂંઢે નહીં પાવે, ખટ દરશનકે પાર;
અપાર દેશ ન્યારો રે, કોઈ સંત વીરલા ગ્રહે. જ્ઞાની૦
આદ્ય અનાદિ નામ ગુરુકા, નીરખી લો નિરધાર,
નિરાલંબ સબહિસે ન્યારા, ગુરુપદ હૈ નિરબાન!
**નિર્મલદાસ** નિહાળો રે, જે ઘટ ઘટમાંહી રહે. જ્ઞાની૦

## નિરાંત મહારાજ

૧

અનુભવ એવો રે, અંતર જેને ઉદય થયો;
કૃત્ય ટળ્યાં તેનાં રે, જેણે તો એક આતમા લહ્યો. અનુભવ૦
આતમદર્શી તેને કહીએ, આવરણ નહિ લગાર,
સર્વાતીત તે સર્વનો સાક્ષી, ખટ-વીસનો નિરધાર;
તેથી પર પોતે રે, એકાએકી આપ રહ્યો. અનુભવ૦
એ વાત કોઈ વીરલા જાણે, કોટિકમાં કોઈ એક,
નામ વિનાની વસ્તુ નીરખે, એ અનુભવીનો વિવેક;
મુક્તપદ માણે રે, દ્વૈતભાવ તેનો ગયો. અનુભવ૦
અદ્વૈતપદની ઇચ્છા નહિ અણુ ઇચ્છાએ થાય,
યથારથ પદ જેને કહીએ, જેમ ઊપને તેમ થાય;
પ્રૌઢ પ્રતાપનો રે સંસાર જાગે વહ્યો! અનુભવ૦

જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, તુરીયા, તુરીયાતીત પદ તેહ,
સ્થૂલ, સૂક્ષ્મ ને,કારણ કહીએ, મહા કારણથી પર જેહ;
પરાપાર જે પરખો રે, જેને 'નેતિ નેતિ' વેદે કહ્યો. અનુભવ૦
હંસ હિતારથ જે જન કહિયે, તે જન સત્ય સ્વરૂપ,
તે જનની હું જાઉં બલિહારી, જે સદ્‌ગુરુનું રૂપ;
**નિરાંત** નામ નિત્ય રે, અનામી નામે ભર્યો. અનુભવ૦

૨

કર્મ કરી શું કમાયો? વિચારી જોને, કર્મ કરી શું કમાયો? ટેક
પૂર્વે જોતાં તારે કર્મ-કાંઈ નહોતું, ને ક્યાંથી તે કર્મ લઈ આવ્યો?
પાછો વળીને, અલ્યા! કેમ નથી પરખતો? પરખ વિના પૂરો પિડાયો.વિચારી૦
નાહી ધોઈ ને અલ્યા નિત્ય આંહી રહેતો, જેમ પંથી તે પંથે પળાયો;
જાગીને જોને અલ્યા પોત તારું પ્રીછને, કોણ યોનિનો જાયો? વિચારી૦
શુભ અશુભ કર્મ જાણજે તું જાળ છે, જીવ તો જાળમાં ગૂંચાયો;
જગત જાળમાંથી નીકળી શકે નહિ, બ્રહ્માથી હોય સવાયો. વિચારી૦
પાછો વળું તો, અલ્યા! તરત પાર પામું, છૂટું તે કર્મનો બંધાયો;
**નિરાંત** સદ્‌ગુરુ નામ સંભારતાં, ગુરવો ભયો ને ઘર પાયો વિચારી૦

૩

ઠરવાનું ઠામ ગુરુ સાચું, બીજું રે સરવે કરવાનું કાચું. ટેક
ગુરુ વિના ગોથાં સૌ ખાયે, ધોખાથી દોદશ ધાયે,
કારણ માયામાં લૂંટાયે, કે ઠરવાનું ઠામ? ગુરુ સાચું૦
કોઈ જપ, તપ, વ્રત, આરાધે, કોઈ ઓહંગ-સોહંગ સાધે;
આતમપદ તેને તે કેમ લાધે? કે ઠરવાનું ઠામ! ગુરુ સાચું૦
નારદ ગુરુ વ્યાસતણા કહીએ, ઢીંમર ગુરુ નારદના લહીએ;
એવું જાણી ગુરુશરણે રહીએ, કે ઠરવાનું ઠામ! ગુરુ સાચું૦
શુક મુનિ ગર્ભતણા જોગી, તેણે ગુરુ જનક કર્યા ભોગી;
માયા તજી થયા નીરોગી, કે ઠરવાનું ઠામ! ગુરુ સાચું૦

ગુરુજ્ઞાને આતમ ઓળખાશે, હરિ! હીરે હીરો વિંધાશે;
અનામી નામ ભેળાં થાશે, કે ડરવાનું ઠામ! ગુરુ સાચું૦
અટકળે નામ સહુ લે છે, **નિરાંત** નિશ્ચે' કરી કહે છે;
અહીં તો ગુરુનામ વ્યાપક રહે છે, કે ડરવાનું ઠામ! ગુરુ સાચું૦

૪

ધન ધન જીવ્યું તેનું રે જાણવું, જેણે ગોવિંદના ગુણ ગાયા રે;
સેવા સમરણ તેનું કરે સહિ, ઈશ્વર પેઠે પૂજાયા રે. ધન૦
દેહજીવાની જૂઠી ન જાણી, મોહ માયાએ બંધાયા રે;
જીવન્મુક્ત તો તેને રે જાણો, જે આપમાં ઊલટ સમાયા રે. ધન૦
આવો અવસર ફરી ફરી નહિ મળે, મનુષ્યાદેહ છે મોટો રે;
સુરીનર સરખા તેને ચહાય છે, સ્વમાવત્ સંસાર ખોટો રે. ધન૦
જનમ–મરણનું જોખમ જીવને, લખ ચોરાશી ફેરા ફરવા રે;
ઊંચ–નીચ યોનીમાં અવતરવું, મહા દુઃખ જાણી હરિને વરવા રે. ધન૦
ફરી ફરી વંદુ સદ્‌ગુરુ દેવને, જેણે અંતરજામી ઓળખાવ્યા રે;
ક્ષણ એક વહાલો મનથી ના વીસરે, ભાવે ભૂધરજી ભાવ્યા રે. ધન૦
મન–કર્મ–વચને માગો તે મળે, સંત સમાગમ કરતાં રે;
**નિરાંત** નીરખો હરિના નામને, નિર્ભય થાશો નામ સમરતાં રે. ધન૦

૫

નગરાને નવ જડે આરો, ઊતરવાનો નગરાને નવ જડે આરો! ટેક
આ રે ભવસાગર તો જળનો ભરેલો, કામ–ક્રોધનો છે મારો;
કોટિ કલ્પ લગી કોઈ તરે નહિ, એવો છે ભવનો ભુલારો. ઊતર૦
કીટ પતંગ ને બ્રહ્મ લગી ભાળજો, ભાળો નહિ ભવનો તારો;
ઝાઝું શું કહીએ, જૂઠું ન માનશો, એવો છે પાપનો પસારો. ઊતર૦
સાકુટના દર્શનથી દોષ ઘણો બેસે, ઓળખવો આત્મહત્યારો;
હરિથી વિમુખ તેનો હાથ કોણ ઝાલે? સાકુટનો સંગ નિવારો. ઊતર૦

આ રે સંસારમાં ગુરુ વિના કોણ છે? સહુથી શ્રેષ્ઠ ગુરુ ધારો;
દેહના ગુરુ, અલ્યા! સર્વેના જાણજો, પણ મનનો ગુરુ છે કંઈ ન્યારો. ઊતર૦
મનના ગુરુ વિના ભૂલ નથી ભાંગતી, ભૂલે ભમે છે જગ સારો;
**નિરાંત** સદ્‌ગુરુ મનના મળે, તો પળમાં કરે છે ભવ પારો. ઊતર૦

૬

પ્રીછો ભાઈ સંત સુજાણ, સ્વરૂપ શ્રી રામનો;
પાઈ પદારથ દેહ મણિ માંહે નામનો.
નામતણો રે પ્રવેશ, સચરાચર માંહે જૂવો;
સંતો નામ અનાદિક કંદ, વાધી વેલ જગ હૂવો.
વદો વચન વિચારી, વિવેક કરી સાચા નામનો;
શબ્દમાં સુરતી મિલાવી જુઓ, મુકામ શૂન ગામનો.
તન, ત્રિવેણીને ઘાટ, મળી રહ્યો નાથ શું;
પૂજા કરો પ્રેમ–આચાર, અનુપમ ભાવ શું.
અવરતણી જે આશ, સહજ કર પરહરો;
આપમાં છે આપ દેદાર, નામ નિશ્ચે કરો.
સદ્‌ગુરુકે પરતાપ, જુક્તિ પાઈ પલકમાં;
**નિરાંત** નિરંતર જોઈ, સમાઈ રહો અલખમાં.

૭

પોતે પોતાનો કરવો વિચાર, નીરખ નિજ નામને. ટેક
ભૂલ્યો શીદ ભમે તું આ ભવ વિષે, નથી નામ સમોવડ સાર. નીરખ૦
કરે જપ તપ જોગ આરાધના, કરે કરણીના કોટિ ઉપાય. નીરખ૦
તેમ તેમ તપે તન તાહરું, ઝાઝી ઝીણવટથી મરણ બંધાય. નીરખ૦
જે જે કરવું તે જુક્તિ જાણીને, મુક્તિ થાતાં સર્વે મુકાય. નીરખ૦
પડ્યો હેડમાં તે નીકળી નવ શકે, વાત હેડની ન કોને કહેવાય. નીરખ૦
ઊંચ નીચ કરમ હાલ–હેડનાં, ઈચ્છા ઉપની તે ખીલી રૂપ. નીરખ૦
સંસાર સ્વારથમય સઘળો જાણવો, પડ્યા ભલા રે પંડિત ભવકૂપ. નીરખ૦

હેડ ભાગે તે હેલા માત્રમાં, સાચા સદ્દગુરુ શરણે જો જાય. નીરખ૦
નિરબંધ લખાવે નિજ નામને, ગુરુ બંધી–છોડ કહેવાય. નીરખ૦
નીરખે નામને તે તદ્દત્ જાણવા, તેમાં ભેદ નહિ રે લગાર. નીરખ૦
જન **નિરાંત** એવું જાણીને, રહીએ નામ તણે આધાર. નીરખ૦

૮

પંથનો પાર ના આવે, ભજન વિના પંથનો પાર ના આવે. ટેક
લખ ચોરાશીનો પંથ છે પૂરો, ચાર ખાણ ફરતો ફરાવે;
જન્મ–મરણની જાળમાં બંધાયો, તેને હરિ વિના કોણ છોડાવે? ભજન૦
અલ્પ આવરદા ને કાલને આધીન સહુ, દુઃખનો દેહ ધરાવે;
કીટ, પતંગ ને શ્વાન, બિલાડાં ખર અગણિત કોણ ગણાવે? ભજન૦
ધરતી ને આભ વચ્ચે, કોઈ ના મળે, બાપડાને કોણ છોડાવે?
દુઃખનો રે અંત કોઈ આણી શકે નહિ, મૃત્યુથી કોણ મુકાવે? ભજન૦
મનુષ્યદેહનો રે મહિમા છે મોટો, સર્વથી ઊંચ કહાવે;
મનુષ્ય થયો ને હરિનામ નવ જાણ્યું, અંધ અહિ મણિને ગુમાવે. ભજન૦
હરિના ભજન વિના છેક થયો હીણો, તેને શાણપદ કોઈ ના સરાવે;
**નિરાંત** સદ્દગુરુ ના મળ્યા જેને, તે નગરાને કોણ નિભાવે. ભજન૦

૯

ભક્તવત્સલ સદા, દેવના દેવ છો, તાહરા નામનો પ્રેમ રાચે;
જીવન તું જગતમાં, બીજું જાણું નહિ, નામ શામળિયા નાથ જાચે. ભક્ત૦
પ્રત્યક્ષ પરચો લહ્યો, સંશય સઘળો ગયો, ભ્રાંતિ ભાંગી ગુરુ ભેદ પામી;
દુર્મતિ પરહરી પાસે નરખ્યા હરિ, કર્મની વેદના દૂર વામી. ભક્ત૦
નિર્ગુણ ભાસતાં, સગુણ ભાસ્યું બધું, અન્યોઅન્ય તમો એક દીસો;
તમો વિના, પ્રભુ, હામ હાસો નહિ, વિજોગ ટળ્યો પળ્યો મન હિં સો. ભક્ત૦
આશના પાશનો પ્રપંચ પેખિયો, લખ ચોરાશીનું માથે દેવું;
બુદ્ધિહીણા બાપડા બંધન ભોગવે, તૃષ્ણા તૂટે નહિ દુઃખ સેવું. ભક્ત૦

મહાદુઃખ ભય થકી સંસાર ચેહ થકી, નાસીને સમરથ શરણે આવો;
આરો ઊગરવાનો અવર દીસે નહિ, પ્રભુ ઉગારણ બિરદ કહાવો. ભક્ત૦
તમો કિરપા કરી માટે સૂઝી ખરી, બળવંત વળગ્યો છું બાંહ્ય તારી;
નિર્બળ **નિરાંત**નો હાથ હેતે ગ્રહો, બાપજી ! સાંભળી બૂમ મારી. ભક્ત૦

૧૦

ભણીને શું ફૂલ્યો રે, મિથ્યા ફૂલ–ફળ વિના રે; ભણે ઘણું વેદશાસ્ત્ર ને પુરાણ;
દૂઝણી ને ધેનુ રે, પય પડદે રહ્યું રે; ગાયના પાલક પયના અજાણ. ભ૦
આશાને બાંધણિયે રે પુસ્તક બાંધિયાં રે, વિશેષ વાંચીને ભરવાં પેટ;
પેટ માટે વહેતા રે, પારકાં પોટલાં રે; નાખી ના દેવાય મોટાની વેઠ. ભ૦
ભણીને ભણાવી રે, સુણીને તે શું કર્યું રે ? ઓળખી ના જાણ્યું પોતાનું આપ !
વાંચક ના જોયો રે, વાંચ્યામાં નથી આવતો રે, આતમાનાં દરશ્યો વિશ્વમાં વ્યાપ!
વિત્ત વરાનું રે, કહે કેમ આવશે રે ? જમ્યા વિના જૂઠી જાણુશે વાત;
વાણીના તો વરા રે નિત્ય કહી શું કરો રે ? વસ્તુ વિના કોઈ ના થરપત થાય. ભ૦
ગુરુ થયા ઊંચા રે, ટેકરા જલ વિના રે; નીર તે ખાબોચિયામાં ભરાય;
વેદાંતને વાંચી રે, સિદ્ધાંતને સહી કરો રે, દેહ સર્વનું સિદ્ધાંત કહેવાય ! ભ૦
દેહ રહિત દરશ્યો રે, દેહમાં આત્મા રે, આત્મા–પરમાત્મા–એક કહેવાય;
સદ્‌ગુરુ પૂરા રે આપ ઓળખાવશે રે, **નિરાંત** નામે નામ ઓળખાય. ભ૦

૧૧

મન તો વિંધાયું વહાલાજીની સાથ; મને વહાલો વિસાર્યો ના વિસરે. ટેક
આઠે પહોર ઉલ્લામણ મારા ઉરમાં, બીજી વહાલી ન લાગે વાત. મને૦
જેમ રત્ન જડયું રે હોય રંકને, તેમ સત્ય થયું છે સાક્ષાત. મને૦
જેને કાજે દમે છે યતિ દેહને, તે તો આવ્યું છે મારે હાથ. મને૦
વારે વારે જાઉં ગુરુજીને વારણે, જેણે નિરખાવ્યા નિજ નાથ. મને૦
તેને તોલે ન આવે ત્રણ લોકમાં, જેની વિશ્વ વિચિત્ર છે ભાત. મને૦
ધન્ય ધન્ય દયા રે ગુરુદેવની, નામે **નિરાંત** નીરખો અજાત. મને૦

## ૧૨

માયા અવિનાશી પદ ઓળખો, તેથી પર તે પૂરણ પદને પરખો.
દશ દ્વાર થકી દૂર છે, ન્યારો માંહે રહ્યો ભરપૂર છે;
કાયા માયાનું કારણરૂપ છે, તેથી સગુણ તે આપસ્વરૂપ છે.
દશ ઇંદ્રિ'માં વરતે તે આત્મા, તેથી પર રહ્યો પરમાત્મા.
તેથી પર રહ્યું તેને પ્રીછવું, જાણી જોઈને અંતરમાં ઇચ્છવું.
મન વાણી વડે પરકાશ છે, દીપક માંહે જ્ઞાનનો ભાસ છે.
સદ્‌ગુરુ સર્વનું કારણ સાધવું, તેથી પર તે પરખી આરાધવું.
બાહ્યાભ્યંતર ભિન્ન ન ભાળવો, મન લોહ અગ્નિમાં ઓગાળવો.
એવું કામ કઠણ છે કોઈ કરો, હાંસી ખેલ નથી હૃદયે ધરો.
નામ–રૂપને નીરખીને હરખિયે, સદ્‌ગુરુથી પૂરણ પરખિયે.
રહિયે **નિરાંત** નામને આશરે, નિજ નામ લેઈને નિશ્ચે' કરો.

## ૧૩

રઢ લાગી છે રસિયાના રૂપની, બીજું કરવું તે કાંઈ ના સોહાય! ટેક
રૂપવંતો વસી રહ્યો હૈદિયામાં, વહાલવંતો તે વર્ણવ્યો ન જાય! રઢ૦
બ્રહ્મા વેદ ભણે રે ભલી ભાતના, દેવ ગાંધર્વ ગુણીજન ગાય! રઢ૦
વિષ્ણુ વ્હાલપણે તે ના વીસરે, શિવ સરખા તે ધ્યાનમાં ધાય! રઢ૦
મોટા મુનિતણાં રે મન મોહી રહ્યાં, નરનારી તે નિશદિન ચહાય! રઢ૦
નામ રૂપ ને ગુણથી ન્યારું રહ્યું, એવું આપોપું ના ઓળખાય! રઢ૦
સદ્‌ગુરુજી મળે તો સત્ સંભવે, બીજા કરવા તે મિથ્યા ઉપાય! રઢ૦
અનુભવિયા તે અહોનિશ આદરે, નામ નીરખે તે તદ્દવત્ થાય! રઢ૦
પ્રેમવંતી પદારથ પામશે, જેને સદ્‌ગુરુની છે સદા સહાય! રઢ૦
જન **નિરાંત** નીરખો નિજ નામને, પૂર્ણ પુણ્યે તે એને પમાય! રઢ૦

## ૧૪

રામનામ તું રાખ હૃદયમાં, કાઢ કલ્પના કાચી રે;
આદ્ય, અંત ને મધ્યે બોલે, તે વસ્તુ છે સાચી રે. રામ૦

વિના મૂળનો એ છે વેલો! મન વાણી પર વાધ્યો રે;
અનુભવિયાના અંતરમાંહી નેહ નિરંતર બાંધ્યો રે. રામ૦
વિના પંખનો એ છે ભમરો, વણ ઇંદ્રિયે ભોગી રે;
વિના પિંડનું એ છે પંખી, વિના જોગ સંજોગી રે. રામ૦
વાણીમાં આવે તે વણસે, નિરવાણી તે સાચું રે;
નામ રૂપ ને ગુણથી ન્યારું, તે જોઈ પદ જાચું રે. રામ૦
ઉદ્ભવ-પ્રલે' એને નહિ રે, આદ્ય અનાદિ એવો રે;
**નિરાંત** નામ ગુરુ તરન તારન, સદા ઉદ્યોતને સેવો રે. રામ૦

## ૬૫

સખિ! મને વહાલો રે, સુંદર શ્યામળો રે; શી કહું વહાલપણાની વાત?
વિવેકરૂપી રે, વીસરતો નથી રે, ઘડીઘડી પલપલ દિન ને રાત. સખી૦
સાસ-ઉસાસે રે, સખી મુને સાંભરે રે, ભુધર ઉપર ઘણો છે ભાવ;
ગોવિંદ વિના રે કાંઈ ગમતું નથી રે, લઉં એની સુંદરતાનો લહાવ. સખી૦
મનડું માણે છે રે, એની મોહનિયે ચંચળ ચિત્તડું ચળે નાહિ;
આંખ તો ઠરી છે રે એની ઉપરે રે, હેત હરિ હૃદયકમલની માંહી. સખી૦
પ્રભુજી પધારો રે, મંદિરમાંહે રે; વહાલા કેમ વસી રહ્યા છો વાટ?
**નિરાંત**ના સ્વામી રે સમરથ શ્રીહરિ રે, વહાલે ગારે પૂરી મનની આશ. સખી૦

## ૬૬

સામેરી સોહાગી રે, સખિ સદ્ગુરુ મળ્યા રે, મળતામાં મુજ પર કીધી મહેર!
વચન પ્રકાશ્યું રે, કહ્યું કરુણા કરી રે, કહ્યા પછી પ્રીછી સરવે પેર. સા૦
પ્રેમરસ પાયો રે, તૃષ્ણા ટળી ગઈ રે, આશા આન દેવની ના થાય;
આપ ઓળખાવ્યું રે, ભૂલ ભાંગી ગઈ રે, સુખ ઉપજાવ્યું સમજણમાંય. સા૦
તેણેને સમે રે મન મારું સ્થિર થયું રે, આવરણ ઊડી ગયું આકાશ;
નિરાળું નિરખાવ્યું રે નામ નારાયણનું રે, પલકમાં કીધો પોતાનો દાસ. સા૦
આશીર્વાદ દીધો રે દીનને દયા કરી રે, મૂક્યો કાંઈ કાંઈ મસ્તક ઉપર હાથ;
નલિકા નીરખ્યાનો રે આપ્યો આનંદજી રે, દરશ્યા માંહ્ય વિશ્વાવિશ્વનો નાથ. સા
મનવાંછિત રે ફલ મુને મળ્યું રે, કરવો રહ્યો કાંઈ નહિ ઉપાય;
પારસને પાયો રે પ્રભુજીના નામનો રે, **નિરાંત** નામે નિર્ભય થાય. સા૦

## ૧૭

સુગરાનું સુખ શું વખાણું? આનંદે અતિ સુગરાનું સુખ શું વખાણું? ટેક

વૃત્તિના વેગ જેના વેગળા થયા છે, ઠરવાનું મળ્યું છે ઠેકાણું;
આઠે પહોર નેહ નામની સંગાથે, આવરણ ઉરમાં ન આણું. આનંદે૦

આ તન તેનું ને તેને તો તન નહિ, મનથી મુકાયે લજાણું;
વિદેહીપણું દેહ દીસવા માત્ર, એવા પુરુષને ઉરમાં આણું. આનંદે૦

જીવનમુક્ત તેને કહેવાય, એવા પુરુષ પ્રમાણું;
વાણીએ જુઓ તો વિકાર નહિ જેમાં-

અજ્ઞાન-આવરણ ઊડી ગયાં છે, વાયું અખંડિત વહાણું;
રહે સંસારમાં ને ભિન્ન સંસારથી, એ સમજ્યામાં સાર વખાણું. આનંદે૦

મરજીવાનો દેશ છે એવો, નામ સમાન નહિ નાણું;
**નિરાંત** સદ્‌ગુરુ કામધેનુ કહિયે, દાસને જોગે તે દુઝાણું. આનંદે૦

## ૧૮

સંતોની સંગત રે મરણે ના મૂકીએ રે; ચૂકીએ ના ચાર દિવસનો લા'વ;
માટે મન રાખો રે સંતોમાં મળ્યું રે; વિલંબ ના કરશો આવ્યો છે દાવ.
સંતોની૦

દીનતા ગ્રહીને રે સેવા દાખીએ રે; રાખીએ નિત્ય નિત્ય નવલો નેહ;
સદ્‌ગુરુ સાચા રે સંતોની સાનમાં રે; નૌતમ સમજી લેજો તેહ.
સંતોની૦

મન હરી હોર રે રહેશે તવ તાહરું રે; ટળશે દુર્મતિના ડાઘ;
ખરા ને ખોટાનું રે થાશે તને પારખું રે, ભળશે માંહી સંતોનો ભાગ.
સંતોની૦

જનમોજનમના રે જાશે તારા મોરચા રે; ઉજ્જ્વલ થાશે તારું રૂપ;
કાટ તે કાંઈ રે ફરી લાગે નહિ રે; સિકલી સાચા સંત-સ્વરૂપ.
સંતોની૦

સંતસ્વરૂપી રે ભવમાં નાવ છે રે; વીરલા કોઈ એક બેસીને જાય;
જે જન બેઠા રે તે જન ભવ તર્યા રે; **નિરાંત** બીજા ગોથાં ખાય.
સંતોની૦

## ૧૯

શ્વાસોશ્વાસે સમરણ કર ને, તું હિ તું હિ કર તનમેં રે;
સાન સદ્‌ગુરુકી યહી સત્યારથ, દેખો દિલ દરપનમેં રે. શ્વાસો૦
સચરાચરમેં સોહિ બિરાજે, વ્યાપ આપ આપનમેં રે;
બાહિર ભીતર એક નિરંતર, બાજે નાદ ગગનમેં રે. શ્વાસો૦
સોવત-જાગત સૂરતસે ભાઈ, ભીતર રહો ભજનમેં રે;
લેહ લાગી સો તાર ન તૂટે, દ્રઢ-બેસે આસનમેં રે. શ્વાસો૦
પૂરણ પરચા ભયા બ્રહ્મકા, નામ લહ્યા નિર્ગુણમેં રે;
દાસ **નિરાંત** દયા સદ્‌ગુરુકી, મગન ભયા હૈ મનમેં રે. શ્વાસો૦

## ૨૦

હરિનામ સુધારસ પીજીએ, પીતાં જન્મમરણ મટી જાય. સુધારસ પીજીએ!
રસ પીધાની પેર કેમ પ્રીછિયે? પેર પ્રીછ્યા વિના ન પિવાય. સુધા૦
પેર પ્રીછો તો સૌથી રે સહેલ છે, નથી કરવો પડતો શ્રમ. સુધા૦
પીતાં અધરામૃત છે રે એટલું, ગુરુદેવ પાસે છે મરમ. સુધા૦
ગુરુદેવ સુધાના સમુદ્ર છે, ગુરુદેવ છે દીનદયાળ. સુધા૦
ગુરુદેવ સમોવડ કોઈ નહિ, ગુરુદેવ સો દેવ કૃપાળ. સુધા૦
ગુરુદેવ પરમ અર્થ રૂપ છે, ગુરુમગે પીવાનો ઘાટ. સુધા૦
સુખ ગાદીનું ચહાતા રે પુત્રને, જેમ પિતા રે બેસાડે પાટ. સુધા૦
એવા પિતા ગુરુને પ્રીછવા, કર જોડીને લાગવું પાય. સુધા૦
રસ રીત પ્રીત કરી પ્રીછવે, જેનો મહિમા કહ્યો નવ જાય. સુધા૦
સુધા પીતાં અમર પદ પામીએ, કોટિ કલ્યાણથી અધિકાય. સુધા૦
જન **નિરાંત** મહિમા નામનો, નેતિ નિગમ નિરંતર ગાય. સુધા૦

## નિષ્કુળાનંદ

### ૧

ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના, કરીએ કોટિ ઉપાય જી;
અંતર ઊંડી ઇચ્છા રહે, કેમે કરી ન ત્યજાય જી? ત્યાગ૦
વેષ લીધો વૈરાગ્યનો, દેશ રહી ગયો દૂર જી;
ઉપર વેષ અચ્છો બન્યો, માંહી મોહ ભરપૂર જી. ત્યાગ૦
કામ–ક્રોધ–લોભ–મોહનું, જ્યાં લગી મૂળ ન જાય જી;
સંગ–પ્રસંગે પાંગરે જોગ–ભોગનો થાય જી. ત્યાગ૦
ઉષ્ણ રતે અવની વિષે, બીજ નવ દીસે બહાર જી;
ઘન વરસે, વન પાંગરે, ઇંદ્રિય વિષય આકાર જી. ત્યાગ૦
ચમક દેખીને લોહ ચળે, ઇંદ્રિય વિષય સંજોગ જી;
અણભેટયે રે અભાવ છે, ભેટયે ભોગવશે ભોગ જી. ત્યાગ
ઉપર ત્યજે ને અંતર ભજે, એમ નહિ સરે અર્થ જી;
વણસ્યો રે વર્ણાશ્રમ થકી, અંતે કરશે અનર્થ જી. ત્યાગ૦
ભ્રષ્ટ થયો જોગ–ભોગથી, જેમ બગડયું દૂધ જી;
ગયું ઘૃત–મહી–માખણ–થકી, આપે થયું રે અશુદ્ધ જી. ત્યાગ૦
પળમાં જોગી ને ભોગી પળમાં, પળમાં ગૃહી ને ત્યાગી જી;
**નિષ્કુળાનંદ** એ નરનો વણસમજ્યો વૈરાગ્ય જી. ત્યાગ૦

### ૨

ધન્ય ધન્ય એ સંત સુજાણને, જેનું ઊલટી પલટાયું આપ,
એવા જન હરિતણા!
આપું ટાળી મળ્યા ભગવાનમાં, જેના આપમાં હરિનો વ્યાપ! એવા૦
જેના શીશમાં શીશ છે શામનું, જેના નેણમાં નાથનાં નેણ! એવા૦
જેના મુખમાં મુખ મહારાજનું, જેના વેણમાં વહાલાનાં વેણ! એવા૦
જેના કાનમાં કાન શ્રીકૃષ્ણના, જેના નાકમાં નાસિકા નાથ! એવા૦

જેની જિહ્વામાં જિહ્વા જીવન તણી, જેના હાથમાં હરિનો હાથ ! એવા૦
જેના હૃદયમાં હૃદય હરિતણું, જેના પાવમાં હરિનો પાવ ! એવા૦
જેમ હીરો હીરા વડે વીંધિયો, તેમ થયો તે સહજ સમાવ ! એવા૦
એમ સંતમાં રહ્યા રે શ્રીહરિ, માટે સંત તે સુખનું ધામ ! એવા૦
ધર્મ, ભક્તિ, વૈરાગ્ય ને જ્ઞાન જે, તેને રહેવાનું છે સંત ઠામ ! એવા૦
એવા સંત શિરોમણિ ક્યાં મળે, જેણે દેહ બુદ્ધિ કીધી દૂર ? એવા૦
કહે **નિષ્કુળાનંદ** એવાને સંગે ઊગે અંતરે આનંદ–સૂર ! એવા૦

## ૩

હું બલિહારી એ વૈરાગ્યને ઊપજ્યો જેને અંગ જી;
ચૌદ લોકને ચતુરધા ન ગમે સુખનો સંગ જી. હું બલિહારી૦
સુખ ન ઇચ્છે સંસારનાં, સમજે સ્વપ્ન સમાન જી;
વાત ગમે રે વૈરાગ્યની, તન–સુખ ત્યાગવા તાન જી. હું બલિહારી૦
દુઃખી રે દેખે આ દેહને, રહે રાજી મન માંય જી;
અનરથનું આ ઘર છે, જાણી ન કરે જતન જી. હું બલિહારી૦
રાત–દિવસ હૈયા વિષે, વરતે એમ વિચાર જી;
હું રે કોણ ને જઈશ ક્યાં ? કરું તેનો નિરધાર જી. હું બલિહારી૦
કરું ઉપાય હવે એહનો, ડહોળી દેશ–વિદેશ જી;
કોઈ રે ઉગારે મને કાળથી, સોંપું તેને લઈ શીશ જી. હું બલિહારી૦
રહે આતુરતા એ ઉર વિષે, દેખી દેહી અનિત્ય જી;
સુખ નવ માને સંસારમાં, ન કરે કોઈશું પ્રીત જી. હું બલિહારી૦
એવી દશા આવ્યા વિના, ન હોય તન–સુખ ત્યાગ જી;
ઉપરનો લાગે લજામણો, વગોણા સરખો વૈરાગ્ય જી. હું બલિહારી૦
હરિ ગુરુ સંત દયા કરે, આવે એહ વિચાર જી;
**નિષ્કુળાનંદ** નિશંક થઈ, સહેજે તરે સંસાર જી. હું બલિહારી૦

## કવિ પિંગળશી

### ૧

એની થઈ ઓળખાણ, અમને એની થઈ ઓળખાણ જી!
તનડાની મટી તાણાતાણ. અમને૦
લાભ કરતાં ઘણું ન લાગે, હૈયે ન આવે હાણ જી;
સદા આનંદ સંત સંગે, મૂરખ ઘેર મોકાણ. અમને૦
આડા અવળા પંથની, હવે પડતી મેલી પરાણ જી;
ખૂબ ભમતાં ખરાખોટાની જોતાં થઈ રહી જાણ. અમને૦
રૂડાથી મન રહે રાજી, કૂડાથી કચવાણ જી;
મોહ મમતાના રોગ મટીને સાવ થઈ સુવાણ. અમને૦
જન્મોજનમના કાટ કાઢ્યા, ચડી ખડ્ગ સરાણ જી;
**પિંગળશી** કહે હાથ ચડી ગઈ ખરાં રતનની ખાણ! અમને૦

### ૨

મને ઘડી નથી વીસરતા રામ, હરિવર સંકટ હરતા. ટેક
વહાલાજી મારા, કર પર ગોવર્ધન ધાર્યો;
વહાલે વ્રજનો દેશ ઉગાર્યો રામ. હરિવર૦
વહાલાજી મારા, કાળિનાગે તે ફંદ કીધો;
લટકાળે નાથી દીધો રામ. હરિવર૦
વહાલાજી મારા, કંસ હતો બહુ અહંકારી;
મોહનજીએ નાખ્યો મારી રામ. હરિવર૦
વહાલાજી મારા, મુષ્ટિક તાંદુલ સુદામાના લીધા;
એના મહેલ કનકના કીધા રામ. હરિવર૦
વહાલાજી મારા, કુબ્જાનું ચંદન લીધું;
એને રૂપ અનુપમ દીધું રામ. હરિવર૦

વહાલાજી મારા, પાંચાળી સભામાં પુકારી;
ચીર પૂર્યાં પૂર્ણ મુરારિ રામ. હરિવર૦
વહાલાજી મારા, ભવ રે સાગરના છો ત્રાતા;
**પિંગળના** પ્રાણ જ પ્યારા રામ. હરિવર૦

૩

સોઈ સત્સંગી, મદ મોહ નહીં અભિમાન!
હરિરસ રંગી, સદા એક પર્યુસે ધ્યાન. સોઈ૦
કાયકું ભજે જૂઠી કાયા? માયા હૈ મિજમાન;
પાવ ઘડીકા વૈભવ પ્યારે, વામેં ક્યા ગુલતાન?
ભાવ ભજનમેં ચૂકે નહ નામ–નિશાન. સોઈ૦
કૂડકપટ લવલેશ નહીં લાલચ, સુખ દુઃખ એક સમાન;
નિર્મળ મનમાં રાગ–દ્વેષ નહિ, માન નહિ અપમાન;
સબ દિન સુખિયા પરિગ્રહ સંગ પિછાન. સોઈ૦
ભૂત, ભવિષ્ય ઔ' વર્તમાનકા, આપે કરે અનુમાન;
જિનકા જીવ ડગે નહિ જગ'મેં, દેવે મોક્ષકા દાન;
પાપ હઠાવે–સેવકકું બતાવે સાન. સોઈ૦
આપે તરે, ઔરનકું તારે, સમરથ સંત સુજાન;
**પિંગળ** ઐસા ગુરુકું સેવે, હોવે નહિ હૈરાન–
અસલ ગ્નન જાવે નિત્ય નીરખે પદ નિર્વાણ! સોઈ૦

## પીતાંબર

૧

રામ તો રમે રે, મારો રામૈયો રમે!
નિત્ય નીરખો નેણુંમાં મારો રામ તો રમે! નિત્ય૦
મીઠા મે'રામણનો મરમ ન જાણ્યો મૂરખે;
ભવ રે સાગરમાં તું તો ભૂલ્યો રે ભમે. નિત્ય૦

દાસપણાની જેને દલ પત ના'વી રે;
ખોટા ચલણનાં મૂરખો ખૂંદણાં ખમે ! નિત્ય૦
કૂડ–કપટની જેણે કિરિયાઓ સાધી રે;
દુગ્ધાનાં માર્યાં એ તો દેહને દમે. નિત્ય૦
વિધવિધ પેરે તમે જુઓને વિચારી રે;
સાહેબમાં શમે રે તેને ભૂપ તો નમે ! નિત્ય૦
દાસ **પીતાંબર** સદ્‌ગુરુજીને વચને રે;
ખબરું લેજો રે, વહાલા! સમે' ને સમે'. નિત્ય૦

**૨**

સદ્‌ગુરુ રાજ લગન લઈ આવ્યા, સર્વ સંસારથી મુજ મન ભાવ્યા;
પ્રેમ આરતી મોતીડે વધાવ્યા, તો ભાગ્ય ભળ્યાં પેલા ભવતણાં રે. સ૦
શબ્દરૂપી ચાંદલિયા ચોંટાડ્યા, નિવૃત્તિ કન્યા શું વિવાહ જોડ્યા;
કામ, ક્રોધ, ભય સર્વે મોડ્યા, તો વિવાહ કર્યો જુગતી કરી રે. સ૦
ગગન મંડળ વચ્ચે માંડવો રોપાવ્યો, પંચરંગી રંગે રંગાવ્યો !
અમીધાર રૂપી દોરીએ બંધાવ્યો, તો છાયો આછા આછા તારશું રે. સ૦
હિરદામાંહી વર તોરણે આવ્યો, અનેક રીતે સંપૂરણ ભાવ્યો;
સુરતા–સખીએ ફૂલડે વધાવ્યો, ને નીરખ્યો નાથ નયણાં ભરી રે. સ૦
સુખમણ વેવાણ પોંખવા આવી, ઇડા–પિંગળા સખી સાથે રે લાવી;
પાંચ પચીસ ગાનારીઓ આવી, તો પોંખણ પોંખે પ્રેમ શું રે. સ૦
એ માંડવાની શોભા છે સારી, રત્નજડિત ઝરૂખા ને બારી !
અનેક રીતે જાઉં ઓવારી, તો અખંડ જ્યોતિ ઝળહળે રે. સ૦
નિવૃત્તિ કન્યાને પંવરાવો, શબ્દ સમેટી હૃદયમાં લાવો;
વિરાગ કેરી ચોરી રચાવો, જ્યાં અનહદ વાજાં ગડગડે રે. સ૦
પ્રેમે કરી જેણે હરિવર વરિયા, આવાગમનના ફેરા રે ટળિયા;
**કહે પીતાંબર** સદ્‌ગુરુ મળિયા, તો અખંડ ચૂડલો પહેરિયો રે. સ૦

## પ્રીતમદાસ

૧

અનેક જન્મનો ઊંઘ્યો પ્રાણી, કેમ કરી જાગે?
કર્મઘેનનું ઘારણ પડિયું, નિદ્રા નવ ત્યાગે. અનેક૦
મલિન અંતઃકરણમાં અંધારું, અજવાળું ન મળે;
ઇંદુ અર્કને પીળો દેખે, પોતાને કમળે. અનેક૦
માયા મોહ મદિરા પીધી, મદભરિયો આગે;
સદ્‌ગુરુની શિખામણ એને કઈ પેરે લાગે? અનેક૦
મરમ ન જાણે મૂરખ પ્રાણી, માયાસુખ માગે;
**પ્રીતમ** પ્રભુનું ભજન કરે, તો ભવભટકણ ભાગે. અનેક૦

૨

અજ્ઞાની જીવ, સંગ કરે સાચો પણ રંગ ચડે નહિ;
એમ દમે શરીર, હરિ મળવાનો મારગ તોય જડે નહિ. અજ્ઞાની૦
એક પથ્થર પાણી નવ પરસે, તેને ટાંકે તો અગ્નિ વરસે;
એવા સાકુટને હરિ કેમ દરશે? અજ્ઞાની૦
સાકુટને સંગત કેમ ગમશે? ઊંધે ઘડે તે ઉદક કેમ ભરશે?
એમ પાત્ર વિના રસ કેમ ઠરશે? અજ્ઞાની૦
જેમ પુષ્પ પાંદડાં આસપાસ, તેમાં તો કોને ન લાગે બાસ;
એમ જગત-ભગત તે બારે માસ. અજ્ઞાની૦
એક મેડક પંકજ પાસ રહે, તે કમળતણી વાસ નવ લહે;
વાસ કમળતણી તો ભ્રમર લહે. અજ્ઞાની૦
તરુ ચંદનથી ચંદન જેવા, બીજા વાંસ-એરંડા રહ્યા તેવા;
તેને નહિ કાંઈ લેવા કે દેવા. અજ્ઞાની૦
તું વેદ પુરાણ ઘણું સાંભળે, તારા મનની દુગ્ધા કાંઇ ન ટળે;
સાચા રંગ વિના હરિ નહિ મળે. અજ્ઞાની૦

જેમ થાકયા ફેરા ફરી ફરી, થયા કાયર મહેનત કરી કરી;
તું ન થાકયો દેહ ધરી ધરી. અજ્ઞાની૦
કહે **પ્રીતમ** સમજે સુખ થાશે, તારું જનમમરણનું દુ:ખ જાશે;
આગળની પ્રીતે ઓળખાશે. અજ્ઞાની૦

૩

આંખો આગળ રે રહોને! અમને નિત્ય નિત્ય દર્શન દ્યો ને! ટેક
લોચન લાલચ રે લગાડી, વેરણ પલક પડે છે આડી;
પલક કલપ સમ રે થાયે, અધ ક્ષણ અળગું નવ રહેવાયે. આંખો૦
નયણાં રોકે રે રસમાં, જિહ્‌વા ઝીલે તમારા જશમાં;
શ્રવણે સોહાય નહિ રે બીજું, શબ્દ તમારા સાંભળી રીઝું. આંખો૦
મનના મનોરથ રે એવા–કરીએ સદા તમારી સેવા;
મનડું મળવા રે હીસે, તન ધન સર્વે તમારું દીસે. આંખો૦
રૂપ તમારું રે રસિયું! મારા હૃદય–કમળમાં વસિયું;
પ્રભુ **પ્રીતમ**ના રે પામી અંતર વસિયા અંતરજામી. આંખો૦

૪

આનંદકારી રે આવો, નયનકમળમાં નેહ ઉપજાવો. ટેક
સુખના સાગર રે સ્વામી! તમને પૂરણ પુણ્યે પામી;
તમને જોઈને રે જીવું, બીજા કોઇથી નહિ બીવું. આનંદ૦
તાન તમારી રે સાથે, કાંઈ નવ ભૂલું બીજી ભાતે;
મનડું અટકયું રે, માવા! જીવણ! નહિ દઉં તમને જાવા. આનંદ૦
હૃદિયા ભીતર રે રાખું, તન–મન–ધન વારી હું નાખું;
પ્રભુ **પ્રીતમ**ના રે પ્યારા, પલક ના રહેશો અમથી ન્યારા. આનંદ૦

૫

આનંદકારી અખંડ વિહારી, આદ્ય પુરુષ અવિનાશી જો;
એક પલક અળગાં નવ રહીએ, અમે તમારી દાસી જો. આનંદ૦
મારું મન માન્યું તમ સાથે, કોઈ કહીને શું કરશે જો!
સિદ્ધ, સતી ને શૂર વીર નર, તે પાછા કેમ ફરશે જો? આનંદ૦

થાકયાંના વિસામા, પ્રભુજી ! નાકાંના મેવાસી જો;
શિવ, વિરંચી સરખા સેવે, કમળા જેની દાસી જો. આનંદ૦
કામનીઓના કલ્પદ્રુમ છો, નિર્ધનનું ધન જાણું જો;
શું કરશે સંસારી કહીને, તમ સંગાથે રાચ્યું જો ? આનંદ૦
ત્રિવિધિ તાપે તપી રહ્યાં, તેને ઠરવાનું ઠેકાણું જો;
**પ્રીતમ**ના સ્વામીનાં ચરણો અહોનિશ હું યાચ્યું જો. આનંદ૦

## ૬

આનંદ મંગળ કરું આરતી, હરિ-ગુરુ સંતની સેવા;
પ્રેમ ધરી મંદિર પધરાવું, સુંદર સુખડાં લેવા ! આનંદ૦
રત્ન કુંભવત્ વાજાં ભીતર, આનંદરૂપી એવા;
ત્રિભુવન તારણ ભક્ત ઉદ્ધારણ, મહુરત અકળ અમેવા ! આનંદ૦
તીરથ સૌ મારા ગુરુજીને ચરણે-ગંગા, જમુના, રેવા;
કહે **પ્રીતમ** ઓળખ્યો અણસારો, હરિના જન હરિ જેવા. આનંદ૦

## ૭

આ રે અવસરમાં જેણે સદ્‌ગુરુ સેવ્યા !
વસ્તુ તો દેહમાં બતાવી રે સોહાગીલાલ. આ રે અવ૦
ઓહમ્-સોહમ્ શબ્દ નાભિથી ઊલટે;
શૂન્ય શિખર ગઢ જાય રે સોહાગીલાલ. આ રે અવ૦
એકવીસ હજાર છસેં શ્વાસા રે ચાલે;
જાપ અજપા કહેવાય રે સોહાગીલાલ. આ રે અવ૦
અનહદ વાજાં વાગે, ગગનમંડળમાં;
ઘોર શબ્દ ત્યાં તો થાય રે સોહાગીલાલ. આ રે અવ૦
પરા, પશ્યંતિ ને મધ્યમા, વૈખરી;
મધ્યમાં ઘાટ ઘડાય રે સોહાગીલાલ. આ રે અવ૦
જા ગ્ર ત, સ્વ પ્ન, સુ ષુ પ્તિ, તુરીયા;
ઉન્મુનિએ ઓળખાય રે સોહાગીલાલ. આ રે અવ૦

ચંદ્ર સૂરજ દોનું, એક ઘર લાવે;
જેવું જોઈએ તેવું થાય રે સોહાગીલાલ. આ રે અવ૦
સંત સમાગમ જેને હોય રે, વહાલીડા!
વાદવિવાદ મટી જાય રે સોહાગીલાલ. આ રે અવ૦
કહે **પ્રીતમ** નિજ નામ જપી લ્યો;
હરિ ભજતાં તે હરિમાં સમાવ રે સોહાગીલાલ. આ રે અવ૦

૮

અંતરજામીનું નથી અજાણ્યું, મન માને તેમ મહાલો! ટેક
પુણ્ય–પાપના બે મારગ છે: મન માને તે ઝાલો! અંતર૦
કર્યાં કરમ ભોગવવાં પડશે, જોઈ વિચારીને ચાલો. અંતર૦
હરિને ઘેર તો હિસાબ ઠીક છે: કોણ વેરી, કોણ વહાલો? અંતર૦
વણ સમજ્યો વેપાર કરો છો, ફેરો પડશે ઠાલો! અંતર૦
નૂરત–સૂરત બે એક ઘર લાવી, ગગનમંડળમાં મા'લો! અંતર૦
**પ્રીતમ**નો સ્વામી પ્રેમે રીઝે, નટવર નંદનો લાલો! અંતર૦

૯

ગુરુ–બ્રહ્મનાં ચરણ ઉપાસીએ, સેજે શોક સમૂળો જાય;
વચન સત્ય માનજો. વચન૦
જે કોઈ પ્રેમે પીએ પગ ધોઈને ઊંડે ક્રોડ તીરથ તેને થાય. વચન૦
યજ્ઞ–લક્ષ તે પ્રેમપ્રસાદમાં, ભક્તિ મુક્તિ તે સેજમાં હોય. વચન૦
જે કોઈ પ્રીતે કરીને પ્રવર્તશે, દેહદર્શી દેખે નહિ કોય. વચન૦
**શુદ્ધ** ચૈતન્ય સાક્ષી–**તત્ત્વમસિ** સદા સ્મરણ એકરસ જ્ઞાન. વચન૦
આઠે આવરણ પાર પરમાત્મા, નહિ આદ્ય–મધ્ય–અવસાન. વચન૦
રૂપ રમ્ય સગુણ સોહીએ સદ્‌ગુરુ, જેને નિગમ નિરંતર ગાય. વચન૦
કહે **પ્રીતમ** પ્રપંચ પરહરી, રાખો સદ્‌ગુરુ સંગ સદાય. વચન૦

૧૦

ગોપીજનના રે પ્રાણ તે તો પ્રભુજીની પાસે;
આ રે રહ્યાં છે તે તો સૂનાં શરીર! ગોપીજન૦
કર્મે અમારે ક્યાંથી અક્રૂર આવ્યા?
છળ કરી લઈ ગયો બળભદ્ર—વીર! ગોપીજન૦
રથને રોકીને જ્યારે રહ્યાં રે રાધાજી;
તેમને તે આપી બહુ ધારણ ધીર! ગોપીજન૦
આવ્યાની આશે અમે રહ્યાં રે વિશ્વાસે!
આવડું ના જાણ્યું, હરિ–હૈડાનું હીર! ગોપીજન૦
વચન તમારાં ઉદ્ધવ, હૃદિયામાં સાલે;
એ તો લગાડ્યાં જેમ તાણીને તીર! ગોપીજન૦
જળ વિના જીવે તે તો જાણો દાદુરડાં;
મીન મરે જ્યારે નવ મળે નીર! ગોપીજન૦
પ્રેમની વાતો તે તો પ્રેમી જન જાણે;
વંઝા ના જાણે કાંઈ પ્રસવની પીડ! ગોપીજન૦
શ્યામસ્વરૂપ વિના શું થાય સાધન?
આંબ ત્યજીને કોણ સેવે કરીર+? ગોપીજન૦
ગિરધરલાલ વિના અવર ના ગોઠે;
નયણામાં વસી રહ્યો નંદકુમાર! ગોપીજન૦
કેસરી ભૂખ્યો ક્યારે ઘાસ ના ખાયે;
ચઢ્યા ના ઊતરે કાંઈ સતીના શણગાર! ગોપીજન૦
ખારા તે જળને ક્યારે છીપ ના ચાખે!
કેળ ફળે નહિ ફરી બીજી રે વાર! ગોપીજન૦
એક પલક અમને કહો, કેમ વીસરે?
**પ્રીતમનો** સ્વામી અમારો પ્રાણઆધાર! ગોપીજન૦

+ કરીર=કેરડો

૧૧

છે બ્રહ્માનંદ ભરપૂર, બ્રહ્મને ભાવે રે;
સચ્ચિદાનંદ સુખમૂળ, તે ફાવે નિરદાવે રે. બ્રહ્મને૦
અણુ થકી તે આ જ સુધી વ્યાપક વિશ્વાધાર રે;
જ્યાં જોઈએ ત્યાં તેવો થઈને બોલે બોલણહાર રે. બ્રહ્મને૦
જલ તરંગ નહિ જૂજવા રહે, રે જેમ હાટકમાં હાર રે;
તેમ તુંમાં હરિ ને હરિમાં તું, એમ નિગમ કહે નિરધાર. બ્રહ્મને૦
નખ શિખ સુધી હેમની પૂતળી, હેમ તણા શણગાર રે;
બાહેર ભીતર હેમ બિરાજે, હેમ તણો વિસ્તાર રે. બ્રહ્મને૦
નિઃશંક થઈને નાખી દેજે માથેથી સહુ ભાર રે;
કર્તા હર્તા આપ પોતે છો, અખિલ બ્રહ્માંડના આધાર રે. બ્રહ્મને૦
શુદ્ધ વિચાર કરી થાયે સુખિયો, દુઃખનાં બાળી બીજ રે;
કહે **પ્રીતમ** પ્રભુમાંહી સમજે, જેમ વાદળમાં વીજ રે. બ્રહ્મને૦

૧૨

જોઈ વિચારી હું વરી છું, હવે ડગે નહિ મન જો;
શામળિયાજી સર્વસ્વ સોંપ્યું, તમને તન-મન-ધન જો.
ત્રિભુવન-વ્યાપક તેજ તમારું, નેહ નિરંતર કીધો જો;
અંતરનો અહમેવ તજીને, પ્રેમસુધારસ પીધો જો.
રસનો ચટકો હ્રદિયે લાગ્યો, તે ટાળ્યો કેમ ટળશે જો;
જે સરિતા ચાલી સાગરમાં, તે પાછી કેમ ફરશે જો?
એક પલક અળગો નવ મૂકું, હરિ હૈયાનો હાર જો;
**પ્રીતમ**નો સ્વામી શામળિયો, પ્રાણ તણો આધાર જો!

૧૩

જંજાળી જીવડે મુક્તિની જુક્તિ ન જાણી;
મિથ્યા માયા મૃગજળ સરખી, મોહ કરીને માણી રે. જંજાળી૦
ધામધૂમ ધંધામાં ધાયો, ગિરધરલાલ ન ગાયો;
આવ્યો તો પરમારથ કરવા, ઊલટો દોષ કમાયો રે. જંજાળી૦

વિષય-વાસનામાં વિંટાયો, જેમ ઝિંટાયો જાળે;
મરતાં સુધી કામ ન ખૂટયું, મન બહુ લોચ્યા વાળે રે. જંજાળી૦
ગાશી તીર ગડે તન માંડી, એમ મનમાંની માયા;
છેદે પણ છેટે નવ થાયે, જેમ કાયાની છાયા રે. જંજાળી૦
દશ ઇંદ્રિથી દોષ કમાયો, ભિલટો બંધાયો આપે;
કામ, ક્રોધ, મદ, મોહઅગ્નિમાં, બળી રહ્યો બહુ તાપે રે. જંજાળી૦
શ્રવણ દગ્ધ થયાં નિંદા સાંભળી, નેત્ર દગ્ધ થયાં નિહાળી;
જિહ્વા દગ્ધ થઈ જૂઠું બોલી, સર્વસ્વ બેઠો હારી રે. જંજાળી૦
પ્રાણ દગ્ધ થયા કરી પ્રતિગ્રહ, પાય પદ્મ પર ચાલી;
સુકૃત બીજ બળી ગયું સર્વે, ક્ષેત્ર પડી રહ્યું ખાલી રે. જંજાળી૦
રાગદ્વેષ ભર્યાં હૃદિયામાં, અનેક દોષ ઉપજાવે;
કલ્પદ્રુમ ચિંતામણિ સરખી, પ્રભુભક્તિ નવ ભાવે રે. જંજાળી૦
રામ નામનું દામ ન બેસે, કામ આપણું થાયે;
**પ્રીતમ** મન પ્રમોદ કરે, તો સકળ કલ્પના જાયે રે. જંજાળી૦

## ૧૪

તન રેંટુડો સદ્ગુરુશબ્દે સૂતર ફરવા લાગ્યો;
થઈ મહેર ઘણી ગુરુદયાળે દિલનો ધોખો ભાંગ્યો. તન૦
શુભ કર્મ કાષ્ટરેંટિયો કીધો, તે તો સુઘડ સુતારે ઘડી દીધો;
બુધ માનુનીએ માગી લીધો. તન૦
પંચરંગી પાંખડિયું આરા, થાંભલિયું તોરણિયા સારા;
ચિત્ત ચપળ ચમરખે રંગ ન્યારા. તન૦
અંતઃકરણ ઉઢાણી પ્રોયે, એને અન્ન ઉદક ઊંજણ જોઈયે;
દશ દામણિયો સુંદર સોહિયે. તન૦
તે મધ્યે ચૈતન્ય માળ ફરે, પરા પાર પૂણી પ્રાણ ધરે;
ત્રિવેણી ત્રાકે તાર ભરે. તન૦

મન માંકડી ચોક્કસ કરિયે, ઘર મૂકી પરઘેર નવ ફરિયે;
એક ધ્યાન ધણીકેરું ધરિયે. તન૦

ગુણવંતી નાર કમાય ઘણું, જેને બળ હોય હરિ ગુરુ સંતતણું;
તેને સહેજે આવે શીલપણું. તન૦

કહે **પ્રીતમ** પ્રગટે પૂર્ણદશા, રસિયોજી આવી હૃદિયામાં વસ્યા;
તેનાં જન્મ–મરણ–દુઃખ દૂર ખસ્યાં. તન૦

## ૧૫

તાર ન તૂટે રે તે શું ? અરસપરસ મન એક રસ એ શું ?
હરિને હેતે રે સાહેલી, લોકલાજ મરજાદા મેલી.
નિર્લજ થઈને રે ચાલું, નહિ કોઈ વહાલા સરખું વહાલું.
ગોઠડી ગોવિંદની રે ગમે છે, ચિત્તડું ચતુર વર શું રમે છે.
કોઈ જાણે રે કળમાં, દર્શન–સ્પર્શન વાણી વળમાં.
પ્રભુ **પ્રીતમ**ના રે રસિયા, મોહનજી મારે મન વસિયા.

## ૧૬

તારા તનમાં તપાસ, ત્રિવેણી આદિ સૌ તીરથ તુજમાં વસે;
માંહિ મજ્જન કરો, કોટિ જનમનાં કિલ્મિષ તે સઘળાં જશે. તારા૦

આ કાયા તે કાશી જાણો, શુદ્ધ પ્રેમ તે પ્રયાગ પરમાણો;
હરિહરનું રૂપ હૃદયે આણો. તારા તનમાં૦

ગુરુજ્ઞાન ભક્તિ ગંગા કહીએ, શુભ કરમ સૂરજ સુરતા લહીએ;
સરસ્વતી વૈરાગ્ય વિષે રહીએ. તારા તનમાં૦

ત્યાં વિશ્વનાથ ચૈતન્ય રાજે, ગેબી ઘંટ તે અનહદ વાજે;
ધૂન અર્ણવ પર્ણવ પર ગાજે. તારા તનમાં૦

જે જન એ તીરથને સેવે, તે સૌ તીરથનું ફળ લેવે;
કહે **પ્રીતમ** પ્રભુમાં ચિત્ત દેવે ! તારા તનમાં૦

૧૭

તારી કાયામાં કોણ બોલે છે? તેને તું શોધી કાઢ ને!
જળ-થળમાં જેહ અંતરજામી, એક નિરંતર ભાળ ને! તારી૦
એને અવર કોનો આધાર છે? એને ભક્ષભોજન શો આહાર છે?
એ પુરુષ, નપુંસક, નાર છે? તારી૦
લઘુ, દીર્ઘ છે કે વામણો? વૃદ્ધ, જોબન, બાળ બિહામણો?
એ લાયક છે કે લગ્નમણો? તારી૦
એને સુખ-દુઃખ કે પીડા થાય છે? કરી શબ્દ ને ક્યાં સમાય છે?
એ પિંડ પડે ક્યાં જાય છે? તારી૦
આઠે પહોર રહે છે ધ્યાનમાં, મન રાખો અનુભવ જ્ઞાનમાં;
કહે **પ્રીતમ** સમજો સાનમાં! તારી૦

૧૮

તું તો નિંદા ન કરીશ કોઈની, પ્રેમે સુધારસ પીજે જો;
આ સૃષ્ટિ શામળિયાજીની, કોઈને દુઃખ ના દીજે જો.
જીવ દુઃખાવે હરિ દુઃખાયે, એનો અર્થ છે એવો જો;
અવગુણ કોઈનો ઉર ના ધરીએ, ગુણ ગોતીને લેવો જો.
માંદાને મિષ્ટાન પચે નહિ, પાંચ્યાખીલો થાય જો;
ઓસડ ખાય ને ચરી ન પાળે, તેનો રોગ ન જાય જો.
હક બોલો, હરિને સંભારો, દયા ઉરમાં ધારો જો;
આશા, તૃષ્ણા, લોભ, ઈર્ષ્યા, દિલથી દૂર નિવારો જો.
સમદૃષ્ટિ સૌ ઉપર આણો, દુષ્ટ ભાવને ટાળો જો;
**પ્રીતમ**ના સ્વામીની સાથે, પ્રેમનેમ નિત્ય પાળો જો.

૧૯

ધન્ય આજ ઘડી, સંત પધાર્યા, પ્રેમે પાવન કીધાં;
અતિ આનંદ અપાર, દયા કરીને અમને દર્શન દીધાં! ધન્ય૦
હરિજન તે હરિ સરખા, હે 'લિ! મળીએ મન મરજાદા મેલી;
થાય અરસપરસ આનંદ હેલી રે. ધન્ય૦

સંત શરણે ગયે સુખ થાય ઘણું, ડગલે ડગલે ફળ યજ્ઞતણું;
એની સેવાનાં સુખ શાં રે ભણું? ધન્ય૦
સંત વૈકુંઠપતિને ઘણા વહાલા, સંત બ્રહ્માનંદ રસ પીનારા;
એવા સંત નથી હરિથી ન્યારા. ધન્ય૦
સંત ભેટે ભવદુઃખ દૂર પળે, પરમાર્થપણે પરિબ્રહ્મ મળે;
અને લક્ષ ચોરાશીનું લગડું ટળે. ધન્ય૦
કહે **પ્રીતમ** પૂર્વનાં પુણ્ય ફળ્યાં, જેને આંગણે હરિજન આવી મળ્યાં;
તેને ઉર આનંદના ઓઘ વળ્યા. ધન્ય૦

## ૨૦

પ્રથમે ગુરુને ગોવિંદ કરી જાણો, ભિન્ન ભાવ કશો ઉરમાં ન આણો!
પૂજે પરસન થાય છે પાંણો! તો બોલનહારાને જાણજો રે. પ્ર૦
બોલતા પુરુષની બૂજવી વાણી, સમસ્યામાં સંત બતાવે એંધાણી;
પલકમાં ભેટાડે પુરુષ–પુરાણી, તો તન, મન, ધન તેને અર્પીએ રે. પ્ર૦
જીવતણું ગુરુ જોખમ ટાળે, ખટચક્ર વેધી ચડાવે રે માળે!
ત્રિવિધ તાપ ગુરુ તુર્ત જ ટાળે, ને ભેટાડે સાતમી ભોમકા રે. પ્ર૦
રવિ–શશિ વિના મારે વાણેરું વાયું, નિર્ભય નાણાંનું ઊઘડ્યું ખાનું!
ધનવંતા ધણીનું સ્વરૂપ વખાણું, તો જ્યાં જોઉં ત્યાં વ્હાલા વડે રે. પ્ર૦
ઠામ નથી દીસતો કોઈ ઠાલો! સ્થાવર, જંગમ, વ્યાપક વ્હાલો!
પાંચ પચીસ પ્રકૃતિને ટાળો, તો વહાલો નથી કાંઈ વેગળો રે. પ્ર૦
ઘર જડયું, ઘર–મેડી રે જડી, સંતને શબ્દે ગુરુગમ પડી;
લાલચ મેલી વહાલા સાથે લડી, તો તરવેણીના તીરમાં રે. પ્ર૦
ગગન–ગુફાના ગોખમાં બેઠા, 'ઓહં–સોહં' શબ્દ બોલે છે મીઠા;
દસમે દ્વારે દામોદર દીઠા, તો જાત જડી જીવ–શિવની રે. પ્ર૦
અનુભવ ઊગ્યો મારે થયું અજવાળું, અગમ અગોચર ઘર લાધ્યું છે મારું!
કહે **પ્રીતમ** સદ્દગુરુને સંભારું, જે અણછતો આપમાં ઓચરે રે. પ્ર૦

## ૨૧

પ્રેમી જનની પાસ પ્રભુ છે, દુર્જનિયાંથી દૂર જો;
કીડી, કુંજર, સ્થાવર, જંગમ, રામ રહ્યો ભરપૂર જો.
સર્વ દેહની માંહી નિરંજન, ઘટ ઘટ માંહી બોલે જો;
દયા કરે તે દર્શન પામે, માયાના પટ ખોલે જો.
સચરાચર શોભે, એ તો એક અંતરજામી રામ જો;
અણુ માત્ર પણુ ખાલી ન મળે, પગ ધરવાનું ઠામ જો.
જ્યાં જુઓ ત્યાં તેવો થઈને, રસિયે રંગ મચાવ્યો જો;
**પ્રીતમ**નો સ્વામી શામળિયો ભાળ્યો, તેને ભાવ્યો જો.

## ૨૨

પ્રેમનો પંથ છે ન્યારો, સરવ થકી પ્રેમનો પંથ છે ન્યારો! ટેક
જે જાણુશે તે શિર સાટે માણુશે, એમાં નથી ઉધારો;
પ્રેમ અમલ આવ્યો જેની આંખમાં, ઊતરે નહિ ઉતાર્યો. સરવ૰
આઠે પહોર તે રહે આનંદમાં, પ્રેમ રસનો પીનારો!
વહાલા વિના તેને લૂખું લાગે, સંસારસાગર ખારો. સરવ૰
પ્રેમતણો રસ કહ્યામાં ન આવે, જાણે જાણુણહારો!
**પ્રીતમ** પ્રેમી જન જો મળે, તો આતમરામ અમારો! સરવ૰

## ૨૩

પોતાના જનને ઉદ્ધારે, જેમતેમ પોતાના જનને ઉદ્ધારે. ટેક
કામી ક્રોધી લોભી અધમ અતિ તેના ત્રાસ નિવારે;
અવગુણુ મૂળ સમૂળો છેદે, ભાવેશું ભક્તિ વધારે. જેમ૰
ક્રોધી કંસને આપ્યું અભેપદ, બિલ્વમંગળને તારે;
લોભી કદરજ÷ અધમ અજામેળ, તેને બીજો કોણુ તારે? જેમ૰
સંસારસાગરની લહેર ન લાગે, પ્રેમશું પાર ઉતારે;
દાસનાં દુઃખડાં ટાળે દયાનિધિ, એવા **પ્રીતમ**ને પ્રભુ કેમ વિસારે? જેમ૰

---

÷ કંજુસ, પાજી, ક્ષુદ્ર

૨૪

મન વાણીડા! લટકે લાભ, કમાજે અવસર જાણી. ટેક
શું સૂઈ રહ્યો, અચેત અંગે અતિશય આળસ આણી?
તન ત્રાજવાં, દિલ કરજે ડાંડી, બેસ ચિત્ત ચૌટે પેઠી માંડી;
રખે ધ્યાનદૃષ્ટિ કરતો ખાંડી! મન વાણીડા૦
તજ કૂડાં કાટલાં અશુભ કરમ, રાખ સત્ય વચન વિશ્વાસધરમ;
તેણે રાજી રહેશે પૂરણબ્રહ્મ. મન વાણીડા૦
તું વહોર વસાણું સૌ સારું, તેણે વણસે નહિ કારજ તારું;
હૈયે હિંમત રાખ હવે નહિ હારું. મન વાણીડા૦
લે લેખણ લક્ષ્મીવર હાથે, સુધો રહે શામળિયા સાથે;
તારે દોષ નહિ આવે માથે. મન વાણીડા૦
કર નામું-લેખું સૌ ચોખ્ખું, તારી કાયાનું કાચું ખોખું;
તું ઓછું અદકું શીદ જોખું? મન વાણીડા૦
ખોટી વાણિયાણી તારા ઘરમાં, કરે કૂડાં કબાડાં બહુ ઘરમાં;
લઈ સોમલ ભેળવે સાકરમાં! મન વાણીડા૦
કર પરમારથ કંઈ પાપ બળે, તારું લખ ચોરાશીનું લગડું ટળે;
કહે **પ્રીતમ** તારું સાચ ફળે! મન વાણીડા૦

૨૫

મન તું અળગું કાં અથડાય? બીજો નથી બોલતો. ટેક૦
તું તો જાગીને જો તારા રૂપને, ખોળી જોતામાં તું રે ખોવાય! બીજો૦
તારે ઓથે હરિને નથી દેખતો! કુંડળ ઓથે જેમ કનક ઢંકાય!
તું તો દરિયાની લહેર સમાન છે, લહેર સમતાં જેમ સમુદ્ર દેખાય! બીજો૦
તારે ઠેકાણે હરિને ઠેરાવને, એમ સમજે તો મહાસુખ થાય!૦
કહે **પ્રીતમ** એવા પુરુષને હું તો લળી લળી લાગું પાય! બીજો૦

૨૬

માયા સૌને મોહ પમાડે, હરિજનથી રહી હારી રે;
જેનો ધણી જોરાવર કહાવે, તેણે કાઢી નારી રે. માયા૦

બાજીગરની બાજી માંહે, ×જંબૂરો સૌ જાણે રે;
નાડીનો નાગ કરી દેખાડે, ભેદી ભેદ ન આણે રે. માયા૦
પીછાંકેરું કબૂતર જોઈ, જગત મોહ પામે રે;
ધૂળનું ધન કરી દેખાડે, સેવક ન ભૂલે ભામે રે. માયા૦
હરિરસ અમલ અખંડ ખુમારી, જે પ્રેમે કરી પીશે રે;
કહે **પ્રીતમ** કારજ સર્યું જેનું, કેમ બીજાથી બીશે રે? માયા૦

## ૨૭

મન માને નહિ, સો ફેરા સમજાવું તો યે શું થાયે?
ખળ કઠણ કઠોર ચંચળ ચોર, ચપળ ચિત્ત ચોદિશ ધાયે. મન૦
મન ભૂતતણી પેરે ભમતું, ચાલે માયાની સંગે રમતું;
એને હરિ ભજવાનું નથી ગમતું. મન૦
મન નિર્લજને લજ્જા ન મળે, પીળું ભાળે પોતાને કમળે;
લઈ નાખે માયાને વમળે. મન૦
જેમ કૂકર+ માથે માર પડે, તોય આવી ઊભું દ્વાર અડે;
ફળ દેખીને મરકટ ઝાડ ચડે! મન૦
જો જમકિંકરનું દુઃખ જાણે, તો મિથ્યા સુખને શિદ માણે?
ગયો અવસર ઉરમાં નવ આણે. મન૦
કહે **પ્રીતમ** પરપંચ પરહરતાં, શુદ્ધ ભાવે હરિનું સ્મરણ કરતાં;
કાંઈ વાર નહિ ભવજળ તરતાં. મન૦

## ૨૮

રસ અગમ અપાર, સુરનર પાર ન પામે મનવાણી વડે;
મારો વહાલાજી જોગેશ્વર જોતાં તે કોઈને નહિ જડે. રસ અગમ૦
રસ પ્રેમી જન હોય તે પામે, જેમ જળ આવે નીચે ઠામે;
આ જગત ચડ્યું અવળે વામે! રસ અગમ૦

× જંબૂરો=બાજીગરનો મદદનીશ છોકરો  + કૂકર=કૂતરો

રસ દેવકીને ઉદરે ઉદય થયો, રસ રેલ્યો તે ગોકુળમાં ગયો;
રસ વ્રજમાં જય જયકાર થયો! રસ અગમ૦
રસ વ્યાસજીના કુંવરે ચાખ્યો, રસ ઉત્તરાસુત પરીક્ષિતે દાખ્યો;
રસ બ્રહ્માસુતાએ ઉર પર રાખ્યો! રસ અગમ૦
રસ પ્રહ્‌લાદે પ્રેમે પીધો, રસ પીતાં ધ્રુવ અવિચળ કીધો;
રસ વ્રજવનિતાએ વહેંચી લીધો! રસ અગમ૦
રસ પીને મીરાં મુક્ત થઈ, રસ પીધો ગૌતમની નારી;
રસ કર્મસંજોગે કુબ્જા પામી! રસ અગમ૦
રસ નરસિંહ મહેતાએ નિશ્ચય કીધો, રસ કમળાને કાજે લીધો;
રસ જનકસુતાએ પાઈને પીધો! રસ અગમ૦
રસ જયદેવે શુકદેવે જાણ્યો, રસ પદ્માવતીએ પરમાણ્યો;
રસ દ્રુપદસુતાએ સભામાં આણ્યો! રસ અગમ૦
રસ અરજ અમર રહે એવો છે, રસ માનવીઓને મેવો છે;
રસ સૌને પીવા જેવો છે! રસ અગમ૦
રસ પીજો પીધાને ટાણે, પછી નહિ મળે ખરચે નાણે;
રસ દુરિજન હોય તે શું જાણે? રસ અગમ૦
રસ રસિયા રસ રાખો જારી, રસ પીજો રસના અધિકારી;
**પ્રીતમ**ના સ્વામીની પ્રીત ન્યારી! રસ અગમ૦

## ૨૯

રાખે જડ દેહ તેના તું દૈવતને શે નથી દેખતો?
સચરાચર શામ વિશ્વવ્યાપક, તેને તું ઉવેખતો. રાખે૦
પિંડ પાણીથી પેદા થયો, એને ઘડનારો ન્યારો રહ્યો;
તે સચરાચર શોભી રહ્યો! રાખે૦
એણે રમવાની રચના કરી, નરનારી નપુંસક રૂપ ધરી;
ખેલ ખોટો ને ખૂબી ખરી! રાખે૦

જીવ જોતાં તો જડતો નથી, મહાવાયક વીરલા કહે કથી;
એવી અકળ કળા, એની અકળ ગતિ! રાખે૦
કહે **પ્રીતમ** આનંદ ઊપજ્યો, જ્યારે નિશ્ચે થયો નિજ રૂપનો;
ત્યારે ફેરો ટળ્યો ભવકૂપનો! રાખે૦

૩૦

વૃંદાવનનો એ ચંદ્ર મારે હૃદિયે વસ્યો છે;
ઓધવજી, ભલે આવ્યા તમે આજ. વૃંદાવન૦
ગોવિંદજીની રે ગોઠડી કીજે;
મૂકી દઈ સર્વે મનની રે લાજ! વૃંદાવન૦
ગયા પછી ફરી ગોકુળ ના'વ્યા;
એવો અમારો શો દીઠો રે દોષ? વૃંદાવન૦
વસુદેવ દેવકીને સંતાપ્યાં જેણે,
તેની ઉપર શો કરશો રે રોષ? વૃંદાવન૦
લોકની લાજ અમે સર્વે નિવારી;
બાળપણાથી કીધી પૂરણ પ્રીત! વૃંદાવન૦
કુબ્જાના ભોગ, જોગ ભળાવો અમને;
એવી તમારી છે ઊલટી રે રીત! વૃંદાવન૦
મથુરાનિવાસી એ તો કંસની દાસી;
હાંસી કરે છે મારી સઘળો સંસાર! વૃંદાવન૦
મધુપુર મેલી હવે કંઈયે ના જાશો;
કુબ્જા સરીખી તમને નહિ મળે નાર! વૃંદાવન૦
ભાગ્ય જાગ્યાં ત્યારે મળી એ ભામિની!
પુણ્ય કર્યાં તે કેમ પાછાં રે થાય? વૃંદાવન૦
કુબ્જા રે એવી, જેવા ઠાકોર તમારા;
દાસ **પ્રીતમ** ગુણ તેમના ગાય! વૃંદાવન૦

## ૩૧

વહાલા સદ્‌ગુરુ સંગે રહીએ રંગે;
પૂરણ પ્રેમતરંગે પ્રભુને નિહાળીએ રે. વહાલા૦
નયણે નીરખું, હઈડે હરખું, નહિ કોઈ શામળિયાજી સરખું;
અલબેલા વ્હાલા શું અંતર વાળીએ રે. વહાલા૦
આનંદકારી અખંડ વિહારી, મુરલીધર, માધવ, મુરારિ;
હું બલિહારી વારી તારા નામને રે. વહાલા૦
જ્યાં જોઈએ ત્યાં તે તો તેવો, અકળ સકળ સ્વરૂપી એવો;
સ્નેહ ધરીને સેવો સુંદર શ્યામને રે. વહાલાં૦
રમતા રામ નિરંતર ન્યાળો, હું મારાને નિશ્ચય ટાળો;
**પ્રીતમ** પ્રેમે પાળો નાતો નેહનો રે. વહાલાં૦

## ૩૨

શું કર્યું ગીતા ગાઈને રે, તેં શું કર્યું ગીતા ગાઈને? ટેક
પોથી વાંચીને પરમારથ ન કીધો રે, રહ્યો સ્વારથ સહાઈને રે. તેં શું૦
પરને પરમોધ્યો ને આપ ન શોધ્યો રે, ધિક્ પડી પંડિતાઈને રે. તેં શું૦
ભાગવત ભાખે ને હેત હૃદિયે ન રાખે રે,ધનને કાજે મૂઓ ધાઈને રે. તેં શું૦
જેમ ભુજંગને માથે મણિ છે રે, તેને તેજે જીવે જીવ ખાઈને રે. તેં શું૦
ભણ્યો ખરો પણ ભેદ ન જાણ્યો રે, કુટુંબ પોષ્યું કમાઈને રે. તેં શું૦
મન મેલું તેને માંજી ન શક્યો રે, ટાળ્યાં નહિ કર્મ કસાઈને રે. તેં શું૦
કહે **પ્રીતમ** પોતાને ડહાપણ રે, હરિ હીરો તે હાથથી ગુમાઈને રે. તેં શું૦

## ૩૩

સદ્‌ગુરુના તે શબ્દ વિચારતાં, મટે માયા મોહ વિકાર–હરિરસ પીજિયે!
બાળી ભસ્મ કરે બીજી વાસના, ઉર પ્રગટે પ્રેમ અપાર. હરિરસ૦
એવો અજર અમીરસ જે પિયે, તેનાં નેણવેણ પલટાય. હરિરસ૦
લાગી બ્રહ્મખુમારી ન ઊતરે, સુખ મુખે કહ્યું નવ જાય. હરિરસ૦
તેને સંભવ નથી રે શરીરનો, થયો આત્મદૃષ્ટિ ઉઘાડ. હરિરસ૦

મરજીવા થઈ હરિને મળે, ગાળે જ્ઞાનહિમાળે હાડ. હરિરસ૦
બ્રહ્મધ્યાને ગગનવત થઈ રહે, જેમ કુંભ મહાજળ માંય. હરિરસ૦
કૃષ્ણ પોતામાં, પોતે શ્રીકૃષ્ણમાં, કૃષ્ણ વિના ન દીસે કાંય. હરિરસ૦
જેહ સરિતા સાગરમાં ભળે, તેનું નામ નદી ટળી જાય. હરિરસ૦
કહે **પ્રીતમ** સદ્‌ગુરુ સેવતાં, ટળે અંતર એકરસ થાય. હરિરસ૦

## ૩૪

રહે સદ્‌ગુરુને શબ્દે રે, સૌ તીરથ તેને;
પંડમાં છે પોતે રે, જોતો ફરે જેને. સદ્‌ગુરુને૦
ગુરુ—દેવ દયા કરે રે, તેને સર્વે સૂઝે;
બોલે બહુનામી રે, બીજો શું બૂઝે ? સદ્‌ગુરુને૦
અંતરગત ઈશ્વર રે, આપે અવિનાશી;
પોતાની ભૂલે રે, ભમે લખ ચોરાશી. સદ્‌ગુરુને૦
છે શ્રીમંત સુખિયો રે, રાંક થઈ રઝળ્યો;
માયાને સંગે રે, ત્રિવિધિ તાપે બળ્યો. સદ્‌ગુરુને૦
સદ્‌ગુરુને સેવે રે, તો નિજરૂપ જડે;
તનમાંહે તપાસે રે, પોતે પોતાની વડે. સદ્‌ગુરુને૦
નખ શિખ નિહાળ્યો રે, નવ મળે કોઈ બીજો;
**પ્રીતમ** એક અદ્વૈત રે, જોઈ હૃદયે રીઝયો. સદ્‌ગુરુને૦

## ૩૫

સદા તમારે રે સંગે, આનંદ ઊલટ વધ્યો અંગે !
એ આનંદની રે લહરે, તે સુખ વર્ણવીએ કઈ પેરે. સદા૦
જેને ઊપજે તે જાણે, મન પોતાનું મહાસુખ માણે. સદા૦
×મહેરમ સાથે રે મળવું, મહિયરીએ સુખ નહિ કાંઈ હળવું ! સદા૦
વહાલપણાની રે વાતો આનંદ કહું પણ નથી કહેવાતો ! સદા૦
સાચું કહું છું રે તુજને, પ્રભુ **પ્રીતમ**ના મળિયા મુજને ! સદા૦

× મહેરમ=વહાલું; મનથી માનેલું

૩૬

સૂતાં-બેઠાં, શામળિયાજી, તાન તમારી સાથે જો;.
બોલ્યું ન ગમે બીજા કોઈનું, નેહ વધાર્યો નાથે જો.
દાતણ કરતાં દર્શન પામું, નહાતાં નજરે આવે જો;
ભોજનવેળા ભેળા ભાળું, આનંદ ઉર ઉપજાવે જો.
વસુધા ઉપર વ્યાપક દેખું, ગગને જોઉં તો ગાજે જો;
દશે દિશા દીસે છે રમતા, સઘળે શ્યામ બિરાજે જો.
સર્વ નિરંતર અંતરજામી, કાંઈક ઉરમાં આણે જો;
**પ્રીતમ**ના સ્વામીની સાથે, કોઈક માનુની માણે જો.

૩૭

સુરતા લાગી છે તેની ભ્રમણાઓ ભાંગી, જેની સુરતા રે લાગી !
સુરતા લાગી રે એક, સંત પ્રહ્‌લાદને;
તાતનો ત્રાસ જેણે, હૃદયે નવ ધરિયો. જેની૰
નટવરે ખેલ રચ્યો જગત ચોગાનમાં;
દોર વિનાનું બીજું અવર નવ દેખે. જેની૰
પતંગને દીપક સાથે સ્નેહ બંધાણો;
તન-મન અર્પી જેણે દેહ દમી છે. જેની૰
મચ્છને જળની સાથે પ્રીત બંધાણી;
મરતાં લગી રે તેની ઇચ્છા નવ ત્યાગી. જેની૰
મરજીવા સંત જેણે મન વશ કીધાં;
પેસી સાગરમાં મોતી વીણીને લીધાં. જેની૰
ભક્તિનો મારગ એવો રે કહીએ;
**પ્રીતમ**નો સ્વામી તેના હૃદયમાં રહે છે. જેની૰

૩૮

સંત-કૃપાથી છૂટે માયા, કાયા નિર્મળ થાય જોને.
શ્વાસોચ્છ્‌વાસે સમરણ કરતાં પાંચે પાતક જાય જોને.

કેસરી કેરે નાદે નાસે કોટિ કુંજર—જૂથ જોને.
હિંમત હોય તો પોતે પામે સઘળી વાતે સુખ જોને.
અગ્નિને ઉધેઈ નવ લાગે—મહામણિને મેલ જોને.
અપાર સિંધુ મહાજળ ઊંડાં મર્મીને મન સહેલ જોને.
બાજીગરની બાજી તે તો જંબૂરો સૌ જાણે જોને.
હરિની માયા બહુ બલવંતી સંત નજરમાં નાણે જોને.
સંત સેવતાં સુકૃત વાધે, સહેજે સીધે કાજ જોને.
**પ્રીતમ**ના સ્વામીને ભજતાં આવે અખંડ રાજ જોને.

## ૩૯

સંત પારસ ચંદન બાવના, કામધેનુ કલ્પતરુ સાર સમાગમ સંતનો. ટેક
તેની સમજ માંહી અનુભવ ઘણો, પારસ ચંદન ત્રણ પ્રકાર. સંત૦
એક પારસે પારસ નીપજે, એક પારસથી હોય હેમ. સંત૦
એક પારસ લોહને કંચન કરે, સો વરસે એમનું એમ. સંત૦
એક ચંદનથી વિખ ઊતરે, એક ચંદને અગ્નિ ઓલાય. સંત૦
એક તલભાર જો તેલમાં પડે, તો તેલ તાતું નવ થાય. સંત૦
સર્વ સેના શૂરી નવ જાણવી, સર્વે નારી સતી નવ હોય. સંત૦
સર્વે ગજશિરે મોતી ન નીપજે, સર્વે નાગે મણિ નવ હોય. સંત૦
સર્વે વન અગર નવ નીપજે, સર્વે જળ કમળ નવ હોય. સંત૦
જ્ઞાન હીણા ગુરુ નવ કીજિયે, વાંઝ ગાય સેવ્યે શું થાય? સંત૦
કહે **પ્રીતમ** બ્રહ્મવિદ ભેટતાં ભવરોગ સમૂળો જાય. સંત૦

## ૪૦

સંત-લક્ષણ ત્રીસ સોહામણાં; જેની ચિત્તવૃત્તિ થઈ શાંત,
એવા જન હરિતણા. ટેક
બ્રહ્માનંદ બ્રહ્મરસ ભોગિયા, જીવ-ઈશ્વર ભાંગી ભ્રાંત. એવા૦
દયા, દાન; દાસત્વ અતિ ઘણું, જ્ઞાન, ભક્તિ, વિવેક, વૈરાગ્ય. એવા૦
ક્ષમાવંત તપે નહિ તાપમાં, આશા રહિત અમલ અનુરાગ. એવા૦

અક્રોધી ઇંદ્રિજિત અનુભવી, કવિ કોમલ શીલ સંતોષ. એવા૦
આશા રહિત અમૃત વાણી વદે, સહજાનંદ આનંદ–કોષ. એવા૦
શુદ્ધ સ્નેહ સ્વારથ નવ મળે, પરમારથ ઉપર પ્રીત. એવા૦
શશિ–સૂરજવત્ સાક્ષી રહે, ઉદાર અર્ણવની રીત. એવા૦
હરખશોક વિષે ડોલે નહિ, અર્ધ નિમિષ ન મૂકે નામ. એવા૦
સુરતરુ સુરધેનુ ચિંતામણિ, મળતાં પહોંચે મન–કામ. એવા૦
પરિપૂરણ લક્ષણ સંતનાં, બત્રીસમાં ઓછાં બેય. એવા૦
કહે **પ્રીતમ** એવા સંતને સહુ સોંપીને શરણે રે'ય. એવા૦

## ૪૧

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને.
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને.
સુત વિત્ત દારા શીશ સમરપે, તે પામે રસ પીવા જોને.
સિંધુ મધ્યે મોતી લેવા માંહી પડ્યા મરજીવા જોને.
મરણ આગમે તે ભરે મૂઠી, દિલની દુગ્ધા વામે જોને.
તીરે ઊભો જુએ તમાસો, તે કોડી નવ પામે જોને.
પ્રેમ પંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને.
માંહી પડ્યા તે મહાસુખ માણે, દેખનહારા દાઝે જોને.
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સહેલ જોને.
મહા પદ પામ્યા તે મરજીવા મૂકી મનનો મેલ જોને.
રામ અમલમાં રાતામાતા, પૂરા પ્રેમી જન જોને.
**પ્રીતમ**ના સ્વામીની લીલા, તે રજની–દિન નીરખે જોને.

## ૪૨

હરિભજનથકી છોટા હોય, તે સૌથી મોટા થાય;
તનતાપ ટળે, જનમમરણનાં સંકટ સરવે જાય. હરિભજનથકી૦
જુઓ દાસીસુતથી શું હીણપણું? જેનું પુણ્ય પવિત્ર ચરિત્ર ઘણું;
થયા નારદ મન ગોવિંદતણું! હરિભજનથકી૦

જુઓ શુકદેવજીનું મૂખ શોધી, સજ્જનો ધાતી તે પણ રોધી;
થયા આપે ઈશ્વિર અક્રોધી. હરિભજનથકી૦

જુઓ વાલ્મીકજીની વાત ખરી, જેણે દર્ભશૈલામાં દેહ ધરી;
તેણે સપ્તકોટિ રામાયણ કરી. હરિભજનથકી૦

જુઓ માંડવની મેડકી માતા, જુઓ વસિષ્ઠ વેશ્યા વિખ્યાતા;
જુઓ ચતુરાનન પંકજજાતા. હરિભજનથકી૦

જુઓ અગસ્ત્ય કુંભથી પ્રગટ થયા, અંજલિમાં સાગર શોષી ગયા;
તે તો વિશ્વ વિષે વિખ્યાત થયા. હરિભજનથકી૦

જુઓ એકલશૃંગી હરણીના, જુઓ વ્યાસમુનિ વણપરણીના;
જુઓ સૂત પુરાણી કુણ કરણીના ? હરિભજનથકી૦

જેમ મધ્યમ જળ ગંગામાં ભળે, તે ગંગા સરખું થઈને પળે;
જેમ પારસ સ્પર્શે લોહ ટળે ! હરિભજનથકી૦

એમ જાતભાત સહુની જાણી, હરિ ભજે તે હરિ સરખા પ્રાણી;
કહે **પ્રીતમ** ઓળખો એંધાણી. હરિભજનથકી૦

## ૪૩

હરિની માયા મહા બળવંતી, કોણે છતી નવ જાય જોને;
જોગીને તો જોતી હીંડે, ભોગીને તો ખાય જોને. હરિ૦

કાયરને તો કૂટી રે નાખે, શૂરા પૂંઠળ ધાય જોને;
જ્ઞાનીને તો ગોતીને મારે, અજ્ઞાની અથડાય જોને. હરિ૦

પંડિતને પ્રપંચે મારે, કોણે કળી નવ જાય જોને;
હરીફને તો હાથે મારે, મહાઠગણી કહેવાય જોને. હરિ૦

ચતુરને તો ચૂંટી નાખે, ચટક ચોંટી જાય જોને;
તપસીને તો ટીપી નાખે, કરણીવાળા કૂટાય જોને. હરિ૦

અતિ પ્રબળ છે હરિની માયા, જોરે નવ જિતાય જોને;
**પ્રીતમ**નો સ્વામી પરમ સ્નેહી પ્રેમ તણે વશ થાય જોને. હરિ૦

૪૪

હો જીવલડા, જન્મ ધરીને ન લહ્યું હરિનું રૂપ;
શું બાહેર ભમે, ભીતર જોને તારું બ્રહ્મસ્વરૂપ. હો જીવલડા૦
તું ક્યાંથી આવ્યો ને ક્યાં જાવું? તને માયા–ચેટક ક્યાંથી લવું?
નિજ નામ જપીને નિર્ભે' થવું. હો જીવલડા૦
તું શું કરવાને આવ્યો 'તો? તુંને કોણે અહીં બોલાવ્યો 'તો;
શું લઈ જવું ને શું લાવ્યો 'તો? હો જીવલડા૦
તને શે સુખે ભોજન ભાવે છે? તને નિદ્રા તે કેમ આવે છે?
શિર નોબત કાળ બજાવે છે! હો જીવલડા૦
આ કાયા કાળનો ચારો છે, બહુનામી બોલણહારો છે;
સુખદુ:ખથી નિર્ગુણ ન્યારો છે. હો જીવલડા૦
જે બોલે તેને શોધજે, ગુરુ–જ્ઞાન બુદ્ધિએ બોધજે;
હરિ–હીરે હીરો વીંધજે. હો જીવલડા૦
તુરીયા તે તારું રૂપ છે, સમજાય તો પૂર્ણ સ્વરૂપ છે;
અવિનાશી અકળ અરૂપ છે. હો જીવલડા૦
કહે **પ્રીતમ** પૂર્ણાનંદ છે, ઘટ ઘટ રસિયો ગોવિંદ છે;
ના સમજે તેની મતિ મંદ છે! હો જીવલડા૦

## પુરુષોત્તમ

૧

આતમરામની આરતી, કરું જ્ઞાનનો દીપ રે;
પ્રકાશ થયો ત્રણ લોકમાં નવ ખંડ સપ્ત દ્વીપ રે. આતમ૦
નાભિ કમળનું કોડિયું: પૂર્યું પ્રેમનું ઘૃત રે;
પંચ પ્રાણની બત્તી કરી કપૂર કલ્પના સમસ્ત રે. આતમ૦
ઝળહળ જ્યોત ઝળકી રહી, ગયું અજ્ઞાન અંધારું રે;
સ્થૂળ–સૂક્ષ્મ કારણ સમાઈ ગયાં, મહા કારણ કિરતાર રે. આતમ૦

આરતી કરીને લઉં ઓવારણાં, નીરખું નેનનમાં રે;
સચરાચર દષ્ટે પડ્યો, નહિ બોલવાને વેણુ રે. આતમ૦
નિરંતર અંતર નહિ, નિરંતર–નિરાકાર રે;
**પુરુષોત્તમ** પૂરણ રહ્યા, આત્મારામ આધાર રે. આતમ૦

૨

હદ મેલીને હીંડી રે બેહદની પારખડી!
ખોળતી હતી ખાંતે રે, ધણીની તો ભાળ જડી! હદ૦
ગુરુ શબ્દનો દીવો રે, લીધો ઉરમાં ઝાલી!
સત સંગની સાથે રે, સીધે શેરડે ચાલી! હદ૦
પૂરવને પુણ્યે રે, પૂરા ગુરુ દેવ મળ્યા!
મારું આપ ઓળખાવ્યું રે, ત્રિવિધિના તાપ ટળ્યા! હદ૦
ગુરુએ ઉપદેશ આપ્યો રે, સોહંગ પર હંસ કહ્યા!
એવા પોતે જ પૂરણુ રે, અંતર લક્ષાર્થે લહ્યા હદ૦
તેવું ચિન્તવન કીધું રે ચિદ્‌ઘન રૂપ તણું;
જાગ્રતની આદે રે, તુર્યા તીત સ્વરૂપ ભણું! હદ૦
આતમ–ધન લાધ્યું રે, દારિદ્રય તો દૂર પળ્યું;
હવે ભટકણુ ભાગ્યું રે, વાસનાનું મૂળ મળ્યું! હદ૦
જેણે પોતે પોતાનું રે, પદ પરખી જ લીધું;
**પુરુષોત્તમ** તેણે પદમાં રે, દઢ આસન કીધું! હદ૦

## પ્રેમદાસ

૧

કૃપાનાથજી રે! મુજને કૃપા કરીને કહેજો. ટેક
સગુણરૂપે શોભી રહ્યા છો, તે તો નજરે ભાળું;
દેહ પડે ત્યારે દર્શન કોનાં? ક્યાં જઈ ને નિહાળું? કૃપાનાથજી રે૦
રંગ રાગ ને ભાવ ભજનની જુક્તિ સર્વે જાણી;
ભાત ભાતના ભોગ ભોગવી તનથી મોજો માણી. કૃપાનાથજી રે૦

ભક્તજનોને ભાવ ઊપજે પ્રગટ સ્વરૂપને જોઈ;
સેવા બનાવી સાકાર રૂપે, દેહ પડે ક્યાં હોઈ? કૃપાનાથજી રે૦
દેહ પડે દર્શાવો મુજને, આપણુ એ ક્યાં હઈશું ?
**પ્રેમદાસ** કહે, અંબારામ પ્રભુ! ફેર ભેળા ક્યાં થઈશું? કૃપાનાથજી રે૦

૨

સદ્‌ગુરુ દેવજી રે! મારી કરણી સામું ના જોશો! ટેક
કરણી મારી બહુ જ કઠણ છે, રહેણી કાંઈ ના રહું;
જેવો તેવો તોય તમારો, હેતે હરિગુણ ગાઉં. સદ્‌ગુરુ૦
અજામિલ પાપી ઓધાર્યો, ગુણકા પદને પામી;
એવું જાણીને વળગી રહ્યો છું, ટાળો મારી ખામી. સદ્‌ગુરુ૦
કરમા જાત આહીરની ને ચતુરાઈ કાંઈ ના જાણે;
તેનો તો તમે ખીચડો ખાધો, ભોજન એક જ ભાણે. સદ્‌ગુરુ૦
**પ્રેમદાસ**નો પ્રેમ જાણીને, હૃદયકમળમાં રહેજો;
અંબારામ પ્રભુ! ચૂક હોય, તો ઠપકો દઈને કહેજો. સદ્‌ગુરુ૦

૩

ગાયત્રી ઘટમાં માન ખરી, મન, માન ખરી! ટેક
ગયા પ્રાણના તારણ રક્ષણ, અધઃઓઘની માન અરિ. ગાયત્રી૦
વાહન સોહં હંસ વહે છે, શક્તિ બ્રહ્માણી–ચિદ્‌વરી;
ભુઃ સત્તા સન્મુખ સર્વેમાં, ભુવઃ વ્યાપે પ્રકાશ કરી. ગાયત્રી૦
સ્વઃ સુખ રૂપની રતિ થાય પોતે, તત્–સચ્ચિદાનંદ ભાવ ધરી;
સવિતા–પ્રસવે સ્ફુરણ સકલ આ, વર્ણોત્તમ તનમાં પ્રસરી. ગાયત્રી૦
ભર્ગ જ્ઞાન અવિદ્યા દહન કરી, દેવ પ્રકાશે સ્વયં હરિ;
ધ્યાતા રૂપે કરી ધારણા, નીરખી ધેય બુદ્ધિ આપે ઠરી. ગાયત્રી૦
આપ રૂપથી વ્યાપક પોતે, જ્યોતિમાંથી જ્યોતિ વિસ્તરી;
સમાન છે સ્વભાવે સર્વમાં, અમૃત જન્મ ન થાય ફરી. ગાયત્રી૦
તુરીયાતીત અદ્વૈત ચિદાનંદ, નીરખી અહંતા–દ્વૈત ટળી;
**પ્રેમદાસ** ગાયત્રી ઘટમાં ગુરુ–ગમે દીઠી સભર ભરી. ગાયત્રી૦

## પ્રેમરાય

૧

ઉપવીત અંતર વ્યાપે નિરંતર, સ્થૂળ સૂક્ષ્મ કારણમાં માન રે;
ત્રિગુણુ ત્રિમાત્રે ગૂંથ્યા તંતુ, ધારે છે અહં અભિમાન રે. ઉપવીત૦
વિશ્વ વ્યષ્ટિ વિરાટ સમષ્ટિ વ્યષ્ટિ સમષ્ટિ પ્રાણુ રે;
તેજસ વ્યષ્ટિ હિરણ્યગર્ભને વ્યષ્ટિ–સમષ્ટિ વ્યાન રે. ઉપવીત૦
વ્યષ્ટિ પ્રાજ્ઞને ઈશ સમષ્ટિ, વ્યષ્ટિ–સમષ્ટિ અપાન રે;
એ તંતુ નવ ગુણે ત્રેવડી, વીસ, સાત પ્રમાણુ રે. ઉપવીત૦
પ્રકૃતિ–પુરુષની ગ્રંથિ અંતર નેત્ર, કંઠ હૃદય છે સ્થાન રે;
વ્યાપક બ્રહ્મ પાસ સ્વરૂપે, તે તું પોતે નિર્વાણુ રે. ઉપવીત૦
ઉપનેન તજી મુખ્ય નેન વિચારો, લક્ષરૂપ તે તો વિજ્ઞાન રે;
સોહં–હંસ સ્વરૂપ આધાર સૂત્રનો, વ્યાપે સર્વમાં સમાન રે. ઉપવીત૦
જાણે ન અંતર આપ જનોઈ, મૂરખ મૂઢ અજાણુ રે;
**પ્રેમ** ઉપવીત ધારે ગુરુ–ગમથી, સ્થાવર–જંગમસે સમાન રે. ઉપવીત૦

૨

ભજ મન, મૂરખ માળા એવી–ભજ મન, મૂરખ માળા !
સોહં જાપ અજપા જપીને, પીવા પ્રેમના પ્યાલા. એવી૦
મહત્તત્ત્વાદિ આઠ એક સો, મણુકા ભૌતિક ખ્યાલા;
પ્રકૃતિ–પુરુષ સુમેર અનાદિ, સૂત્રરૂપ નંદલાલા. એવી૦
ગોપાળ–સૂત્રમાં મણુકા વ્યાપે, મણુકામાં ગોપાલા;
મણુકા તત્ત્વમાં અટક–ખટક છે, ગોવિંદ સદા નિરાલા. એવી૦
સ્થૂળ–સૂક્ષ્મ કારણુ, તુરીયા ને સમરસ સ્વર્ગ પાતાલા;
અચળ રૂપમાં સચળ જીવે છે, ભટકે મૂરખ ઠાલા. એવી૦
હંસ–હંસ ગતિ કુદરત છે, જડ–ચૈતન્ય ઉજિયાળાં;
**પ્રેમ** માળાનો ભેદ જે સમજે, તેનાં ખૂલે બ્રહ્મતાળાં. એવી૦

# પ્રેમસખી

## ૧

બિસર ન જાજો, મેરે મીત+! યહ વર માગું મૈં નિત. ટેક
મૈં મતિમંદ કછુ નહિ જાનું, નહીં કછુ તુમ સંગ હિત;
બાંય ગ્રહેકી લાજ હૈ તુમકો, તુમ સંગ મેરી જીત. બિસર૦

તુમ રીઝો ઐસો ગુણ નાહિ, અવગુણકી હૂં ભીંત;
અવગુણ જાણી બિસારોગે જીવન, હોઉંગી બહુત ફજીત. બિસર૦

મેરે દઢ ભરોસો જિયમેં, તજી હો ન મોહનપ્રીત;
જન-અવગુણ પ્રભુ માનત નાહિ, યહ પૂરવકી રીત. બિસર૦

દીનબંધુ અતિ મૃદુલ સુભાઉ, ગાઉં નિશદિન ગીત;
**પ્રેમસખી** સમજણ નહીં ઊંડી, એક ભરોસો ચિત્ત. બિસર૦

## ૨

હો રસિયા! મેં હું શરન તિહારી! ટેક
નહિ સાધન, બલ, બચનચાતુરી,
એક ભરોસા, ચરણ ગિરધારી. હો રસિયા૦

કડવી તુમડિયા મૈં નીચ ભૂમિકી;
ગુણસાગર પિયા, તુમ હિ સૈંવારી. હો રસિયા૦

મૈં અતિ દીન બાલક તુમ શરનમેં;
નાથ ન દીજે અનાથ બિસારી. હો રસિયા૦

નિજ જન જાની સમાલોગે, જીવન!
**પ્રેમસખી** નિત જાઉં બલિહારી. હો રસિયા૦

---

+ મીત=મિત્ર

## પ્રેમળદાસ

૧

હરિને ભજતાં હજુ કોઈની લાજ જતાં નથી જાણી રે;
જેની સુરતા શામળિયાની સાથ: વદે વેદ વાણી રે. હરિને૦

વહાલે ઉગાર્યો પ્રહ્‌લાદ, હિરણ્યકશ્યપુ માર્યો રે;
વિભીષણને આપ્યું રાજ, રાવણ સંહાર્યો રે. હરિને૦

વહાલે નરસિંહ મહેતાનો હાર હાથોહાથ આપ્યો રે;
ધ્રુવને આપ્યું અવિચળ રાજ, પોતાનો કરી સ્થાપ્યો રે. હરિને૦

વહાલે મીરાં તે બાઈનાં ઝેર, હળાહળ પીધાં રે;
પાંચાળીનાં પૂર્યાં ચીર પાંડવ-કામ કીધાં રે. હરિને૦

આવો હરિ ભજવાનો લહાવો, ભજન કોઈ કરશે રે;
કર જોડી કહે **પ્રેમળદાસ**, ભક્તોનાં દુઃખ હરશે રે. હરિને૦

## પ્રેમાનંદ

૧

એ તો શબ્દ સાચો રે, અગમ ઘર દેખાડે;
એવું નામ લેવું રે, જે આપોપું અળગું કઢાડે. એ તો૦

નામ વિનાની વસ્તુ નથી, શબ્દ વિના નથી નામ;
શબ્દ નથી અક્ષર વિના, અક્ષર ઓમ્‌કારને ઠામ;
ઓમ્‌કાર અલખથી ઊઠે રે, વસ્તુ તો દૃષ્ટિએ રે પડે. એ તો૦

વસ્તુ ટળી નામે શમે, નામ શબ્દમાં શોક!
શબ્દ તે અક્ષરમાં ગળે, અક્ષર પ્રણવનો તોક* !
શોક પછી શાનો રે? અલખ આપ લેખાડે! એ તો૦

---

* સંતતિ

નિર્ગુણ શબ્દ જેને કહીએ, તે પ્રગટ પ્રણવથી થાય;
પ્રણવ પોતે ઊપજીને શમે છે, અલખ નિરંજન માંય;
માયાની ઉપાધિ રે, સદ્‌ગુરુ ભેદ દેખાડે. એ તો૦
એમ નામ અનામીનું રૂપ છે, નામી આપ અનામ,
અનામી નામ તે કેમ કહીએ, સમજ્યાનું છે ત્યાં કામ ?
ફરી બોધ જે ઠામે રે **પ્રેમાનંદ**ને જગાડે. એ તો૦

૨

ગુરુજીએ ઝાલ્યો મારો હાથ, મારો હાથ, મારો હાથ રે;
તાર્યો ભવસાગરથી રે. ગુરુજીએ૦
નામ કી નાવ ને સંત કેવટિયા, વહાલા !
પળમાં ઉતાર્યો ભવપાર, ઊતર્યો સર-ર-ર-ર-ર-ર-ર-ર-રે. ગુરુજીએ૦
કર્મ કુહાડો મારો જ્ઞાનથી ગળિયો, વહાલા !
ફળ રે પાક્યાં ને ખર્યાં ફૂલ ખરિયાં ખર-ર-ર-ર-ર--ર-ર રે. ગુરુજીએ૦
અભય આનંદ થયો, જોઈ મન હરખ્યું, વહાલા !
સઘળાં સાધન થયાં દૂર સટક્યાં સર-ર-ર-ર-ર-ર-ર-રે. ગુરુજીએ૦
બ્રહ્મનિષ્ઠ ગુરુજી અમને સમરથ મળિયા, વહાલા !
મારી દીધાં વચનુંનાં બાણુ, વાગ્યાં સર-ર-ર-ર-ર-ર-ર-રે. ગુરુજીએ૦
જનમમરણનાં મારાં સંકટ ટળિયાં, વહાલા !
લખ રે ચોરાશી કીધી ખાખ, ઊડી ફર-ર-ર-ર-ર-ર-ર-રે. ગુરુજીએ૦
ગુરુને પ્રતાપે ભાઈ **પ્રેમાનંદ** બોલ્યા, વહાલા !
ઊગ્યો છે જ્ઞાન કેરો ભાણુ, થયું ઝર-ર-ર-ર-ર-ર-ર-રે. ગુરુજીએ૦

૩

મેં તો બિરદ ભરોસે બહુનામી. ટેક
સેવા સુમિરન કછુવે ન જાનું, સુનિયો પરમ ગુરુ સ્વામી. મેં તો૦
ગજ અરુ ગીધ, તારી હય ગનિકા, કુટિલ અજામિલ કામી. મેં તો૦
યહી સબ સાખ શ્રવણુ સુની આયો, આપ શરણુ સુખ ધામી. મેં તો૦
**પ્રેમાનંદ** તારો કે મારો સમરથ અંતર્યામી. મેં તો૦

## બનારસી

૧

કર દયા દાસકે કષ્ટ હરો, ગિરિધારી!
કરુણાનિધિ કરુણા કરો મૈં શરન તુમ્હારી. કર દયા૦
હો નિર્ભય પૂરણ-બ્રહ્મ આપ અવતારી;
હરિ હર લો તનુકી પીર, હુવા દુઃખ ભારી. કર દયા૦
રાઈસે ગિરિ કર દેત, ગિરિસે રાઈ;
તુમ જો ચાહે સો કરો, આપ યદુરાઈ. કર દયા૦
હૈ સત્ય સત્ય સાચી તેરી પ્રભુતાઈ;
તર ગયે વહી જિસને તુમસે લવ-લાઈ. કર દયા૦
દેવીસિંહ જિસને તુમારી મહિમા ગાઈ;
વહ ભવસાગરકે પાર ઉતર ગયે ભાઈ. કર દયા૦
કહે **બનારસી** અબ રાખો લાજ હમારી;
કરુણાનિધિ કરુણા કરો, મૈં શરણ તુમ્હારી. કર દયા૦

૨

ઘર મિલે, જો અપના ઘર ખોવે હૈ;
જો ઘર રખે, વો ઘર ઘરમેં રોવે હૈ. ઘર મિલે૦
જો રાજ તજે, વો મહારાજા હોતા હૈ;
ઓર જાન તજે, વો કભી નહિ મરતા હૈ. ઘર મિલે૦
સુખ ત્યાગે ફિર વો ઓરકા દુઃખ હરતા હૈ;
ધન તજે સો ફિર દોલતસે ઘર ભરતા હૈ. ઘર મિલે૦
જો પર દારાકો તજે, વો પાવે રાની;
ઓર જૂઠ બચન દે છોડ, સિદ્ધ હોય બાની. ઘર મિલે૦
જો દુષ્ટ બુદ્ધિકો ત્યજે, વો હોવે જ્ઞાની;
મનસા ત્યાગે તો મિલે રિદ્ધિ મનમાની. ઘર મિલે૦

જો સર્વ તજે, ઉસકો સબ કુછ હોવે હૈ;
જો ઘર રાખે, વો ઘર ઘરમેં રોવે હૈ. ઘર મિલે૦
જો પક્ષપાતકો ત્યજે, તો સબકો જીતે;
ઓર કામ ત્યજે તો, હોય કામ મન ચિંતે. ઘર મિલે૦
નહિ માગે તો ફલ પાવે, જો મન ભાવે;
જો કુછ ઇચ્છા નહિ કરે, વો સબ કુછ પાવે. ઘર મિલે૦
અબ **બનારસી** ઘર છોડકે બ્રહ્મ જોવે હૈ;
જો ઘર રખે, વો ઘર ઘરમેં રોવે હૈ ઘર મિલે૦

૩

જો કહતા હમ કરતે, વો દુ:ખ ભરતા હૈ;
જો કરતા જગકે કાર, વહી કરતા હૈ.
જો કહતા હમને ભેદ, પઢે હૈ ચારી;
ઉસકે કહતે હરિ, ઉસકી મતિ હૈ મારી.
કોઈ કહતા હમ ક્ષત્રિ' હૈં હમ બ્રહ્મચારી;
સબ અહંકાર મેં ફૅસે હુયે નરનારી.
જો અહંબુદ્ધિકો ત્યજે કરે લાચારી;
ઉસકો મિલતે ઇક પલ ભરમેં ગિરિધારી.
જો દેત વસ્તુ મનમેં ગુમાન કરતે હૈ;
વો સ્વર્ગ છોડ ફિર નરકપાન કરતે હૈ.
જો અહંકાર ત્યજી હરિ-હરકા ધ્યાન ધરતા હૈ;
ઉસકા સ્વામી આદરમાન કરતા હૈ.
જિસ જિસને મનસે અહંકાર જીતા હૈ;
વો દો દિનકી દુનિયાસે હો બીતા હૈ.
ગુરુ દેવીસિંહ દિલ ફટા હુઆ સીતા હૈ;
જો કિયે કામ પ્રભુકે અર્પણ કરતા હૈ.
કહે **બનારસી** હરિભક્ત વો ન મરતા હૈ;
જો કરતા જગકે કાર વહી કરતા હૈ.

૪

દમ પર દમ હર ભજ ભરોસા નહિ દમકા;
એક દમમેં જાયેગા નીકલ દમ આદમકા.
હૈ જબ તક દમમેં દમ હરિ–હર ભજ તૂ;
દમ આવે ના આવે ઇસકી આશ મત કર તૂ.
એક ધ્યાન પ્રભુકા નામ હૃદયમેં ધર તૂ;
નર ઐસી નામસે તર જા ભવસાગર તૂ.
છલ–બલ કરતા થોડે જીવન ખાતર તૂ;
વો હૈ કાલ–જલ્લાદ જરા તો ડર તૂ.
જો આયા જગમેં અમર નહિ રહેનેકા;
ઇધર મિલે વહી, જો હૈ તેરે લહેનેકા.
હર વક્ત રહેગા, જમકા દંડ સહેનેકા;
કર નેકી તો કોઈ બૂરા નહિ કહેનેકા.
વહાં અદલ બડા હૈ હિસાબ સબ દમ–દમકા;
ઇસ જગમેં નાતા હૈ બોલને દમકા.
બોલે દેવીસિંહ ગુરુ હરકે ગુન ગાવેગા;
વોહ પ્રાની જગબંધનસે છૂટ જાવેગા.
સબ જૂઠા માયા, મોહ, કુટુંબ, હૈ દમકા!
એક દમમેં જાયેગા નીકલ દમ આદમકા.

૫

નહિ મિલે હરિ ધન ત્યાગે, નહિ મિલે રામ જાન ત્યજે,
નારાયણ તો મિલે ઉસીકો જો દેહકા અભિમાન ત્યજે.
સુત વિત દારા કુટુંબ ત્યાગે, યા અપની ઘરનાર ત્યજે;
નહિ મિલે પ્રભુ ઉસકો કદાપિ, જગકા સબ વ્યવહાર ત્યજે;
કંદ મૂલ ફલ ખાય રહે, ઔર અન્નકા ભી આહાર ત્યજે;
વસ્ત્ર ત્યાગકે નગ્ન હો રહે, ઔર પરાઈ નાર ત્યજે;
તૌ ભી હરિ નહિ મિલે ઉસીકુ, ચાહે અપને પ્રાણ ત્યજે! નારાયણ૦

રહે મૌન બોલે નહિ મુખસે, અપની સારી બાત ત્યજે;
બાલપનેસે યોગ સાધે, ઔર તાત ત્યજે યા માત ત્યજે;
શિખા સૂત્રકા ત્યાગ જ કર દે, ઔર ઉત્તમ અપની જાત ત્યજે,
કભી જીવકો ના મારે, અરુ ઘાત ત્યજે આપઘાત ત્યજે;
ઇતના ત્યજે તો કયા હોવે, જો દેહકા નહિ ગુમાન ત્યજે? નારાયણ૦

## બ્રહ્માનંદ સ્વામી

૧

અગર હૈ પ્રેમદર્શનકા, ભજનસે પ્રીત કર પ્યારા. ટેક
છોડ કર કામ દુનિયાકે, રોક વિષયોંસે મન અપના;
જિતકર નીંદ આલસકો, રહો એકાંતમેં ન્યારા. અગર૦
બૈઠ આસન જમા કરકે, ત્યાગ મનકે બિચારોંકો;
દેખ ભૃકુટિમેં અંદરસે, ચમકતા હૈ અજબ તારા. અગર૦
કભી બીજલી કભી ચંદા, કભી સૂરજ નજર આવે;
કભી ફિર ધ્યાન મેં ભાસે, બ્રહ્મ–જ્યોતિકા ચમકારા. અગર૦
મીટે સબ પાપ જન્મોંકે, કટે સબ કર્મકે બંધન;
વો **બ્રહ્માનંદ**મેં હોવે લીન, મન છોડ સંસારા. અગર૦

૨

અપનેકો આપ ભૂલકે હૈરાન હો ગયા,
માયાકે જાલસેં ફંસા વિરાન હો ગયા.
જડ દેહકો અપના સ્વરૂપ માન મન લિયા,
દિન–રાત ખાનપાન કામકાજ દિલ દીયા;
પાનીમેં મિલકે દૂધ એકજાન હો ગયા.
વિષયોંકો દેખ દેખકે લાલચમેં આ રહા,
દીપકકે જ્યાં પતંગ જાયકે શમા રહા;
વિના વિચારકે સદા નાદાન હો ગયા.

કર પુણ્ય–પાપ સ્વર્ગ–નરક ભોગતા ફિરે,
તૃષ્ણાકી દોરસે બંધા સદા જનમ ધરે;
પીકરકે મોહકી સુરા બેભાન હો ગયા.
સત્સંગમેં જાકર સદા દિલમેં વિચાર લે,
બદનમેં અપને આપ રૂપકો નિહાર લે;
**બ્રહ્માનંદ** મિલે મોક્ષ જબી જ્ઞાન હો ગયા.

૩

ઉધો, વો સાંવરી સૂરત નહીં હમકો દિખાતે હો! ટેક
જગતહિત કારણે હરિને ધરી હૈ દેહ માનુષકી;
મનોહર મોહની મૂરત, નજરસે ક્યોં છિપાતે હો? ઉધો૦
કૃષ્ણચંદરકે ચરણોંમેં લગાયા ધ્યાન હૈ હમને;
કથા તુમ રૂપ નિર્ગુણકી હમેં અબ ક્યા સુનાતે હો? ઉધો૦
તરે સંસાર–સાગરકો, જપે જો નામ માધોકા;
કઠિન વો યોગકા સાધન હમેં તુમ ક્યોં શિખાતે હો? ઉધો૦
લગી દિલ બિચમેં હમરે, લગન દિનરાત દર્શનકી;
વો **બ્રહ્માનંદ** કિસ કારણ અભી દેરી લગાતે હો? ઉધો૦

૪

ઉધો, વો સાંવરી સૂરત લગે હમકો પિયારી હૈ! ટેક
ધર્મકી પાલના કરને લિયા અવતાર નારાયણ;
હમારે ભાગ્ય થે જાગે, મિલે હમકો મુરારિ હૈ. ઉધો૦
કરેં તપ યોગ બહુતેરે, મિલે દર્શન નહિ જિનકા;
વો હમારે સાથ કુંજનમેં ફિરે બન બનબિહારી હૈ. ઉધો૦
જ્ઞાન અરુ યોગકી ચર્ચા, હમારે મન નહિ ભાવે;
પીઆ રસ પ્રેમ–ભક્તિકા, ઔર સબ બાત ખારી હૈ. ઉધો૦
નહિ દેખા હૈ નિર્ગુણકો, ન હમરે ધ્યાનમેં આવે;
વો **બ્રહ્માનંદ** મોહનકી છબિ દિલબિચ ધારી હૈ. ઉધો૦

૫

ઐસી કરી ગુરુદેવ દયા, મેરા મોહકા બંધન તોડ દિયા. ટેક
દૌડ રહા દિનરાત સદા, જગકે સબ કાર વિહારણુમેં;
સ્વપ્ને સમ વિશ્વ દિખાય મુઝે, મેરે ચંચળ ચિત્તકો મોડ દિયા. ઐસી૦
કોઈ શેષ ગણેશ મહેશ રટે, કોઈ પૂજત પીર પેગંબરકો;
સબ પંથકે ગ્રંથ છૂટા કરકે એક ઈશ્વરમેં મન જોડ દિયા. ઐસી૦
કોઈ ઢૂંઢત હૈ મથુરા નગરી, કોઈ જાય બનારસ બાસ કરે;
જબ વ્યાપક રૂપ પિછાન લિયા, સબ ભરમકા ભંડા ફોડ દિયા. ઐસી૦
કૌન કરું ગુરુદેવકી ભેંટ, ન વસ્તુ દીસે તીનું લોકનમેં;
**બ્રહ્માનંદ** સમાન ન હોય કભી, ધન માણિક લાખ કરોડ દીયા. ઐસી૦

૬

ક્યા ભૂલિયા દીવાને, દુનિયામેં સાર નાહિ;
દિન ચારકા તમાશા, આખિર કરાર નાહિ.

રાજા વજીર રાની, પંડિત સુધીર જ્ઞાની;
સબ હો ગયે હૈં ફાની, જિનકા સુમાર નાહિ.

સૂરજ વા ચાંદ-તારે, સાગર પહાડ ભારે;
હોવેંગે નાશ સારે, તનકા આધાર નાહિ.

દુનિયાસે હોય ન્યારા, સત્સંગ કર પ્યારા;
સુન જ્ઞાનકા વિચારા, નર જન્મ હાર નાહિ.

ભવસિંધુ નીર ભારી, હરિનામ પાર તારી;
**બ્રહ્માનંદ** મોક્ષકારી, દિલસે વિસાર નાહિ.

૭

તેરી શરણુમેં આયકે ફિર આશ કિસકી કીજિયે? ટેક
નહીં દેખ પડતા હૈ મુઝે દુનિયામેં તેરી શાનકા;
ગંગા કિનારે બૈઠકે કયોં કૂપકા જલ પીજિયે? તેરી૦

હરગિજ નહીં લાયક હું મૈં ગર યે તેરે દરબારકા;
મેરી ખતાકો માફ કર દીદાર અપના દીજિયે. તેરી૦
પતિતપાવન નામ સુનકે મૈં શરન તેરી પડા;
સફલ કર ઇસ નામકો અપના મુઝે કર લીજિયે. તેરી૦
મિલતા હૈ બ્રહ્માનંદ જિસકે નામ લેનેસે સહી,
ઐસે પ્રભુકો છોડ કર ફિર કૌનસે હિત કીજિયે. તેરી૦

૮

નિરંજન માલા ઘટમેં ફિરે દિનરાતી. ટેક
ઉપર આવે નીચે જાવે, શ્વાસ શ્વાસ પલટાતી;
અજ્ઞાની જન સમઝત નાહિ, બિરથા ઉંમર બહાતી. નિરંજન૦
સોહઁ મંત્ર રટે નિત પ્રાની, બિન જિહ્વા બિન દાંતી;
અષ્ટ પ્રહરમેં સોવત જાગત, કબહુ ન પલક રુકાતી. નિરંજન૦
સોહઁ–હઁસો હઁસો–સોહઁ, બાર બાર ઉલટાતી;
સદ્‌ગુરુ પૂરા ભેદ બતાવે, તબ નિશ્ચલ મન ઠહેરાતી. નિરંજન૦
જો યોગીજન ધ્યાન લગાવત, ઊઠત નિત' પરભાતી;
**બ્રહ્માનંદ** મોક્ષ પદ પાવે, જન્મ ફિર નહીં આતી. નિરંજન૦

૯

પ્રભુ તેરી માહિમા કિસ બિધ ગાઉં?
તેરો અંત કહીં નહીં પાઉં. પ્રભુ૦
અલખ નિરંજન રૂપ તુમ્હારો, કિસબિધ ધ્યાન લગાઉં?
વેદ પાર અજહું લહિ પાયો, મૈં કૈસે બતલાઉં? પ્રભુ૦
ગંગા યમુના નીર બહાયે, મજ્જન કિમ કરવાઉં?
વૃક્ષ બગીચે રચના તેરી, કૈસે પુષ્પ ચઢાઉં? પ્રભુ૦
પંચભૂતકી દેહ ન તુમરી, ચંદન કિમ લિપટાઉં?
સકલ જગતકે પાલનકર્તા, કિસ બિધ ભોગ લગાઉં? પ્રભુ૦
હાથ જોડ કર અરજ કરું મૈં, બાર બાર શિર નાઉં?
**બ્રહ્માનંદ** મિટા દે પડદા, ઘટ ઘટ દર્શન પાઉં. પ્રભુ૦

૧૦

મુઝે હૈ કામ ઈશ્વરસે જગત રૂઠે તો રૂઠન દે.
કુટુંબ પરિવાર સુત દારા માલ ધન લાજ લોકનકી;
હરિકે ભજન કરનેમેં અગર છૂટે તો છૂટન દે.
બૈઠ સંગતમેં સંતનકી કરું કલ્યાણ મૈં અપના;
લોક દુનિયાંકે ભોગોંમેં મૌજ લૂટે તો લૂંટન દે.
પ્રભુકે ધ્યાન કરનેકી લગી દિલમેં લગન મેરે;
પ્રીત સંસાર વિષયોંસે અગર ટૂટે તો ટૂટન દે.
ધરી શિર પાપકી મટકી, મેરે ગુરુ દેવને ઝટકી;
વો **બ્રહ્માનંદ**ને પટકી, અગર ફૂટે તો ફૂટન દે.

૧૧

સોહં શબ્દ બિચારો રે સાધો, સોહં શબ્દ બિચારો રે.
માલા કરસે ફિરત નહીં હૈ, જીભ ન વર્ણ ઉચ્ચારો રે;
અજપા જાપ હોત ઘટમાંહી, તાકી ઓર નિહારો રે.
હં અક્ષરસે શ્વાસ ઉઠાવો, સો–સે જાય બિઠારો રે;
હં સો ઊલટ હૈ સોહં, યોગી જન નિરધારો રે.
સબ ઇક્કીસ હજાર મિલાકર, છેસો હોત સુમારો રે;
અષ્ટ પ્રહરમેં જાગત સોવત, મનમેં જપો સુખારો રે.
જો જન ચિંતન કરત નિરંતર, છોડ જગત વ્યવહારો રે;
**બ્રહ્માનંદ** પરમ પદ પાવે, મીટે જનમ–સંસારો રે.

## બાપુ

૧

અલખને ખોળી કાઢે, તેને તો કહિયે જોગી;
ગમે તો બાવા થાઓ કે રહો ભોગી, ભોગીકે તેહ જોગી? અલખ૦
પ્રથમ તન ખોળી, મન વશ રાખો,
ખોટી ખોટી વસ્તુ માંહેથી કાઢી નાખો;

સારા સારા શબ્દ સદ્ગુરુના ચાખો,
ત્યારે તું ભાગું નહિ સદા રહું આખો.
એ સંત ગાવે, જે જન ધાવે, હાથ આવે, તેને ફાવે;
નામ સમજ્યા તે તો થયા છે અણુરોગી, રોગી કે તેહ જોગી? અલખ૰

ગુરુકૃપા થકી અખંડ વર પામી,
સહુથી ન્યારો રમે તે જ મારો સ્વામી;
કોઈ આવી શકે રે તેની હામી?
કોઈ ના કાઢી શકે રે તેમાં ખામી.
તે છે છેલ, નથી મેલ, નથી ફેલ, રંગ રેલ, જડે સેલ;
નામ જોતાં તો વસ્તુ બહુ મોંઘી, મોંઘી કે તેહ જોગી? અલખ૰

હવે સુરતા સખી સ્વામી સંગે ચાલી,
વહાલે મારે પ્રેમ કરીને બાંય ઝાલી;
હવે મુને વસ્તુ અમૂલખ આલી,
ત્યારે ચઢી ગઈ ગાલતણી લાલી.
એક ગામ, એક ધામ, એક નામ, સુધર્યું કામ;
ગુરુએ વસ્તુ આપી તે તો ઊગી, ઊગી કે તેહ જોગી? અલખ૰

જન્મમરણ મટે નહિ એ જ સંગ ખોટો,
દમ બંધ કરો એ જ વાળ્યો ગોટો;
હેઠે ઊતરે તો જમની ખાય ચોટો,
આત્મદર્શીનો અવર નય ભેટો.
આત્મદર્શી તેનું રાજ તે મહારાજ, કરે કાજ, રાખે લાજ, ચલાવે જહાજ;
**બાપુ** નામ બાણુ લાગ્યું, વાગ્યું કે ઊઠ્યો જાગી. અલખ૰

## ૨

એક તારે તાર મેળવો, અલખ સંગાથે મારું મન રાચ્યું. ટેક
પોલો વાંસ જેને મૂરખ કહિયે, ગાઈ ગાઈને દુઃખ્યું ડાચું;
તુમડું મન અડયું જ્યારે પાસે, ત્યારે ભજન પડશે સાચું. એક૰

ખૂંટીમાંહી નામ હરિનું, તેના પ્રતાપે જાચું;
સુરતા—ઘોડી તાછ મેળવે, કાયા—ચામડું છે કાચું. એક૦
રેખ કરમની નાખી ડોકી, સદ્‌ગુરુ આગળ જઈ જાચું;
કિરતારે કિરતાર મેળવો, એવી કથા નિત્ય નિત્ય વાંચું. એક૦
અખંડ જ્યોત ખોળી નવ જાણી, ઘીમાં પાણી શું સીંચું?
કહે બાપુ નકલંક નામ છે, જાણી જોઈને આંખો શું મીંચું! એક૦

૩

કૈવલ્ય પદ સાચું રે, પંડિત તમે ઉરમાં આણો;
જેના વડે બોલો રે, તેને તો તમે નવ જાણો. કૈવલ્ય૦
ખત વાંચે તો પાર ન આવે, ને વસૂલ કરે વસૂલ થાય;
કુરાન-પુરાણ સૌ વાંચીને થાકયાં, આત્મા સમજે તેનું દુ:ખ જાય!
સુખ થાય ઝાઝું રે, મત તમે શીદ તાણો? કૈવલ્ય૦
પિયુ પરદેશે ગયા, ને મૂકી ગયા પોતાના ઘાટનો રંગ;
પણ મનના મનોરથ તો ત્યારે ફળે, જ્યારે સ્વામી મળે અભંગ!
આપ નવ શોધ્યું રે, તો જ્ઞાન-દીવો કીધો રાણો! કૈવલ્ય૦
લાજ મૂકીને માથે છેડો રે નાખ્યો, તેને સ્વામીનો નહિ પાર;
પતિવ્રતા સ્વામીની વાતો કરે છે, ત્યારે વચલીને આવે ખાર!
એક આંખવાળો રે દુ:ખિયો થાય કહેતાં કાણો! કૈવલ્ય૦
તાંબાનો રૂપિયો કદી ના ચાલે, ગમે તેવી પાડે છાપ!
જડને જાચે કર જોડીને તોય નવ મટે ત્રિવિધિ તાપ!
બાપુ નામ સાચું રે સંતો તમે સત્ય માણો! કૈવલ્ય૦

૪

'ગુરુજી, તમે કહો છો રે બ્રહ્મ તારી પાસે વસ્યો!
પણ મને નવ દીસે રે, કયે ઠામે એ રે વસ્યો? ગુરુજી૦
માથું બ્રહ્મ કે બ્રહ્મમાં માથું, બ્રહ્મ આંખમાં કે આંખ બ્રહ્મ?
નાકમાં એ વસિયો, કે મુખમાં મારા, એ વિષે થાય મને ભ્રમ!
સંશય નિવારો રે, ભ્રમણામાંથી જાય ખસ્યો! ગુરુજી૦

હાથમાં છે, કે પગમાં? ગુરુ! હૃદયે કે છાતીમાંહ્ય?
પગમાં હોય તો પણું નહિ વહેલો, બ્રહ્મ બેઠો છે કયાંય?
વદો ગુરુ મોટા રે': શિષ્ય જાણે કસણી કરયો! ગુરુજી૦
ગુરુજી કહે છે: 'તમે, શિષ્ય! સાંભળો આમળો કાઢી આજ,
એકે અવયવે નવ વા'લો વિરાજે: પાણી પહેલી બાંધું પાજ;
દઢ હોય ધ્યાને રે, નથી એ તો જરયો–તરયો! ગુરુજી૦
જેટલાં ધ્યાને ધરીને જાઓ, તેટલો પાસે એહ!
રૂપ–રંગ વિનાનો તદ્રુપ થાશે, જ્યારે ધ્યાનનો ચઢશે મેહ;
**બાપુ** સહુ રૂપે રે જોશો જગદીશ વરયો!' ગુરુજી૦

૫

ગુરુસેવા સાચી રે, બીજી તો સહુ ખોટી વાતો!
જે વડે જઈએ રાચી રે, બચ્યો તે તો માર ખાતો. ગુરુસેવા૦
સાધન–ભક્તિ સહુને સુવાડો, જગાડો ગુરુગમ એક,
પહેલું ધ્યાન ધરો તમે ગુરુજીનું ઘટમાં મૂકી બીજા સહુ ટેક;
વિવેક રાખો એવો રે, અંધારાની ટળે રાતો! ગુરુસેવા૦
દેવ મૂકો તમે દેવી મૂકો ભાઈ, વળી અથડાવું ઠામોઠામ,
કથા સાંભળી કાંઈ કામ ન આવે, નથી રાતો પીળો સુંદર શ્યામ!
કામ થાય એકે રે, ભેટે ગુરુ જ્યારે માતો. ગુરુસેવા૦
ગંગાજળ પીધે શુદ્ધિ ન થાયે, ન થાય રટયે રામરામ!
અનેક જનમ અફળાવું પડે, પણ સિદ્ધ ન થાય કંઈ કામ;
નામ જડે વહેલું રે મૂકો જ્યારે જાત–ભાતો! ગુરુસેવા૦
યોગકળામાં ઈશ્વર નથી બેઠો, નથી પેંઠો સિદ્ધિ કેરી માંહ્ય;
સિદ્ધિ મળેથી ઊલટો એ ભાગે! ગર્વ વધે ઘણો ત્યાં ય!
**બાપુ** ભૂલે સરવે રે વાહોલિયાં વ્યર્થ વાતો. ગુરુસેવા૦

૬

ચેતે તો ચેતાવું તુંને રે, પામર પ્રાણી!
શાને કહે છે મારું મારું, તેમાં નથી કાંઈ તારું;
અંતકાળે રહેશે ન્યારું રે, પામર પ્રાણી! ચેતે૦

માખીએ મધ ભેળું કીધું, ન ખાધું ન ખાવા દીધું;
લૂંટનારે લૂંટી લીધું રે, પામર પ્રાણી! ચેત૦
ખોળામાંથી ધન ખોયું, ધૂળથી કપાળ ધોયું;
જોરપણું તારું જોયું રે, પામર પ્રાણી! ચેત૦
હજી તારા હાથમાં બાજી, કરી લે સાહેબને રાજી;
હૂંડી તારી થાય તાજી રે, પામર પ્રાણી! ચેત૦
ખંખેરીને હાથ ખાલી, ઊઠીને જાવું છે ચાલી;
મેલ માથાકૂટ ઠાલી રે, પામર પ્રાણી! ચેત૦
દેહમાંથી ગયા પછી, તેનો તું માલિક નથી;
**બાપુ** દાસ કહે કથી રે, પામર પ્રાણી! ચેત૦

૭

નામ જેણે જાણ્યું રે, તે તો વેદ ચારે ભણ્યો!
પણ ભેદ જેણે જાણ્યો રે, તે તો ખરો તરત બન્યો; નામ૦
બત્રીશ આભરણ અંગે ધરે નારી, નાક વિના શો શણગાર?
કવિએ જો આપનું આપ નવ જાણ્યું, તો કેમ કરી ઊતરે પાર?
સાર કયાંથી મળશે રે, ભણ્યો ખરો પણ ન ગણ્યો? નામ૦
વાંઝણી નારીને સ્વપ્નું આવ્યું, કે પુત્ર નથી એની પાસ!
એમ ભજન દેખાદેખી કરે, તેની કેમ પૂરી થાશે આશ?
કોને બાપ કહેશે રે, વેશ્યાએ જે પુત્ર જણ્યો! નામ૦
નામ, રૂપ ને ગુણનો નાશ, વળી ચોથું તે પદ અવિનાશ!
એ ચોથા પદનો ભેદ જાણે, તેને કહીએ હરિતણો દાસ!
નાશ કરી કર્મનો રે સંશય એક પળમાં હણ્યો! નામ૦
ગરીબી રાખી તમે ગુરુજીને સેવો, અને કરો શબ્દનો તોલ;
આપણ થકી જો અદકો મળે, તેનો ધારણ કરજો બોલ!
ગુરુને સંગે **બાપુ** રે અનામી નામ પોતે બન્યો! નામ૦

૮

પાણીનો ખેલ બનાવ્યો રે, એની તો કહીએ અક્કલ ઘણી;
સહુથી રમે ન્યારો રે, શોભા એના નામતણી. પાણી૦
ખરું એ પાણી ને ખોટું એ પાણી, પાણી, અફીણ ને ખાંડ;
એ પાણીથી થયાં નરનારી, ને એ પાણીથી બ્રહ્માંડ;
પાણીનું બન્યું મોતી રે, પાણીની બની હીરાકણી. પાણી૦
પાણીની અમૂલ્ય કાયા બનાવી, હાડ, ચામ, લોહી, માંસ;
પાણીનાં રે પશુ–પક્ષી બનાવ્યાં, પહાડ, પથ્થર ને ઘાસ;
પાણીના હાથી–ઘોડા રે, પાણીની શાલ–પામરી બની. પાણી૦
સર્વે ધાતુ તો પાણીની બની છે, પાણીથી પચરંગ;
સહુથી ન્યારો મારો સાંઈ બિરાજે, તેને દેખીને થયો છું દંગ;
સંગ કીધો તેનો રે, સત્તા તો આત્માની ઘણી. પાણી૦
અક્ષરાતીતે અક્ષર બ્રહ્મ નિપજાવ્યા, ને અક્ષરથી નરનાર!
ઓમ્કારથી ત્રણ ગુણ નિપજાવ્યા, એ અઠ્ઠાવીસ નિરધાર;
ઓગણત્રીશમા વિષ્ણુ રે, ત્રીશમા **બાપુ** ગાયે ભણી. પાણી૦

૯

પૂનમિયા તેને કહીએ રે, પૂરણ નેમ જેણે રાખ્યો;
હરિસંગે જેને પ્રીતિ રે, અદ્વૈત પ્યાલો તેણે ચાખ્યો. પૂનમિયા૦
રણ છોડાવે તેને રણછોડજી કહીએ, સદ્‌ગુરુ તેમનું નામ;
જન્મમરણના સંશય ટાળે, તો વીશ વસા થયું કામ;
આત્મારામને જાણો રે, દ્વૈતભાવ કાઢી નાખો. પૂનમિયા૦
દેહ–દ્વારકામાં દીનોનાથ બિરાજે, હરિ તે નામની છે છાપ;
સદ્‌ગુરુ દેવે કૃપા કરી, ત્યારે મટ્યા ત્રિવિધના તાપ;
પાપ ગયું નાસી રે, ગુરુએ આપી જ્ઞાન આંખો. પૂનમિયા૦
ગુરુમતિ જળમાં સ્નાન કીધું, સાકર માખણ–તે પ્રેમ,
સુરતા તુલસી વહાલાને ચઢાવવી, એવો રાખ્યો છે નેમ;
ધન મળ્યું જૂનું રે, ગુણ સાગર દ્રવ્ય દાખ્યો. પૂનમિયા૦

ચરાચરમાં હરિ દેખાઆ, જેમ જળમાં સૂર;
વહાલા વિના કંઈ ઠામ ન ઠાલો, જ્યાં જોઉં ત્યાં ભરપૂર;
**બાપુ** નામ સાચું રે, ગુરુકૃપાથી હરિ ઝાંખ્યો. પૂનમિયા૦

૧૦

પંડિતે ખેલ બગાડ્યો—આ જીવનો પંડિતે ખેલ બગાડ્યો;
ગુરુને દયા આવી ત્યારે ઉગાર્યો. આ૦
ધર્મ, અધર્મ: બે મારગ કીધા, પાપ-પુણ્યનો દીધો ધોખો;
મરવા—અવતરવાની બીક તને, બાપડા! મર્કટને ઘેર ઘેર નચાવ્યો. આ૦
રાજ કરાવાને તપ કરાવે, પંચ ધૂણી અગ્નિએ તપાવ્યો;
સંશયરૂપી ગધેડે બેસાડીને ચોરાશી ઢોલ વગાડ્યો! આ૦
આંધળાને લૂંટાવાની બીક દેખાડીને મધ્ય રાત્રિએ જગાડ્યો:
જાગતો હોય તો કોઈને તું પૂછને, જાણી જોઈ કૂવામાં પાડ્યો. આ૦
સીધો છે રસ્તો ને આવ્યા ત્યાં જાવું, પંથવાળાએ ઘાલી આડી વાડો;
સૂર્ય-પ્રતિબિંબને ભિન્ન કાં કહેવું? **બાપુ** સંત નામ સમજી ફંદ કાઢો. આ૦

૧૧

બાપુ પધાર્યા સત ધામમાં સૌને કહેજો શ્રીરામ રે;
નામ નિરાંત તારી સાનમાં, મારે જાવું ગોવિંદ ગામ રે. બાપુ૦
ફૂલ ખીલીને ખરી પડે, એવું કાયાનું કામ રે;
માટે ચેતીને ચૂપ ચાલવું, મૂકી મમતા તમામ રે. બાપુ૦
આજ આનંદ મારા અંગમાં, પરબ્રહ્મ ભેળાં થઈએ રે;
જ્ઞાન રાખીને ગર્વ ટાળજો, સંત માનો સાચું કહીએ રે. બાપુ૦
સ્વપ્નું હતું તે સમાઈ ગયું, સૂરત થઈ છે એક તાર રે;
સરિતા સિંધુમાં ભળી ગઈ, પળમાં પામી ભરથાર રે. બાપુ૦
સંવત અઢારસો નવ્વાણુનો ઉત્તમકારી આસો માસ રે;
શુદ એકાદશી ને બુધ રાત્રિએ ગયા ધામ **બાપુ** દાસ રે. બાપુ૦

## ૧૨

ભૂલું પડયું છે દહાડે–જગત બધું ભૂલું પડયું છે દહાડે;
માયા પંડિતરૂપે ભુલાડે. જગત૦
એક આંધળાની પૂંઠે દસ–વીસ દોડયા ને, જઈને પડ્યા છે મોટે ખાડે;
અહંમાર આંધળો સમજ્યો નહિ સાનમાં, જેમ પાણી બગાડયું પેલે પાડે. જ૦
હરિ સચરાચર સરવેમાં છે કે જૂઠું બોલે છે લબાડે;
સ્વામી છે સઘળે ને દ્વૈતભાવ રાખે, આંધળીને સંત જગાડે. જગત૦
તાન ટપ્પા ને છંદ બહુ ગાય છે, જઇને બેઠો છે ઊંચા તાડે;
પોતે પ્રપંચ ભરેલા પાખંડી, તે સામાને શાંતિ શું પાડે? જગત૦
કહે **બાપુ** હરિનામ જ સત જાણજો, ને બીજું અસત તે જુદું પાડે;
વણસે તે નામી, નહિ વણસે તે સ્વામી, સાચી વાત જૂઠી કોણ પાડે? જગત૦

## ૧૩

માળાનો મર્મ નવ જાણ્યો, આંખો મીંચીને મણકા શીદ તાણો?
માળા ફેરવ મનમાંહી ઠેકાણો, રામ કહે કો સમજ ટાણો;
દેહમાં દેવ તેને નહિ જાણો, જઈ કાષ્ટ–પાષાણને માનો.
છાપા તિલક ને માળા રાખે, કૂડ, કપટ ને અસત્ય ઘણું ભાખે;
હાથમાં માળા ને ક્રોધભર્યા કાળા, એ તો નિશ્ચે ડૂબ્યાના છે ચાળા.
માળા ફેરતી પુત્ર દ્રવ્ય માગે, જઈ શિવના દેવળમાં લાગે;
જગત સૂએ સદ્‌ગુરુ જાગે, સમજે તેને એ શબ્દ દિલે વાગે.
સદ્‌ગુરુ મળ્યામાં મન મુંઝાણું, છસેં એકવીસ હજાર દમ માણું;
એ તો થાય છે રાત ને વહાણું, ઉન્મુનિ ઘરમાં મળે ટાણું.
માળા જાણે જનક શુક જોગી, માળાના વ્યાસ અને શિવ ભોગી;
બ્રહ્મમાં ભળ્યા ચોરાશીના રોગી, એ માળા તો ઘણી મોંઘી.
ધીર ગુરુની માળાસંગે તાળી, ઉન્મુનિ ઘરમાં વસ્યા વનમાળી,
દાસ **બાપુને** માળા તે આલી, માળા પ્રેમે કરીને ઝાલી.

## ૧૪

વહાલો મારે ઘેર આવ્યા છે સાહેલી રે;
હાવે મેં તો કુળની મરજાદા મેલી રે.
જગતતણાં વેણુ તે ઝેરના પ્યાલા રે;
સદ્‌ગુરુના શબ્દ લાગે મને વહાલા રે.
હતું અવળું, સવળું કીધું જદુનાથે રે;
હાવે સખી કોણ માથામાં ધૂળ નાખે રે?
સગાં ને તો લેવું—દેવું લાગે સારું રે;
મુજને ગુરુનામ નિરંતર પ્યારું રે.
વહાલો અમને વિધવિધ લાડ લડાવે રે;
બંગલામાં બેઠા એ ઘાટ ઘડાવે રે.
બંગલાની કૂંચી વહાલાને હાથ આલું રે;
બાપુ કહે સતનામ લાગે મુને વહાલું રે.

## ૧૫

શાંતિ પમાડે તેને તો સંત કહીએ;
એના દાસના તે દાસ થઈને રહીએ. હો ભાઈ રે શાંતિ૦
કલ્પવૃક્ષ સેવ્યે દારિદ્રય રહે ઊભું;
ત્યારે તેના તે ગુણ શીદ ગાઈએ? હો ભાઈ રે શાંતિ૦
રાજાની ચાકરીમાં ભૂખ નવ ભાંગે;
ત્યારે તેની વેઠે તે શીદ જઈએ? હો ભાઈ રે શાંતિ૦
વિદ્યાનું મૂળ મારા ગુરુએ બતાવ્યું;
ત્યારે મહેતાનો માર શીદ ખાઈએ? હો ભાઈ રે શાંતિ૦
લીધા વળાવા ને ચોર જ્યારે લૂંટે;
ત્યારે તેની સોબતે શીદ જઈએ? હો ભાઈ રે શાંતિ૦
વૈદ્યનો સંગ કરે રોગ રહ્યો ઊભો;
ત્યારે વૈદ્યની તે ગોળી શીદ ખાઈએ? હો ભાઈ રે શાંતિ૦

નામ-અનામ સદ્‌ગુરુએ બતલાવ્યું;
તે તો ચોંટયું છે મારે હૈયે. હો ભાઈ રે શાંતિ૦
**બાપુ** આ કાયામાં નરનો સંબંધ છે;
અમે એવા સ્વામીને સમજી રહીએ. હો ભાઈ રે શાંતિ૦

૧૬

સમજે સત નામ તેને તો કહીએ જ્ઞાની;
તેની મટી ગઈ વૃદ્ધિ ને હાનિ, હાનિ કે તે જ જ્ઞાની! સમજે૦
પ્રથમ સદ્‌ગુરુનો સત્સંગ સાચો, બીજો જે કરો તે કાચો,
હરિનામ ભૂલ્યા એ જ પડ્યો ખાંચો, માટે તમો સદ્‌ગુરુને નિશદિન જાચો;
એવું સમજ્યે આવે પાર, મળે સાર, એક તાર, મટે ધાર, આધાર,
નામ રહિત લેજો માની, માની કે તે જ જ્ઞાની? સમજે૦
સમજે સત નામ, પ્રથમ સદ્‌ગુરુ દેવ દેવતણા દેવા, તેની પ્રેમ કરી કરો સેવા,
મળે મનગમતા તે મીઠા મેવા, રૂપ-રંગ નહિ તેને ઓળખી લેવા;
નહિ જાત, નહિ ભાત, નહિ માત, નહિ તાત, નહિ દિન નહિ રાત,
વાણી રહિત લેવા જાણી, જાણી કે તે જ જ્ઞાની? સમજે૦
ગુરુએ જ્ઞાન બતાવ્યું શ્રીમુખ, મારું મટી ગયું જન્મમરણનું દુઃખ,
હવે ફરી આવવું નથી માતાની કૂખ, મારી ભાંગી મન કેરી ભૂખ;
ઓળખ્યું આપ, મટયો તાપ, નહિ પુણ્ય નહિ પાપ, અજાપ જપ્યો બાપ,
મહાપ્રલયમાં રહે નિશાની 'શાની, કે તે જ જ્ઞાની! સમજે૦
ગુરુકૃપા થકી માયાની ફાંસી, મારી મટી ગઈ લક્ષ-ચોરાશી,
ઘેર બેઠાં આવી જમુના ને કાશી, એ તો છે સતલોકના રહેવાશી;
અનાદિ વસ્તુ આપું, પાપ કાપું, છાપ છાપું, કહે **બાપુ**, મટયું દાપું,
ના સમજે તે તો અભિમાની, માની કે તેજ જ્ઞાની! સમજે૦

૧૭

સંસાર નથી સાચો રે, બુડાડે બે મગથી;
વર્તે તે વહે નહિ રે, તોડે રગે રગથી. સંસાર૦

અલ્યા શમણામાંહી તું રાજા થયો, તે રાજા શું તું રે'શ?
જાગીશ ત્યારે ગરીબ થઈશ તું, સારું માઠું કો'ને કે'શ?
ચેતે તો ચેતાવું રે, ડર તું ખરા ખગથી! સંસાર૦

એ સ્વપ્નું તેવું આ સમજજે, નાનું–મોટું એહ ભેદ;
ખોટાને, ભાઈ, ખરું માને તું, ન માને કહ્યું જે વેદ!
ભેદ જાયે ભાગી રે જ્ઞાન તણી શગથી! સંસાર૦

ગર્ભવાસમાં તું કેવું કહેતો'તો? કહે તારાં પુરાણ!
કાટેલા હો તો તમે વિચારો, શું કહે છે કુરાન?
સંભારો કહું સાચું રે, છૂટયા તમે શેણે ભગથી? સંસાર૦

મારું માને તો જાણ એ તું, નાનાં–મોટાં શમણાં માન,
બન્ને મિથ્યા જાણજે, તું તો સમજ સાચી સાન;
ભાન ના ભૂલીશ રે, બાપુ વદે વગથી. સંસાર૦

૬૮

હુક્કો પીધો ગુરુદયાથી જ્ઞાનનો જો;
દમ ખેંચ્યો ધણી તારા નામનો જો. હુક્કો૦

તન હુક્કો ઘટ ઘટ સ્વામી બોલતો જો;
પ્રેમ – જળમાં હુક્કાને ઝબોળતો જો. હુક્કો૦

પ્રથમ ચલમ ચતુરાઈ સાફ કરી જો;
કૂડ – કપટ તમાકુ માંહે ભરી જો. હુક્કો૦

મેળ મેર ગુરુની પ્રીતે કર્યો જો;
ચિત્ત ચીપીએ તો બ્રહ્મ–અગ્નિ ધર્યો જો. હુક્કો૦

નેહ નિરભે' નારાયણતણા નામની જો;
શોભે દામણી તે અચળ અખે' ધામની જો. હુક્કો૦

ગુરુ ધીરાને હુક્કો ભરી આપિયો જો;
દાસ બાપુ પોતાનો કરી થાપિયો જો. હુક્કો૦

૧૯

જ્ઞાનીઓ બતાવું રે બંધ–મુક્તિ આત્મા કેવો?
આંખ મીંચી ઉઘાડો રે, દઢતા ધારો તો સેવો. જ્ઞાનીઓ૦
સૂક્ષ્મ બુદ્ધિ હોય તો સમજાશે, નહિ તો કરશો ન માથાકૂટ;
સહેલું સટતો અમો બતાવું, પીઓ અમૃતનો છે ઘૂંટ:
ખૂંટ મારી ખોલું રે, કહું બ્રહ્મ જેવો તેવો. જ્ઞાનીઓ૦
ચૈતન્યમાં દૃશ્ય કલ્પવું જાણો બંધતણું એ મૂળ!
ચૈતન્યમાંથી કલ્પના છૂટવી, એ મુક્તિ જાણો સમૂળ;
દૃશ્ય વગરનું ચૈતન્ય રે, આત્મારામ રૂપ ગેવો. જ્ઞાનીઓ૦
ત્રણ લીટીમાં ત્રિભુવન સમાયું, બ્રહ્મવિદ્યાનો ભોર,
આહા-ઓહો કરી અફળાશો, એમાં નથી કાંઈ શોર;
ખરી છે એ વિદ્યા રે, ચિત્તમાં રૂડી સેવો. જ્ઞાનીઓ૦
મહામહેનતે અમે સમજ્યા છૈં, તે દેખાડયું પળમાંય;
ન સમજાય તો પૂછો આવીને, આંતરો નથી કાંઈ આંય;
ચોખ્ખું ચટ કહેવું રે: 'બાપુ, બ્રહ્મ એક દેવો.' જ્ઞાનીઓ૦

## બુટા ભગત

૧

અવિચળ કોઈ નહીં રે, મન તું મા કર કોઈની આશ જી;
સ્વપ્ન તુલ્ય સંસાર દીસે, સમજ પદ અવિનાશ. અવિચળ૦
આદ્ય મૂળને સ્થૂલ, સૂક્ષ્મ, વિરાટ, ચૌદે લોક જી;
બ્રહ્માંડ દીસે વણસતું, એની માંડણી માંડી ફોક. અવિચળ૦
કલ્પનાએ કલ્પીએ, વાણીએ કહીએ જેહ જી;
કાળ કર્તવ્ય જેટલું, અંતે જ વણસે તેહ. અવિચળ૦
સનેપાત શરીરનો જેમ, સમે તે પરગટ થાય જી;
ભુવનના સ્વામી ઘર મૂકીને આખર ચાલ્યા જાય. અવિચળ૦

ચારે વર્ણ ને ચાર આશ્રમ, અવસ્થા પણ ચાર જી;
તેને અધિકારે ઉપદેશ દેવો, એ ગ્રંથનો વિચાર. અવિચળ૦
વૈરાગ્ય–અંજન સદ્દગુરુ આંજે, ત્યારે ઉઘડે આંખ જી;
પડળ સઘળાં પરાં થયાં, તેની વેદ–પુરાણે શાખ. અવિચળ૦
અવિદ્યાને ઓળખી, ભાઈ, વિદ્યા વડે કરો નાશ જી;
પછી વિદ્યા મૂકો વાટમાં, તો ઊપજે પરમ સંન્યાસ. અવિચળ૦
દ્વૈત સઘળું ટળી જાતાં, અદ્વૈત થઈ રહેવાય જી;
એ મહા મંત્ર મહાપુરુષનો, કોઈ હંસથી લેવાય. અવિચળ૦
થાતાં સંગે થાય નહિ, અને જાતાં સંગે ન જાય જી;
પિંડ પર પરમાત્મા તે, જેમને તેમ સદાય. અવિચળ૦
દેહભાવે દેખીએ તે, આત્મભાવે નિત્ય જી;
એ છે સમજણ **બૂટિયા** રે અનુભવકેરી રીત. અવિચળ૦

૨

એવા કોઈ અનુભવી રે, કરે, દ્વૈતનો સંહાર જી;
અગ્નિ બાળે જેમ કાષ્ઠને, ટાળે જાત–વરણવ્યવહાર. એવા૦
ધૂઓ ત્યાં લગી નીસરે, જ્યાં લગી કઠણ હોય આપ જી;
ઘટત, ઘટત ઘટી ગયું, પછી ન રહ્યું પુણ્ય ને પાપ. એવા૦
માખી ત્યાં બેસે નહિ, તેના તાપે તે ટળી જાય જી;
એકમેક અંતર નહિ, એવે રૂપે જો રહેવાય. એવા૦
સમજીને સમી રહ્યા, કોઈ અનુભવી લઈ જ્ઞાન જી;
સત્ય મેળવ **બૂટિયા**, સમજ્યાની એ તો સાન. એવા૦

૩

એવું જેને ઊપજ્યું રે, તેને ન રહ્યું–કહેવાનું કાંઈ જી. ટેક
કથવું: બકવું: સુણવું–સર્વે સમાયું માંહી. એવું૦
સાકર કેરી પૂતળી, વિરાટ રૂપે થાય જી;
સઘળે સોંસરવી રસ ભરી, તેને ગમે ત્યાંથી ખાય; એવું૦

એકાએકી જાહ્નવી, જૂજવાં જ એનાં નામ જી;
પાતક ટાળે પિંડનું, જે ન્હાય જન નિષ્કામ. એવું૦
ગોરી ગરઓ એક પણ, બહુ બારણાં તે માંહ્ય જી;
માંહી દીપક એક પણ તે દ્વારે દ્વારે દેખાય. એવું૦
ભક્ત ભગવન્ એક છે, સમજે તો સંશય જાય જી;
કહે બુટો એક વાત સહુ, એમાં ઘણું કહે શું થાય? એવું૦

૪

જેણે જાણ્યો એક આત્મા, જાણનારો ન રહે ભાઈ;
જે પ્રીછે તે કોને પ્રીછવે, તે કોને નવ કહે ભાઈ. જેણે૦
ધૂમ્ર બાંધે નહિ છાપરું રે, એવું વિષયકેરું જ્ઞાન;
વૈરાગ્ય વિના વાતો કરે રે, મન વ્યર્થ ધરે અભિમાન. જેણે૦
ઓસ ભીંજવે ઘાસને રે, તેનું નદીઓ ન ચાલે પૂર;
શ્રોતા ને વક્તા એવા જાણવા રે, નહિ સાધને નહિ શૂર. જેણે૦
ઇંદ્રિ' અર્થે ના મૂકે મોકળી રે, સંકોચે થાય સમાસ;
પ્રપંચથી જે પાછો ફરે રે, પૂર્વે હતો તેવો થાય. જેણે૦
સમુદ્રમાં પેસી સિંધવ નવ નીસરે રે, અગ્નિમાં પેસી ન આવે પતંગ;
એમ મળ્યા જે કોઈ બુટિયા રે, ટળ્યાં તેનાં રૂપ ને રંગ. જેણે૦

## દીન ભગત

૧

અરે વિચાર કરો, શીદ મથો છો મિથ્યા દેહાભિમાનમાં? ટેક
એક પવન દોરી ચૈતન્યમાં તે બાંધી જીવ જંતુના તનમાં;
તે દેવ દાનવ ને માનવમાં, અરે! વિચાર કરો. શીદ૦
એ શ્વાસા દોરી નાભિમાં, એનો ચમત્કાર છે રગરગમાં;
એ સમાય છે જઈ મહાપદમાં, અરે વિચાર કરો. શીદ૦
એ દોરીથી સર્વનું જીવન છે, દોરી તૂટે સૌનું મરણ છે;
પછી દેહનો વાસો ધરણ છે, અરે વિચાર કરો. શીદ૦

એ શ્વાસામાં ચૈતન્ય જાણો, બીજી અનેક વાતો અનુમાનો;
માટે જન્મ-મરણ મિથ્યા જાણો, અરે વિચાર કરો. શીદ૦
ચૈતન્ય આધારે જડ દેહ જાણો, માટે ચૈતન્ય સત્ય જ પરમાણો;
મહાજ્ઞાનીની સમજ્યે સાનો, અરે વિચાર કરો. શીદ૦
આ જગ પણ સૌ મિથ્યા જાણો, વેદ-શાસ્ત્ર નિરંતર પરમાણો;
**દીન ભગતે** ચૈતન્ય સત્ય જાણ્યો, અરે વિચાર કરો. શીદ૦

૨

નટવર વર ગિરધારી, ઘટોઘટ નટવર વર ગિરધારી!
એમાં શું જાણે સંસારી? ઘટોઘટ૦
આ રે ઘટમાં નટવર ખેલે મોજ કરે છે મુરારિ!
પલપલમાં પ્રભુ આવે ને જાયે મોહન મંગળકારી. ઘટોઘટ૦
નાભિ કમળથી કરે ગર્જના, ત્રિકુટીમાં દે છે તાળી!
મોહનજીએ વેણુ વગાડી, ત્યારે ઝબકીને જાગી રે. ઘટોઘટ૦
જાગી ત્યારે ભાંગી ભ્રમણા, વૃત્તિ સ્વરૂપમાં લાગી!
શૂન્ય થઈ ત્યારે સેજે મળિયા, થઈ છે આનંદકારી. ઘટોઘટ૦
**દીન ભગત** તો કાંઈ ના જાણે, સદ્‌ગુરુની બલિહારી!
ઘટઘટમાં પ્રભુ રાસ રમે છે જોયું જગત જયકારી. ઘટોઘટ૦

૩

શ્વાસામાં છે વાસ, પ્રભુનો શ્વાસામાં છે વાસ!
તે જાણી લેજો ખાસ પ્રભુનો શ્વાસામાં છે વાસ! પ્રભુનો૦
શ્વાસાદોરી તૂટ્યા પછી, ક્યાં થાય છે વાસ?
તેની કરી જેણે તપાસ, તે જ જ્ઞાની ને તે દાસ. પ્રભુનો૦
એ વિના સૌ મિથ્યા કલ્પના, તેનો થયો અભ્યાસ;
એ અંધારાં ઉલેચવાને જૂઠી બીજી આશ. પ્રભુનો૦
સદ્‌ગુરુની જે કળાને સમજે, તેના છૂટે પાશ;
**દીન ભગત** કહે ગુરુપ્રતાપે, સમજી લેજો ખાસ. પ્રભુનો૦

૪

સદ્દગુરુની સાન, પકડલોને ભાઈ, સંતો કરી લોને સાચી કમાઈ. ટેક
પૂર્વનાં પુણ્ય હશે જે જનનાં, તે માનશે વાત સુખદાઈ?
ભરમેલા મનમાં હશે જે ભમતાં, તેને સમજ નહીં આઈ. સંતો૦
નાભિ કમળથી સુરતાને સાધી, ત્રિકુટીએ આસન જમાઈ;
ગંગા ને જમુના સરસ્વતી વહે છે, સબ તીરથ છે ત્યાંઈ. સંતો૦
ઉન્મુન હોકર ધ્યાન લગાવો, આપુપણું વિસરાઈ;
નૂરત-સૂરતકું એક ઘર લાવો, નિર્ગુન-રાહ ચલાઈ સંતો૦
**દીન ભગત** કહે, વાત છે સાચી, જીવન્મુક્ત હોઈ જાઈ;
જે જન સમજ્યા તે પાર ઊતરિયા, સત્ય માનો મેરા ભાઈ. સંતો૦

૫

હું ના જાણું, હું ના જાણું, હું ના જાણું મારું રે;
તારું પ્રભુ હું કેમ કરી જાણું? એ મોટું અંધારું રે. હું ના૦
હું-હું કરતાં, સૌ કોઈ ભૂલ્યાં ચાલ્યું લારે લારું રે;
અભિમાને અથડાયા કરવું મન દોડે પરબારું રે. હું ના૦
હું છું જ્ઞાની, હું છું ધ્યાની, હું છું પંડિત પૂરો રે;
હું છું જોગી, હું છું સંન્યાસી, એ મોટું અંધારું રે. હું ના૦
રત્નાકર સાગર થયો મોટો, જળ કરી દીધું ખારું રે;
**દીન ભગત** દીનતાને સાધી મનને પટકી મારું રે. હું ના૦

## ભવાનીદાસ

૧

પાંચ તત્ત્વસે ઘડિયાં રે દેવળ, દેખો જી દિલગેં દેવા રે;
પરખ અલખ કર મુજરા રે સાધુ, સૂરત-નૂરતે કર સેવા રે. પાંચ૦
કાયા નગરમેં પ્રેમ પિયારા, દેખ દેખ દિલ ભાયા રે;
ઓહમ્-સોહમ્ દોનું જાપ અજપા, ગુરુ ગમે દરસાયા રે. પાંચ૦

બિના મૂલકી બેલ એક બોઈ, પીયૂષ! પ્રેમરસ પીવા રે;
બિના પાંખકા આયા ભમરલા, બેઠા સુધારસ પીતા રે. પાંચ૦

કાયા—નગરમાં કાયમ રાજા, સદ્ગુરુને બતલાયા રે;
ઉન્મુન આરતી કરે **ભવાનીદાસ** સત્‌ચિત્‌સુખ મિલાયા રે. પાંચ૦

૨

વારે વારે મનખો નહિ આવે રે—રે તમે ભજન સવાયાં કરજો;
આવો રૂડો અવસર નહિ આવે રે—રે તમે ભજન સવાયાં કરજો. અવસર૦

સંસાર—સાગર મોહજળે ભરિયો, તરી શકો તો કોઈ તરજો રે;
જગજીવનનાં જાંજ લઈને ઓલે તે પાર ઊતરજો. અવસર૦

દોનું દીવા તારી આગળ ઝળકે, તે નાભિ-કમળ બિચ ધરજો રે;
હૃદય-કમળમાં હેત કરીને અમર—વરને વરજો. અવસર૦

માણેક ચોકમાં ભરણું ભરે, તો સમજી વિચારીને ભરજો રે;
હીરા, માણેક, નીલમ, મોતી ઘણાં પારખ થઈને પારખજો. અવસર૦

સદ્‌ગુરુ મળે ને સંશય ટાળે, એવા સંતચરણે શીશ ધરજો રે;
મેઘા પ્રતાપે ભણે **ભવાનીદાસ** અમરાપુરમાં ભળજો. અવસર૦

## ભાદુદાસ

૧

અબ ચોથા પદ પાયા, સંતો! અબ ચોથા પદ પાયા! ટેક

નાભિ કમલસે ચલી સુરતા, સુલટા દમ ઊલટાયા;
ત્રિકુટી મહેલકી ખબર પડી, જબ અદ્ધર આસન જમાયા. સંતો૦

જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ જાણી, તુરીયામેં તાર મિલાયા;
અંતર અનુભવ તાળી રે લાગી, શૂન્યમંડળમેં સમાયા. સંતો૦

ચલી સુરતા, ચડી ગગન પર, અનહદ નાદ બજાયા;
રણઝણ રણઝણ હોયે રણકારા, વામેં સૂરત સમાયા. સંતો૦

દેવી દેવ વહાં કછુ ભી નાહિ, નહીં ધૂપ નહીં છાયા;
રામચરણુ રહી ભણે **ભાદુદાસ**, નીરખ્યા અમર અજાયા. સંતો૦

૨

આનંદહેલી ઉભરાણી, સંતો! આનંદહેલી ઉભરાણી. ટેક
ચંદ્ર-સૂરજ તો વા ઘર નાહિ, નહીં પવન નહીં પાણી;
અષ્ટકુળ પર્વત ઉસ ઘર નાહિ, નહીં વેદ નહીં વાણી. સંતો૦
સોહમ્ વચનને સાધીને જોતાં નિર્ગુણ જાત જણાણી;
અધર તખત પર આપ બિરાજે, પોતે પુરુષ પુરાણી. સંતો૦
નૌતમ નાથ નિરંતર નીરખ્યા, નૂરતમેં સુરત સમાણી;
આ ઘટ પેખ્યા, સન્મુખ દેખ્યા, સદ્ગુરુ કેરી નિશાની. સંતો૦
જોતાં જાગી, ભ્રાંતિ ભાંગી, મીટ ગઈ ચારોં ખાણી;
રામદાસ ચરણે ભણે **ભાદુદાસ**, અલખની થઈ ઓળખાણી. સંતો૦

૩

ખોળી લીધું જૂનું ખાતું, સંતો! ખોળી લીધું જૂનું ખાતું. ટેક
મન માનતા પૂરા ગુરુ ભેટયા, ખરી બતાવી દીધી વાતું;
આવવું ને જવું સર્વે મટી ગયું, મટી ગયું સર્વ લૂંટાતું. સંતો૦
જાણપણું મારું જાતું રહ્યું, ત્યારે ભક્તિનું આદર્યું ભાતું;
વાસના લિંગની ગાંઠ ગળી, ત્યારે સંકલ્પ–વિકલ્પ મટયું થાતું. સંતો૦
પૂરણ ગુરુએ પડછો દીધો, ત્યારે મટી ગયું સર્વે લખાતું;
રામદાસ ચરણે ભણે **ભાદુદાસ**, દીઠું એકમાં સર્વે સમાતું. સંતો૦

૪

પારસમણિ મને લાધી, સંતો! પારસમણિ મને લાધી. ટેક
એકવીસ હજાર ને છસો અજપા, તેને મેં લીધા સાધી;
જનમમરણની ભેં સર્વે ભાંગી, મટી ગઈ સઘળી ઉપાધિ. સંતો૦
'હું ને મારું'ની બેડી રે તૂટી, અખંડ મળ્યા અબાધિ';
નૂરત–સૂરતે નીરખીને લીધા, ત્યારે સહેજમાં થઈ સમાધિ. સંતો૦

કોટિ જન્મનું ગયું દારિદ્રય, પારસમણિ હાથ લાધી;
જીવ–ઈશ્વરની ભ્રાંતિ ભાંગી, છૂટ ગઈ સબ જો બાંધી. સંતો૦
હરખશોકની હેડકી ન આવે, એકે ન મળે ઉપાધિ;
રામદાસ–ચરણે ભણે **ભાદુદાસ**, સદ્‌ગુરુથી મન સાધી. સંતો૦

૫

મૈં અલમસ્ત ફકીરા, સંતો મૈં અલમસ્ત ફકીરા. ટેક
મૈં દેવનકે દેવ કહાવું, મૈં પીરનકા પીરા;
નિરાધારસે રમું શૂન્યમેં, મૈં સબસે ફિરું અકેલા. સંતો૦
સબ ઘટસે મૈં ઊલટ સમાઉં, સબ ઘટ હંસા મેરા;
નહીં મૈં આવું નહીં મૈં જાવું, દીયા અગમ ઘર ડેરા. સંતો૦
બેદ કિતાબ મૈં નહીં માનું, રોમ રોમમેં રમિયા;
નખ–શિખ સુધી નૂર પ્રગટ્યા, મૈં હુવા જ્ઞાનગભીરા. સંતો૦
શૂન્યમેં શહર શહરમેં બસ્તી, ત્યાંસે રમું હમ ન્યારા;
રામદાસ–ચરણે ભણે **ભાદુદાસ**, મૈં હું લાલ નબીરા. સંતો૦

૬

વસ્તુ વીરલે વખાણી, સંતો! વસ્તુ વીરલે વખાણી. ટેક
કોટિ ભાણ મારે ભીતર પ્રકટયા, આ તો અગમ ઘરની એંધાણી;
આનંદ ઊપજ્યો, અલબેલા જોયા, ખરી થઈ ઓળખાણી. સંતો૦
અજાતિ પદ મારા ગુરુએ બતાવ્યું, જ્યાં જાત ને ભાત સમાણી;
આદિ ને અંત, મધ્ય એકે ન મળે, અલખ પુરુષની નિશાની. સંતો૦
નાભિ કમળથી આનંદ ઊલટયો, અચાનક લહેર ઉભરાણી;
બ્રહ્મ–ગુફાના ભેદ જ્યારે ભાંગ્યા, ત્યાં જઈ સુરતા ઠેરાણી. સંતો૦
જેને સદ્‌ગુરુ પૂરા નથી ભેટયા, તેનું સર્વે થયું ધૂળધાણી;
ધડ ઉપર જેને મસ્તક ન મળે, તેણે આ વસ્તુ માણી. સંતો૦
આ ઘટમાં હરિ સભર ભર્યો છે, માંહેલો મરમ લીધો જાણી;
રામદાસ–ચરણે ભણે **ભાદુદાસ**, લહેરમાં લહેર સમાણી. સંતો૦

૭

સત વચનસે સદ્‌ગુરુ મળિયા, સોઈ પરમ પદ પાવે. ટેક
નિજ નામની સમશેર લઈને, દમસે દોર લગાવે;
ઊલટી કરકે ફેર સુલટાવે, તબ ઘર અપને જાવે. સંતો૦
ત્રિકુટી મહેલમેં તકિયા બિરાજે, વા ઘર સુરતા જગાવે;
ઝિલમિલ ઝિલમિલ જ્યોત ઝળકે, નિર્મળ નૂર દરસાવે. સંતો૦
અવઘટ ઘાટ ઊલટ ફિરી આવે, ધ્યાનમેં ધ્યાન લગાવે;
નૂરતે નીરખે સૂરતે પરખે, અનભે' ઘર તબ જાવે. સંતો૦
સદ્‌ગુરુ મળે તો સાન બતાવે, આવાગમન મીટ જાવે;
રામદાસ–ચરણે ભણે **ભાદુદાસ,** જ્યોતમેં જ્યોત મિલાવે. સંતો૦

૮

સહેજે સહેજે આનંદઘન પ્રગટ્યા, પછી લહેરમાં લહેર સમાણી,
કોટિ જનમની મટી કલ્પના ગુરુની થઈ ઓળખાણી;
નૂર નિરંતર નજરે ભાળ્યા, પરિબ્રહ્મ લીધા જાણી. સંતો૦
હીરા, માણેક ને મોતી પરવાળાં, એ નીકળી ગઈ ખાણી;
અનુભવ–દીવો જ્યારે કરમાં લીધો, ત્યારે પારસમણિ દરસાણી. સંતો૦
સદ્‌ગુરુ મુજ પર અઢળક ઢળિયા, બતાવી સરવે એંધાણી;
સહેજે સહેજે પિયુને પામી, પૂરણ પ્રીત બંધાણી. સંતો૦
કેટલીક વાતો મુખસે વખાણું, આ તો અગમ ઘરની નિશાની;
રામદાસ–ચરણે **ભાદુદાસ,** જ્યાં ન પહોંચે વેદવાણી. સંતો૦

૯

સો...હં શબ્દ લો હેરી, સંતો સોહં શબ્દ લો હેરી,
નાભિ કમળસે પવન ઊલટ્યા, ત્રિકુટીમાં દેખી હેરી;
અણઘડ પુરુષ અખંડ અજિતા, ત્યાં સુરતા લાગી હમેરી. સંતો૦
બિના હાથસે મોરલી વાગે, નાદ સુનાવત ઘેરી;
શૂન્ય—મંડળમેં સિંગી વાગે, બહારસે ઊઠી લહેરી. સંતો૦

નામ નિશાન નિરંતર નીરખ્યા, સુરતા વાગે પેરી;
એક અજિત-અખંડિત પૂરણ મીટી રેન અંધેરી. સંતો૦
પરાપારસે પરિબ્રહ્મ પ્રગટચા, અગમ ખડકી ઊઘડી;
રામદાસ-ચરણે ભણે **ભાદુદાસ**, અલખ ખુમારી નેરી. સંતો૦

૧૦

સોહમ્ હીરો મેં તો જોયો, સંતો સોહમ્ હીરો મેં જોયો. ટેક
કોટિ સૂરજની મારે પરવા ન મળે, અચાનક આવીને ઊગ્યો;
વિના સૂરજે અજવાળાં ભાળ્યાં, મેરો મન માન્યો. સંતો૦
એવું અજવાળું કંઈ ન ભાળ્યું, ભાઈ, તેમાં મારું ચિત્ત મોહ્યું;
ઝરમર ઝરમર મોતી વરસે, અમૂલખ લાલ સગોયો. સંતો૦
આદિ-અનાદિ હીરો છે જૂનો, લક્ષાર્થમાં ચિત્ત મોહ્યો;
આનંદ ઊપજ્યો ગઈ કલ્પના, નહિ નહિ એકે સોગો. સંતો૦
એ રે હીરો મેં તો અમૂલખ જાણ્યો, ભાઈ પ્રેમને દોરે પરોયો;
રામદાસ-ચરણે ભણે **ભાદુદાસ**, મૂરખ બાજી હારી રોયો. સંતો૦

## ભીમ સાહેબ

૧

મૈં તો અજબ નામપે વારી!
સુન લે, સુખમન નારિ! મૈં તો અજબ નામપે વારી! મૈં તો૦
અજબ નામ હૈ સબસે મોટા, સોચ ખોજ સંસારી;
પરાપારમે અપરમ દેખ્યા, ઐસા આનંદકારી! મૈં તો૦
સકળ ભોમ પર અકળ શ્યામ હૈ, ગજ ગુણિકા ઉદ્ધારી;
ગરજે ગગનમેં પ્રેમતત્ત્વ શું, પ્રેમ હેત કર જારી! મૈં તો૦
ધ્યાન ધાર કર સદ્દગુરુ શબ્દે હદ-બેહદ વિચારી;
સુરતા કર લે ચૌદ લોકમેં, અરસપરસ ધૂન પ્યારી! મૈં તો૦
સેજ શૂન્યમેં ત્રિકુટી ધૂનમેં, અખંડ જ્યોત ઊજિયારી;
**ભીમ સાહેબ** ત્રિકમકે ચરણે બેર-બેર બલિહારી! મૈં તો૦

## ભોજા ભગત

૧

કકળ મા તું કાચબી કૂડી રે, રામૈયાની રીત છે રૂડી!
તૂટયા પહેલાં રાખ્ય ને તાણી રે, મરતી વેળા મતી મુંઝાણી;
ઓધારણ શામળો વહાલો, રે મીઠુડી મોરલીવાળો. કકળ મા૦
હે–કાચબો ને એક કાચબી ભોળાં, હતાં હરિનાં દાસ.
દર્શન કારણે બારણે આવ્યાં, રાખીને વિશ્વાસ;
આવંતાં નજરે ભાળ્યાં રે, ઢીમરે તો જાળમાં ઝાલ્યાં. કકળ મા૦
હે કાચબો કહે છેઃ કાચબીને ભૂંડી, ધારણ રાખને ધીર;
આપણને ઉગારશે વહાલો, જુગતે જાદવ વીર!
ચિંતા મેલી ચરણે આવો રે, મરવા તુંને નહિ દે માવો. કકળ મા૦
હે–કાચબી કહે છેઃ કાચબાને તારો જાતો રહ્યો જુગદીશ;
ચારે કોરથી સળગાવિયાંને ઓરિયાં બિચો બિચો!
આમાંથી જો ઊગરીએ રે, પાણી બહાર પગ ના ધરીએ. કકળ મા૦
હે–અબળાને ઇતબાર નહિ કોનો, કોટિ કરોને ઉપાય!
કહ્યું કોનું માનતી નથી, ગાયું પોતાનું ગાય;
આવી અવિશ્વાસની વાણી રે, પ્રથમ પહેલાં મત છે પાની. કકળ મા૦
હે વારે વારે હું વારતી'તી મારું કંથ ન માન્યું કેણ!
મરતી વેળાના પ્રાણિયા હવે, નીચાં શું ઢાળો નેણ?
માથે આવી મોત–નિશાની રે, કયાં છે તારો પ્રભુજી, પ્રાણી? કકળ મા૦
હે–બળતી હોય તો બેશને મારી પીઠ પર રાખું, પ્રાણ!
પણ નિંદા કરે મારા નાથની, એ તો મુજને મારે બાણ!
વહાલો મારો આવશે વારુ રે, આપણને ઉગારવા સારુ. કકળ મા૦
હે–ત્રિકમજી! ત્રણ લોકમાં, પ્રભુ! તમારો એક આધાર;
બળતામાંથી ઉગારજો, મારા આતમાના આધાર!
છોગાળાજી! વાત છે છેલ્લી રે, થાજો બળતાંના બેલી. કકળ મા૦

હે–વિઠ્ઠલજી ! મારી વારે ચડજો ને શામળા કરજો સા'ય !
લાજ લોપાશે લોકમાં, પ્રભુ ! હાંસી તમારી થાય !
મૃત્યુ જો મારું થાશે રે, પતીજ તમારી જાશે. ફફળ મા૦
હે–કેશવજીએ કરુણા કીધી, ને મોકલ્યા મેઘ મલ્લાર;
બળતામાંથી ઉગારિયાં બોલ્યાં કાચબાને કિરતાર !
**ભોજલ** કહે ભરોંસો જેને, રે ત્રિકમજી તારશે તેને ! ફફળ મા૦

૨

જ્યાં લગી જીવની જાત જાણી નહિ ત્યાં લગી તાણમતાણ રે' છે;
આદ્યને વિચારતાં, અંત–મધ્યે એક છે: વસ્તુ સાચી તે વેદાંત કહે છે. જ્યાં૦
જાત જાણ્યા વિના, મત-પંથ બહુ થયા, અટકી રહ્યા આંધળા આપ ભૂલ્યા;
વધી ગયા વાદમાં, હરિ ન આવે હાથમાં; મેરુ જવા મન કરે પણ પાય લૂલા. જ્યાં૦
જાત જાણ્યા વિના યોગસાધન કરે, પરહરે કામ, ધન, ધામ મૂકે;
હઠ કરી આદરે, પરતાઈ પાછા ફરે, વૈભવ ના ભોગવે ભક્તિ ચૂકે. જ્યાં૦
અણછતું આપણું આપ ભૂલી ગયો, જીવ થઈ જાયતો કર્મઘાટે;
બુદ્ધિના દાડમાં વાટ સૂઝે નહિ, આવવું–જાવું તે એ જ માટે. જ્યાં૦
જાત જાણ્યા પછી જન્મ–મૃત્યુ ટળે, જેમ પાસો÷ પાણીમાંથી પાછો ન આવે;
**ભોજલ** બ્રહ્મવેત્તા જેને ગુરુ મળે, તે જ આ દેહથી અભેદ પાવે. જ્યાં૦

૩

પ્રથમ તો નામરૂપથી ટળવું, માન મૂકીને મહંતને મળવું;
વિવેકી પુરુષ વાળે તેમ વળવું, તો ગળવું આતમજ્ઞાનમાં રે.
તન–મન તેને સમર્પણ કરવું, એનું લઈ એની આગળ ધરવું;
આતમદર્શી થઈ એણી પેરે તરવું, તો મરવું મટે મૃત્યુ લોકમાં રે.
એમ સમજીને રે અનભે' થાવું, જ્ઞાનગંગામાં અહોનિશ નહાવું;
ગાવું વાવું સમજી માંહ્ય સમાવું, તો જોવું નિજ ઘર જીવતે રે.

÷ પાલો = વાદળમાંથી પડતો દરો.

એ પદને કોઈ અનુભવી બૂઝે, જાહેર થઈને એણી પેર ઝૂઝે;
આપ ટળે તો આપોપું સૂઝે, જો પૂજે પરગટ સંતને રે.
વિહંગમ સાધને પદમાં રે મળિયાં, જનમમરણનાં સંકટ ટળિયાં;
લવણ ઘેનુ અંબુમાં ગળિયાં, એમ ભળિયાં તે પરિબ્રહ્મમાં રે.
જેમ રે પાલો ઉદકથી રે જામ્યો, શબ્દરૂપી સૂરજે ચોદિશ ધામ્યો;
પોતે પોતાના સ્વરૂપને પામ્યો, તો **ભોજલ** સદ્‌ગુરુ ભેટતાં રે.

૪

પ્રથમ મૂળ વિચારને, કે તું ક્યાં થકી આવ્યો?
જે વડે જગત ઝળકી રહ્યું, તે શું અન્ય ભાવ લાવ્યો? પ્રથમ૦
બીજ ચરાચર એક છે, જડ–ચૈતન્યમાં જોતે!
પ્રગટ દીસે પરમાત્મા, અંતર આપોપું ખોતે! પ્રથમ૦
ત્રિગુણને અવસ્થા ત્રણ છે: જાગ્રત, સ્વપ્ન, સુષુપ્ત!
તુરીયમાં જઈને જો મળે, મટે ધ્યેય અને ધ્યાતા! પ્રથમ૦
ચોથા પદની સંજ્ઞાને શીધો શિષ્ય પ્રીછે!
ગુરુગમ આવેથી ચૂપ રહે, આપોપું ન ઇચ્છે! પ્રથમ૦
પંચમની બારિયેથી પેસતાં, રુંધ્યા દસ દરવાજા!
શૂન્ય–શિખર પર ચડી ગયા, વાગે અનહદ વાજાં! પ્રથમ૦
ખટપટ સર્વે ખૂટી ગઈ, સુરતા સેંજે સમાણી!
અંતર–લોચન ઊઘડ્યાં, નીરખ્યા પુરુષ પુરાણી! પ્રથમ૦
સાત દ્વીપ, નવ ખંડનું, નાટક નજરે દીઠું!
ચર્મચક્ષુઓ ટળી રહ્યાં, દિલ–અંતર–પેખ્યું! પ્રથમ૦
અષ્ટ કમળ દળ ઉપરે બોલે બોલણહારો!
વસ્તુ ગતે વિલસી રહ્યો, નામ–રૂપથી ન્યારો! પ્રથમ૦
બહાર ભીતર સભરે ભર્યો, અણુ એક નવ ખામી!
આકાશની પેરે આત્મા, વ્યાપક અંતરજામી! પ્રથમ૦
એવી દશાના અનુભવી, બ્રહ્મ નિરંતર ભાળે!
અદ્વૈત આતમ–જ્ઞાનમાં, જઈ આપોપું ગાળે! પ્રથમ૦

દશા મોટી મહંતની, કેના કળ્યામાં ન આવે?
શબ્દવેધુ શ્રોતા હશે, તેને અટકળ આવે! પ્રથમ૦
તે રસ બ્રહ્મ અજર છે, જીરવે તે જોગી!
પીવેગા શિર પરહરી, કોઈ વીરલા ભોગી! પ્રથમ૦
ચૌદ લોકની સંપદા, સ્વપ્નવત્ લેખે!
ત્રિવિધ તાપની આપદા, શિવ બ્રહ્મા લગી દેખે! પ્રથમ૦
પુણ્ય કરીને પામવું, અંતે પાછું રે પડવું!
માટે કર્મધર્મથી ન્યારા રહી, નામ-નિશાને ચડવું! પ્રથમ૦
સોળે કળા શ્રી કૃષ્ણની, જેણે નયણે નીરખી!
**ભોજલ** સદ્ગુરુ ભેટતાં રહ્યા હૈયામાં હરખી! પ્રથમ૦

૫

પ્રપંચને પારથી સમજીને ચાલવું, ડહાપણ ને ભોળપણ નાખી દેવું;
જેમ છે તેમ જોઈ રે'વું જગતમાં, વેર ને પ્રીતિ નહિ એમ રે'વું. પ્ર૦
દયા વિના ડહાપણ કે'ને નથી દીપતું, ભોળપણે ભક્તિનું પદ ન આવે;
મધ્યમાં સાન છે માવા મળવાતણી, કોડમાં કો'કને કામ આવે. પ્ર૦
'ઊંટના વાંક તે ધાંખ બહુ ભાત્યનાં,' આતમા પાંશરો એમ જોવું;
સમજીને કોઈના ચલણ ના દેખવાં, આત્મા ઓળખી આપ ખોવું. પ્ર૦
પાત્ર વિણ સિંહણનું પય કેમ જામશેઃ લોહના દામને લાગ ન હોયે;
એમ **ભોજલ** બ્રહ્મરસ અજર જે જીરવે, આપે કર્તા એ જ હોય. પ્ર૦

૬

પ્રાણિયા! ભજી લેને કિરતાર, આ તો સ્વપ્નું છે સંસાર. ટેક
ધન, દોલત ને માલ-ખજાના, પુત્ર અને પરિવાર;
તે તો તજીને તું જાઈશ એકલો, ખાઈશ જમનો માર રે. પ્રાણિયા૦
ઊંચી ગેડી ને અજબ ઝરૂખા, ગોખતણો નહિ પાર;
લક્ષપતિ તો ચાલ્યા ગયા, એનાં બાંધ્યાં રહ્યાં ઘરબાર રે. પ્રાણિયા૦
ઉપર ફરેરાં ફરફરે, ને હેઠળ શ્રીફળ ચાર;
ઠીક કરીને હાડડીમાં ઘાલ્યો, પછે વાંસે પડે પોકાર રે. પ્રાણિયા૦

સેજ-તળાયું વિના સૂતો નહિ, ને ફરતો હુન્નર હુન્નર;
ખોળી ખોળીને તને બાળશે, જેમ લોઢું ગાળે લુહાર રે. પ્રાણિયા૦
સ્મશાન જઈને ચેહ ખડકીને, માથે છે કાષ્ટનો ભાર;
અગ્નિ મેલીને ઊભાં રહ્યાં, અને નિશ્ચય ઝરે અંગાર રે. પ્રાણિયા૦
સ્નાન કરીને ચાલી નીકળ્યાં નર ને વળી નાર;
**ભોજો** ભક્ત કે' દશ દિ' રોઈને પછે મેલ્યાં છે વિસાર રે! પ્રાણિયા૦

૭

બ્રહ્મ-ભરથારનો ભોગ બાવ્યો નહિ, ત્યાં લગી જોગ વિજોગ જેવો;
પ્રેમ પ્રતીત વિના પાંચેને વશ કરે, દોષ વિના દેહને દંડ દેવો. બ્રહ્મ૦
વ્યાસને અટપટી વાત હતી પ્રેમની, કર્મની કૂટમાં કલેશ વાધ્યો;
નારદ મુનિએ કહ્યું ત્યારે હતું તેમ થઈ રહ્યું. શ્રીપત ઉપરનો સ્નેહ સાધ્યો. બ્રહ્મ૦
સુત મુનિ વ્યાસના સુત એવા થયા, ગર્ભમાં કર્મનું ધ્યાન પામ્યો;
જનક પાસે આવ્યો અધિક સમજાવિયો, અતિ જડી ને ગોલોક પામ્યો. બ્રહ્મ૦
પ્રેમ વિના પંથનો પાર આવે નહિ, કવિ થઈ રવિના પાર પહોંચે;
**ભોજલ** ભક્તિનો મર્મ જાણ્યા વિના, અજ્ઞાની જીવે તે એમ સોચે. બ્રહ્મ૦

૮

ભક્તિ શૂરવીરની સાચી રે, લીધા પછી કેમ મેલે પાછી? ટેક
મનતણો નિશ્ચય-મોરચો કરીને, વધિયા વિશ્વાસી;
કામ-ક્રોધ-મદ-લોભતણે જેણે ગળે દીધી ફાંસી. ભક્તિ૦
શબ્દના ગોળા છૂટવા લાગ્યા, ત્યારે મામલો રહ્યો રાચી;
કાયર હતા તે કંપવા લાગ્યા, રે નિશ્ચે' ગયા નાસી. ભક્તિ૦
સાચા હતા તે સન્મુખ રહ્યા, ને હરિ સંગાથે રહ્યા રાચી;
પાંચ-પચીસને અળગા મેલ્યા પછી બ્રહ્મ રહ્યો ભાસી. ભક્તિ૦
કરમના પાસલા કાપી નાખ્યા, ભાઈ, ઓળખ્યા અવિનાશી;
અષ્ટ સિદ્ધિની ઇચ્છા ન કરે, જેની મુક્તિ થઈ દાસી. ભક્તિ૦
તન-મન-ધન જેણે તુચ્છ કરી જાણ્યાં, અહર્નિશ રહ્યા ઉદાસી;
**ભોજો** ભગત કહે ભક્ત થયા, એ તો વૈકુંઠના વાસી. ભક્તિ૦

૯

મળ્યા ગુરુદેવ મુક્ત ઘર પાયા, જ્યાંસે આયા ત્યાં ય સમાયા;
કાયા કલેશ લવલેશ ન લાયા, તો પાયા હૈ ઘર પ્રેમકા રે. મળ્યા૦
નયણે દેખ્યા સો નર દેત નિશાની, પાર પૂગ્યા તેની પ્રગટ વાણી;
વિશ્વચરાચર વસ્તુને જાણી, તો ગ્રહી બેઠા નિજ મૂળને રે. મળ્યા૦
હૂઆ હસ્તામલ શ્યામ સોહાગી, અનેક જન્મની આપદા ભાંગી;
સદ્‌ગુરુથી ચેતનતા જાગી, તો જીવન્મુક્ત તેને જાણવાં રે. મળ્યા૦
તૃપ્ત ભયા, જેણે દેખ્યા તમાશા; અવાચ્ય વસ્તુને શું કરે વાચા?
**ભોજલ** સદ્‌ગુરુ મળિયા છે સાચા, તે પહોંચી ગયા પરબ્રહ્મને રે. મળ્યા૦

૧૦

શબ્દની પાર સદ્‌ગુરજીનું રૂપ છે, ચર્મચક્ષુ હોય તેને કેમ સૂઝે?
જીવપણે પદ તે કોઈને જડે નહિ, અનુભવી હોય તે આપ બૂઝે. શબ્દ૦
રતિ વિના સ્વરૂપ તો લક્ષે આવે નહિ, શીખે સુણે મરને શબ્દ ગાવે;
અનુભવ ખૂલ્યા વિના આપ સૂઝે નહિ, ચૈતન્ય બ્રહ્મ કદી સ્વપ્ને પાવે. શબ્દ૦
જ્યાં લગી કલ્પના ત્યાં લગી જીવ છે, સંશય છૂટે તો શિવ કહાવે;
ધ્યેયને ધ્યાતા વિના ધ્યાન જો પ્રગટે, તો સોહં સ્વરૂપમાં જઈ સમાવે. શબ્દ૦
શબ્દની પાર આવાગમન અડે નહિ, જેમ કાંચળી તજીને ભોરિંગ જાવે;
ભક્ત **ભોજલ** કહે ગુરુ ગમ પ્રગટે, તો જન્મ-મરણનો ભય ના'વે. શબ્દ૦

૧૧

સંતો! મુનિવરે મન સમજાયા. ટેક
સમજી ચાલ્યા શબ્દ ગુરુકા, તો પરિબ્રહ્મકું પાયા. સંતો૦
પાંચને મારી, પચીસકું વારી, કામ ને ક્રોધ હઠાયા;
હદ બેહદ, અનહદ ગતિ આવી, તો કર્મ વિનાની કાયા. સંતો૦
કર્મ ધર્મની ભ્રમણાએ ભાંગી, લાલનસે લે' લાયા;
અવળાં હતાં તે સવળાં રે કીધાં, લખિયાં ફેર લખાયાં. સંતો૦
સુરતા સાધીને ચાલ્યા આકાશે, ત્યાં અનહદ નાદ સુણાયા;
આદ્ય હતા સો અંતે ઊઠી ધાયા, અરૂપમાં રૂપ સમાયા. સંતો૦

સૂક્ષ્મ વેદમાં સુરતા રે પહોંચી, બાવન બાર બુઝાયા;
**ભોજો** ભગત કહે, ગુરુ પ્રતાપે જન્મ મરણ મિટાયા. સંતો૦

### ૬૨ : પ્રભાત

હરિજન હોય તેણે હેત ઘણું રાખવું, પ્રેમ ઘણો રાખવો;
નિજ નામ ગ્રાહી નિર્માન રહેવું. હરિ૦
ત્રિવિધિના તાપ તે જાપ જરણા કરી, પરહરી પાપ રામનામ લેવું. હરિ૦
સૌને સરસ કહેવું પોતાને નરસ થવું, આપ આધીન થઈ દાન દેવું;
મન કરમ-વચને કરી નિજ ધર્મ આદરી, દાતા–ભોક્તા હરિ એમ રહેવું. હરિ૦
અડગ નવ ડોલવું અધિક નવ બોલવું, ખોલવી ગૂંજ તે પાત્ર ખોળી;
દીન વચન દાખવું ગંભીર મતું રાખવું, વિવેકીને વાત નવ કરવી પડોળી. હરિ૦
અનંત નામ ઉચ્ચારવું તરવું ને તારવું, રાખવી ભક્તિ તે રાંક દાવે;
ભક્ત **ભોજો** કહે ગુરુપરતાપથી ત્રિવિધિના તાપ ત્યાં નિકટ ના'વે. હરિ૦

## ભોળીબાઈ

### ૧

આજ સાહેલી મેં તો હરિ–રસ પીધો;
અપરમ લા'વો મેં તો લીધો, સાહેલી! મેં તો૦
આટલા દિવસ મેં તો આવું ન જાણ્યું;
સંસારનું સુખ સાચું માન્યું, સાહેલી! મેં તો૦
સગાંસંબંધી સર્વે મળ્યાં 'તાં સોહાગી;
તેમની સંગાથે મારી સુરતા ના લાગી. મેં તો૦
ત્યાંથી છૂટીને મેં તો સત્સંગ કીધો;
ગુરુનો બોધ મારા હૃદિયામાં લીધો. મેં તો૦
હવે, ઓ બે'ની, હું તો કોઈનું નહિ માનું;
નાખ્યો મેં છેડો માથે નહિ રાખું છાનું. મેં તો૦

વિઠ્ઠલ વર વરિયો એ'ની સુખડાનો માગ્યો;
પહેર્યો ચૂડો અવિચળ બે' મારો ભાગ્યો. મેં તો૦
એ રે વિઠ્ઠલવર મારે હૃદિયે સમાયો;
દાસ **ભોળીએ** રસ ગાયો ને પાયો. મેં તો૦

## મગનીદાસ

### ૧

મારી રે કટારી સંતો પ્રેમની, લાગી કલેજા માંય જી;
અંગો અંગમાંહી વેદના, નિશદિન ખટકે તન માંય જી. મારી રે૦
સદ્‌ગુરુએ સીધાં શર સાંધીને, તાકી માર્યાં છે બાણ જી;
ઘાયલ કીધાં તનમન જ્ઞાન શું,એ સુખ જાણશે કોઈ જાણ જી. મારી રે૦
વ્રેહ અગ્નિ રે જેના અંગમાં, તપિયાં તેનાં રે તન જી;
સુખ ના ગમે રે સંસારનાં, સદ્‌ગુરુ સાથે બાંધ્યાં મન જી. મારી રે૦
પ્રીત છે રે જેને પ્રાણથી, ગુરુ વિના ઘડી ના જિવાય જી;
જળની વિખૂટી જેમ માછલી, તલખી તલખી મરી જાય જી. મારી રે૦
પ્રીત જેવી રે બપૈયાતણી, જેની નવ ટળે ટેક જી;
પૃથ્વી પડ્યાં રે જળ નહિ પીએ, અધર બુંદ પીએ એક જી. મારી રે૦
પ્રીત હશે રે જેને પૂરવની, મળશે ગુરુ તેને જ્ઞાની જી;
**કહે મગનીદાસ** હરિગુરુ સંતના નામને જાઉં બલિહારી જી. મારી રે૦

## મંસૂર

### ૧

અગર હૈ શૌક મિલનેકા, તો હરદમ લૌ લગાતા જા;
જલાકર ખુદનુમાઈકો ભસમ તન પર લગાતા જા.
પકડકર ઇશ્કકી ઝાડૂ, સફા કર હિજ્રએ દિલકો;
દુઈકી ધૂલકો લેકર, મુસલ્લે પર ઉડાતા જા.
મુસલ્લા છોડ, તસબી તોડ, કિતાબેં ડાલ પાનીમેં;
પકડ દસ્ત તૂ ફરિશ્તોંકા, ગુલામ ઉનકા કહાતા જા.

ન મર ભૂખા, ન રખ રોજા, ન જા મસ્જિદ, ન કર સિજ્દા;
વજૂકા તોડ દે કૂજા, શરાબે શૌક પીતા જા.
હમેશા ખા, હમેશા પી, ન ગફલતસે રહો ઇકદમ;
નશેમેં સૈર કર અપની, ખુદીકો તૂ જલાતા જા.
ન હો મુલ્લાં, ન હો બમ્મન, દુઈકી છોડકર પૂજા;
હુકમ હૈ શાહ કલંદરકા, અનલહક તૂ કહાતા જા.
કહે **મંસૂર** મસ્તાના, હક મૈંને દિલમેં પહચાના;
વહી મસ્તોંકા મયખાના, ઉસીકે બીચ આતા જા.

## માલીબાઈ

### ૧

ભાઈ, ગુરુનાં ચરણોને તમે સેવજો, અને મનના સંશયોને મેલજો હે જી!
ગુરુ મારો દીનનો દયાળ, તારી સમાવે જંજાળ, ચેતી લેને વીતી જાય છે કાળ જી;
ફરી આવો રે અવસર તને નહિ મળે હે જી! ગુરુનાં૦
મેલી દે જગતની સૌ લાજ, કરને ગુરુને શિરતાજ, તારાં સરે સઘળાં કાજ જી;
જેથી અમૂલખ હીરલો તને મળે હે જી! ગુરુનાં૦
મમતા મેલી દે મન તણી, વળને ગુરુના ઘર ભણી, મળશે તને પારસમણિ જી;
જેથી દારિદ્રય ટળશે તારા દિલનું હે જી! ગુરુનાં૦
આવી પહોંચ્યો તારો અંત, શાને રહે છે નચિંત, શોધી લેને ઝવેરી કોઈ સંત જી;
તે તો પારખું બતાવે તારા પિંડનું હે જી! ગુરુનાં૦
ગુરુનાં વચન લીધાં ઝાલી, ત્યારે વાગી જ્ઞાનની ભાલી, હું તો અભે'પદમાં **માલી** જી
થઈ પૂરણ કિરપા ગુરુદેવની હે જી! ગુરુનાં૦

### ૨

મારા સમર્યા પહેલાં વહેલા આવજો, મારી બેડલીને બૂડતી તારજો હે જી!
ગુરુનાં ચરણનો પરતાપ, જપીએ અજપાના જાપ, ટળશે ત્રિવિધિના તાપ જી;
ધન્ય બલિહારી ગુરુ જેણે સેવિયા હે જી!

ગુરુ મારા સુણીને પોકાર, મારી વહેલી કરજો વાર;
મારા તરણ–તારણહાર જી ! આ ભવથી બેડલી મારી તારજો હે જી !
ગુરુ મારા ગુણનું છે ધામ, મળ્યું મને અવિચળ ઠામ;
મટી ગયું ચોરાશીનું નામ જી ! હવે ફેરો ટળ્યો ભવફંદનો હે જી !
હવે હું તો નહિ કરું ઢાલી, ગુરુજીએ લીધો હાથ ઝાલી;
હું તો ઈશ્વર ચરણે **માલી** જી, મારી સુરતા ઠરી રે નિજ ધામમાં હે જી!

## માધવ

૧

તારી સદ્બુદ્ધિ ક્યાં રે ગુમાવી મારા હંસા રે ?
તું તો ભૂલો રે પડ્યો આ વનમાં જી ! તારી૦
આવનકા કોઈ પાર ન પાયા રે; લક્ષ રે આવે ને
લક્ષ જાયે, મારા હંસા રે ! તું તો ભૂલો રે૦ તારી૦
આ વનમાં તું ફરે મલપતો, પણ અહીં નથી
તારો વિશ્રામ, મારા હંસા રે તું તો૦ તારી૦
ઘણા રે દિવસથી મન દીવાનું થયું રે, તારો
રણુંકાર દેશ સંભાળ, મારા હંસા રે ! તું તો૦ તારી૦
કહે **માધવ** મુનિ જી જી, સંત ભાણ પ્રતાપે રે,
જ્યાંથી આવ્યા તીહાં જાવું, મારા હંસા રે !
તું તો ભૂલો રે પડ્યો આ વનમાં જી ! તારી૦

## મીઠા

૧

જાણ્યું મેં ઓધવજી તારા હરજીનું હેત રે ! ટેક
પહેલાં વા'લે પ્રીતું કીધી, પછી માંડ્યા ખેલ રે !
આવડું જો જાણ્યું હોત, તો દિલડાં ન દેત રે ! જાણ્યું૦

મારે મન મા'વો એક જ, મા'વાને અનેક રે ;
તન-મન અર્પ્યાં તેને પ્રાણ સમેત રે ! જાણ્યું૦
સો મણ સાબુ લઈને ધોઉં તાજાં નીર રે !
કાળી કામળ તો કદી હોય નહિ સફેદ રે ! જાણ્યું૦
મારે મન માવો મીઠો, મા'વો વ્રજનો ખેપ રે !
મળે જો ભીહાનો સ્વામી, સમજાવી દેત રે ! જાણ્યું૦

## મીરાંબાઈ

### ૧

આજ મારે સાધુજનનો સંગ, રે રાણા !
મારાં ભાગ્ય ભળ્યાં રે ! આજ૦
સાધુજનનો સંગ જો કરીએ, પિયા જી !
ચડે તે ચોગણો રંગ રે ! આજ૦
સાકુટ જનનો સંગ ન કરીએ, પિયા જી !
પાડે ભજનમાં ભંગ રે ! આજ૦
અડસઠ તીરથ સંતોને ચરણે, પિયા જી !
કોટિ કાશી ને કોટિ ગંગ રે ! આજ૦
નિંદા કરશે તે તો નરકકુંડમાં જાશે, પિયા જી !
થશે આંધળા-અપંગ રે ! આજ૦
**મીરાં** કહે ગિરિધરના ગુણ ગાયો, પિયા જી !
સંતોની રજમાં શિર સંગ રે ! આજ૦

### ૨

ગોવિંદ લીન્હો મોલ-બાઈ, મૈંને ગોવિંદ લીન્હો મોલ ! ટેક
કોઈ કહે હલકા, કોઈ કહે ભારી, લિયો તરાજુમેં તોલ ! બાઈ૦
કોઈ કહે સસ્તા, કોઈ કહે મહઁગા, કોઈ કહે અનમોલ ! બાઈ૦

વૃંદાવનકી કુંજગલિનમેં, લીન્હો બજાકે ઢોલ ! બાઈ૦
**મીરાં** કે પ્રભુ ગિરિધર નાગર ! પૂર્વ જનમકા થા કોલ ! બાઈ૦

૩

ઘેલાં અમે ભલે થયાં રે–બાઈ, મારે ઘેલામાં ગુણ લાધ્યું ! ટેક
આટલા દિવસ હરિ જાણ્યા વિનાનું, મન માયામાં બાંધ્યું;
ભવ રે સાગરમાં ભૂલાં પડ્યાં, ત્યાં તો મારગે મળિયા માધુ. હો ઘેલાં૦
ઘેલાં તો અમે હરિનાં ઘેલાં, નિર્ગુણ કીધાં મારે નાથે !
પૂરવ જનમની પ્રીત હતી મારે, હરિયે ઝાલ્યાં હાથે. હો ઘેલાં૦
ઘેલાંની વાતો તો ઘેલાં રે જાણે, ઓલ્યાં દુર્જનિયાં શું જાણે ?
જે રસ તો દેવતાને દુર્લભ, તે રસ ઘેલાં માણે. હો ઘેલાં૦
ઘેલાં મટીને અમે ડાહ્યાં ન થઈએ, સંતનાં શરણાં લીધાં;
બાઈ **મીરાં** ગાય પ્રભુ ગિરધરના ગુણ, કારજ સઘળાં સીધ્યાં. હો ઘેલાં૦

૪

નહીં રે વિસારું હરિ–અંતરમાંથી નહીં રે વિસારું હરિ ! ટેક
જમુનાનાં જલ અમે ભરવાને જાતાં નિત' શિર પર મટુકી ધરી. અંતર૦
આવતાં ને જાતાં મારગ વચ્ચે અમૂલખ વસ્તુ જડી. અંતર૦
એ રે વસ્તુને મેં તો નીરખતાં વૃજમાં લળી લળી પાય પડી. અંતર૦
**મીરાં** કહે, પ્રભુ ગિરિધર વહાલા ! અંતર રાખું ધરી. અંતર૦

૫

નાખેલ પ્રેમની દોરી, ગળામાં અમને નાખેલ પ્રેમની દોરી.
આણી કોરે ગંગા, વહાલા, ઓલી કોરે જમના, વહાલા !
વચમાં કાનુડો નાખે ફેરી. ગળામાં૦
વૃંદા રે વનમાં વહાલે ધેન ચરાવી, વાંસલડી વગાડી ઘેરી ઘેરી. ગ૦
જળ રે જમનાનાં અમે પાણીડાં ગ્યાં'તાં, ભરી ગાગર નાખી ઢોળી. ગ૦

વૃંદા રે વનમાં વહાલે રાસ રચ્યો રે, કાનડ કાળો ને રાધા ગોરી. ગ૦
બાઈ **મીરાં** કહે છે, પ્રભુ ગિરધરના ગુણ વહાલા,
ચરણુંની દાસી, પિયા, તોરી. ગળામાં૦

૬

નાથ! તુમ જાનત હો સબ ઘટકી, મીરાં ભક્તિ કરે પરગટકી. નાથ૦
ધ્યાન ધરી, પ્રભુ! મીરાં સંભારે, પૂજા કરે અટપટકી;
શાલિંગ્રામકું ચંદન ચઢાવે, ભાલ-તિલક બિચ ટપકી. નાથ૦
રામમંદિરમેં મીરાં નાચે, તાલ બજાવે ચપકી;
પાઉંમેં નૂપુર રૂમઝૂમ બાજે, લાજ સંસાર ઘૂંઘટકી. નાથ૦
વિષકા પ્યાલા રાણાજીને ભેજ્યા, સત્સંગતે મીરાં અટકી;
ચરણામૃત કરી પી ગઈ મીરાં, હો ગઈ અમૃત વટકી. નાથ૦
સુરતા-દોરીપર મીરાં નાચે, શિરપે ઘડા પર મટકી;
**મીરાં** કહે પ્રભુ ગિરિધર નટવર, સુરતા લાગી જૈસી નટકી. નાથ૦

૭

નિત્ય નિત્ય ભજીએ તારું નામ, તારું નામ, તારું નામ રે;
પ્રેમ થકી તો અમને પ્રભુજી મળ્યા હો જી! પ્રેમ૦
આણી તીરે ગંગા વહાલા! ઓલી તીરે જમુના રે;
વચમેં ગોકુળિયું રૂડું ગામ, રૂડું ગામ, રૂડું ગામ રે! પ્રેમ૦
વૃંદા તે વનમાં વહાલે, રાસ રચ્યો છે રે;
સોળસેં ગોપીમાં વહાલો કા'ન, વહાલો કા'ન, વહાલો કા'ન રે. પ્રેમ૦
અન્ન ન ભાવે નયણે, નિદ્રા ન આવે રે;
વેગે પધારો ઘનશ્યામ, વહાલા શ્યામ, મારા શ્યામ રે! પ્રેમ૦
બાઈ **મીરાં** કહે પ્રભુ ગિરિધરના ગુણ વહાલા;
છેલ્લી બાકીના રામેરામ, રામેરામ, રામેરામ રે. પ્રેમ૦

૮

પાયો જી મૈંને રામ-રતન ધન પાયો. ટેક
વસ્તુ અમોલી દી મેરે સદ્‌ગુરુ,
કિરપા કર અપનાયો. પાયો૦
જનમ જનમકી પૂઁજી પાઈ;
જગમેં સભી ખોવાયો. પાયો૦
ખરચૈ ન ખૂટૈ, વાકો ચોર ન લૂંટૈ;
દિન દિન બઢત સવાયો. પાયો૦
સતકી નાવ, ખેવટિયા સદ્‌ગુરુ;
ભવસાગર તર આયો. પાયો૦
મીરાં કે પ્રભુ ગિરિધર નાગર!
હરખ હરખ જશ ગાયો. પાયો૦

૯

મુખડાની માયા લાગી રે, મોહન પ્યારા, મુખડાની માયા લાગી રે!
મુખડું મેં જોયું તારું, સર્વે જુગ થયું ખારું;
મન મારું રહ્યું ન્યારું રે, મોહન પ્યારા! મુખડાની૦
સંસારીનું સુખ એવું, ઝાંઝવાનાં નીર જેવું;
તેને તુચ્છ ગણી રહેવું રે, મોહન પ્યારા! મુખડાની૦
સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું;
તેને ઘેર કેમ રાચું રે? મોહન પ્યારા! મુખડાની૦
પરણી હું પ્રીતમ પ્યારો! અખંડ સૌભાગ્ય મારો;
રાંડવાનો ભય ટાળ્યો રે, મોહન પ્યારા! મુખડાની૦
વહાલા મારા, વ્રજવાસી! દર્શન દેજો, અવિનાશી!
પ્યાસી છું હું દીન દાસી રે, મોહન પ્યારા! મુખડાની૦
**મીરાંબાઈ** બલિહારી, આશા એક મને તારી;
હવે હું તો બડભાગી રે, મોહન પ્યારા! મુખડાની૦

## ૧૦

મ્હાંને ચાકર રાખો જી, ગિરિધારી લલા,[1] ચાકર રાખો જી. ટેક
ચાકર રહસૂઁ,[2] બાગ લગાસૂઁ, નિત' ઉઠ દરસન પાસૂઁ[3];
વૃંદાવનકી કુંજ ગલિનમેં ગોવિંદ-લીલા ગાસૂઁ.[4] મ્હાંને૦
ચાકરીમેં દરસન પાઊઁ, સુમિરન પાઊઁ ખરચી;
ભાવ-ભગતિ જાગીરી પાઊં: તીનોં બાતાં સરસી. મ્હાંને૦
મોર મુગટ પીતાંબર સોહે, ગલ બૈજંતી માલા;
વૃંદાવનમેં ધેનુ ચરાવે મોહન મુરલીવાલા. મ્હાંને૦
ઊંચે ઊંચે મહલ બનાઊં, બિચ બિચ રાખૂં બારી;
સાંવરિયાકે દરસન પાઊઁ, પહિર કુસુમ્બી[5] સારી. મ્હાંને૦
જોગી આયા જોગ કરનકૂઁ[6], તપ કરને સંન્યાસી;
હરિ-ભજનકૂઁ સાધુ આયે વૃંદાવનકે વાસી. મ્હાંને૦
**મીરાં**કે પ્રભુ ગહિર ગંભીરા, હ્રદે રહો જી ધીરા;
આધી રાત પ્રભુ દરસન દીન્હોં જમુનાજીકે તીરા. મ્હાંને૦

## ૧૧

રામ રમકડું જડિયું રે, રાણાજી, મને રામ રમકડું જડિયું. ટેક
રૂમઝૂમ કરતું મારે મંદિરે પધાર્યું, નહિ કોઈને હાથે ધરિયું રે. રાણા૦
મોટા મોટા મુનિજન મથી મથી થાકયા, કોઈએક વીરલાને હાથે ચડિયું રે. રાણા૦
શૂન્ય શિખરના રે ઘાટથી ઉપર, અગમ અગોચર નામ પડિયું રે. રાણા૦
બાઈ **મીરાં** કે' પ્રભુ ગિરિધર નાગર! મારું મન શામળિયા શું જડિયું રે. રાણા૦

## ૧૨

રામ રાખે તેમ રહિયે, રાણાજી! રામ રાખે તેમ રહિયે;
આપણે ચિઠ્ઠીના ચાકર છઈયે રાણાજી! રાણાજી૦

---

(૧) લલા-દુલારા, છોકરા, અતિશય પ્રિય; (૨) રહસૂઁ=રહીશું; (૩) દરસન પાસૂઁ=દર્શન પામીશું; (૪) ગાસૂઁ-ગાઈશું; (૫) કુસુમ્બી-કસુંબી, ઘેરા લાલ રંગની; (૬) કરનકૂઁ-કરવાને

કોઈ દિન પહેરવાને હીરનાં ચીર, તો કોઈ દિન સાદાં ફરિયે. રાણાજી૦
કોઈ દિન ભોજન શીરો ને પૂરી, તો કોઈ દિન ભૂખ્યાં રહિયે. રાણાજી૦
કોઈ દિન રહેવાને બાગ બગીચા, કોઈ દિન જંગલ રહિયે. રાણાજી૦
કોઈ દિન સૂવાને ગાદી ને તકિયા, તો કોઈ દિન ભોંય પર સૂઇયે. રાણાજી૦
**મીરાં** કહે પ્રભુ ગિરિધરના ગુણ ગાતાં, સુખ-દુઃખ આવે તે સહિયે. રાણાજી૦

૧૩

શું રે કરવું છે, રાણા! શું રે કરવું છે રે—
હીરામાણેકને મારે શું રે કરવું છે? હીરા૦
નંદના કુંવર સાથે નેડો બંધાયો, વહાલા!
અખંડ ધણીનું ધ્યાન મારે ધરવું છે રે! હીરા૦
અવર પુરુષની મારે હોંશ નથી હૈયે રે,
છૂટે છેડે તો મારે હર્ષે ફરવું છે રે! હીરા૦
સંસાર સાગર મોહજાળે ભરિયો, વહાલા!
એક ભરોંસે હવે મારે તરવું છે રે! હીરા૦
**મીરાં** કહે પ્રભુ ગિરિધર નટવર વહાલા!
ચિત્તડું ચરણમાં તારા મારે ધરવું છે! હીરા૦

## મીરાં

૧

જોગી! તેરો સંગડો ના છોડું, મેરે લાલ—લાલ મેરે!
દિલમેં, અબધૂત! લાગી રે, બેરાગણ જોગી! જોયું મેં તો જાગી જી.
ધૂણીના તાપ્યા સંતો! તપિયા ના કહેના રે, મનવા જેણે ના તાપ્યા;
મેરે લાલ: લાલ મેરે! દિલમેં અબધૂત લાગી રે૦ જોગી૦
ઇંદ્રિના જીત્યા સંતો, જીત્યા ના કહેના રે, મનવા જેણે ના જીત્યા;
મેરે લાલ: લાલ મેરે! દિલમેં અબધૂત લાગી રે૦ જોગી૦
કપડાં બે રંગ્યાં, સંતો! અંગિયાં બે રંગ્યાં રે, મનવા જેણે ના રંગ્યા;
મેરે લાલ: લાલ મેરે! દિલમેં અબધૂત લાગી રે૦ જોગી૦

કોણ તેરી માતા? અબધૂત! કોણ તેરે પિતા રે? કયી રે નગરીમેં તેરા વાસા?
મેરે લાલ: લાલ મેરે! દિલમેં અબધૂત લાગી રે૦ જોગી૦
શંકર પિતાજી મેરે, ગૌરી મેરી માતા રે, કૈલાસપુરીમેં મેરા વાસા;
મેરે લાલ: લાલ મેરે! દિલમેં અબધૂત લાગી રે૦ જોગી૦
માગીને ખાના સંતો, ભીખીને ખાના રે, ટુકડેમેંસે ટુકડા દેના;
મેરે લાલ: લાલ મેરે! દિલમેં અબધૂત લાગી રે૦ જોગી૦
રોહીદાસની ચેલી **મીરાં** બોલિયાં રે જી: મારા સંતોના અમરાપુરમેં વાસા;
મેરે લાલ: લાલ મેરે! દિલમેં અબધૂત લાગી રે૦ જોગી૦

૨

મને લહે રે લાગી, હરિના નામની રે;
હું તો ટળી રે સંસારિયાના કામની રે. મને૦
ચોટ લાગી ટાળી તે કોઇથી નવ ટળે રે;
મર કોટિ ભુવાને ભેળા કરે રે. મને૦
હું તો બાવરી ફરું છું મારા મદમાં રે;
મારી સુરતા શામળિયાના પદમાં રે. મને૦
મહામંત્ર સુણાવ્યો મારા કાનમાં રે;
હું તો સમજી ગુરુજીની સાનમાં રે. મને૦
**મીરાં**ને ગુરુ મળ્યા છે સામી વાટમાં રે;
છોડી દીધેલ સૌ ભાર રાજપાટના રે. મને૦

૩

મારે પૂર્વ જનમની છે પ્રીત રે, મારે હૈડે લખાયાં હરિનાં હેત રે,
નામ નહિ રે છોડું! ટેક
ઉદેપુરનો રાણો રાજવી રે, તેની સાથે કરી મીરાંની સગાઈ!
પરણાવી વળાવ્યાં મીરાંને સાસરે,મીરાંને હૃદયે લખેલા હરિના લેખ રે. નામ૦
સાસુ કહે: 'ભલે આવિયાં રે, નમાવો ઉમિયા માતાને શીશ!'
મીરાં કહે: 'મસ્તક નહિ નમે રે, મારે નંદના કુંવર સાથે પ્રીત રે.' નામ૦

સાસુએ પુત્રને બોલાવિયો રે, 'પુત્ર સાંભળ મારી વાત!
આજથી વહુ સામું બોલિયાં રે, એનાં જુદાં રચાવોને ધામ રે.' નામ૦
એવું સાંભળી મીરાં મગ્ન થયાં રે, 'ભલું થયું ભાંગી જંજાળ;
સાધુ સંતના સંગમાં રે, હવે હું તો ભજીશ ગિરધરલાલ રે.' નામ૦
નંદના કુંવર સંગે ન્યારાં રહ્યાં રે, હરિજન આવે ઘણાં ઘેર!
નિત્ય ભજન ઓચ્છવ કરે રે, મીરાંને થઈ રહી લીલા લહેર રે. નામ૦
નણંદ ત્યાં તો આવિયાં રે: 'ભાભી! આ શો માંડ્યો ઉત્પાત?
સાસરે રાણાજીનું કુળ લજાવ્યું રે, અને મૈયરમાં માત-તાત રે.' નામ૦
મીરાં કહે: 'કહેજો, તમારાં માતને રે, કે પ્રેમે પ્રભુ ગુણ ગાય!
શ્રીહરિ વિના કોટિ દેવ સેવશો રે, તો યે જન્મ-મરણ નહિ જાય રે.' નામ૦
એવું સુણી નણંદ કોપિયાં, રે, આવ્યાં બાંધવની પાસ:
ભાભી કહે: 'થાઓ જોગટા રે, મૂકીદ્યોને હવે રાજપાટ રે!' નામ૦
એવું સુણતાંમાં રાણો કોપિયો રે, ખેંચી ખડ્ગ ધાયો ભૂપ;
ક્રોધ કરી શસ્ત્ર વાપરે રે, એવે દીઠાં મીરાંનાં બે-ચાર રૂપ રે. નામ૦
ત્યારે ઝેરનો કટોરો રાણે મોકલ્યો રે, કે' 'દેજો મીરાંને હાથ!'
કરી ચરણ ચરણામત પી ગયાં રે, મીરાંને રાખણહારો શ્રીનાથ રે. નામ૦
પાટ સરીખી પીળી પડી મીરાં, ને લોક જાણે થયો રોગ!
વિશ્વાસે વાણી ઓચરે રે: 'મારે હરિ ભજવાનો આવ્યો જોગ રે.' નામ૦
રાણાજીએ માણસો મોકલ્યાં રે, કે' 'જાઓ મીરાંને મહેલ!
મૂઈ હોય તો બાળજો રે, જમુના કાંઠે સળગાવજો એની ચહે રે.' નામ૦
રાણાજીએ વાસુકિ મોકલ્યો રે: 'દેજો મીરાંને આ હાર!'
પ્રેમે કરી મીરાંએ ઝુલાવિયો રે, ત્યાં તો થઈ રહ્યો ફૂલડાંનો હાર રે. નામ૦
લખી કાગળ રાણો મોકલે રે, કે' 'દેજો મીરાંને હાથો-હાથ!
ચાર-પાંચ આલું તને ગામડાં રે,મીરાં! તું એક વાર ચિતોડગઢ આવ રે.' નામ૦
ઉપરાઉપરી તેડાં મોકલ્યાં રે, આવીને સૌ લાગ્યાં પાય:
'માજી! પધારો મેવાડમાં રે, રાણોજી અન્નજળ ના ખાય રે. નામ૦

જ્યાં લગી રહેશો તમો દ્વારકા રે, ત્યાં લગી રાણો કરશે ઉપવાસ!'
આગ્રહ દેખી મીરાંએ આરાધિયા રે: 'હરજી હેતે આવો મુજ પાસ રે!' નામ૦
હરિએ હકીકત સાંભળી રે, હરખે ચાંપી હૈયા સાથ!
શ્રી કૃષ્ણ સ્વરૂપમાં સમાઈ ગયાં રે, મીરાં જય જય શ્રી દ્વારકાનાથ રે! નામ૦
ઝાંઝ, પખાજ, વીણા, વાગિયાં રે, થયો ઝાલરનો ઝણકાર!
કાશી નગરના ચોકમાં રે, **મીરાંને** ગુરુ મળ્યા છે રોહીદાસ રે. નામ૦

## મુક્તાનંદ

### ૧

અનુભવી આનંદમાં બ્રહ્મરસના ભોગી રે;
જીવન્મુક્ત જોગિયા અંતરે નીરોગી રે. અનુભવી૦
સમજે શીખે ને સાંભળે ત્રિપુટીને તાને રે,
મનનું કૃત્ય તો મન લગી અસત્ય માને રે. અનુભવી૦
જ્યાં લગી જગ વિસ્તર્યું, મૃગ તૃષ્ણા પામે રે;
તેમાં મોહ ન પામે સ્વ સ્વરૂપને જાણે રે. અનુભવી૦
જે વડે આ જગત દીસે, તેનો પાર ન પામે રે,
**મુક્તાનંદ** હોય ગુરુમુખી, તે સુખડાં માણે રે. અનુભવી૦

### ૨

અનુભવીને આપદા અંતરથી ભાંગી રે,
અંતર્જામી ઓળખ્યા ત્યાં લગની લાગી રે. અનુભવી૦
ઊર્મિને ત્રણ એષણા સાથે અહંતા ત્યાગી રે;
જગજીવનને જોઈને ત્યાં બુદ્ધિ જાગી રે. અનુભવી૦
ચૌદ લોક વૈકુંઠ લગી માયાની પાગી રે,
તેથી અનુભવી અળગા રહે ત્રિતાપ ત્યાગી રે. અનુભવી૦
અષ્ટ સિદ્ધિ નવ નિધિ તે નિર્માલ્ય લાગી રે;
**મુક્તાનંદ** કોઈ ગુરુમુખી રહે રામરાગી રે. અનુભવી૦

૩

ઓધવ, ક્યારે આવશે વનમાળી રે?
કહોને સુખિયાં થઈએ મુખ ભાળી! ઓધવ૦
ક્યારે મુજને સંભારે છે કહાન?
અમને આઠે પ્રહર એનું ધ્યાન! ઓધવ૦
ક્યારે કહે છે ગોવાળની વાત?
અમને કે' દિ' મળશે સાક્ષાત્? ઓધવ૦
ગોપી, ગોપ ને જમુનાનું વારિ-
કે' દિ' રીઝે છે વ્રજને સંભારી? ઓધવ૦
**મુક્તાનંદ**ના સ્વામીને કાજે રે;
પૂછે ઓધવને વ્રજનારી! ઓધવ૦

## મૂળદાસ

### ૧: પ્રભાત

આદિ ઓમકાર તે અંતમાં એક છે, બૂજવા શબ્દ ને સર્વ સાધે;
મન બુધ્ધે કરી બોધ કરે બહુ ભાતના, તેણે વૈખરી વાણીનું જોર વાધે. આદિ૦
તે જ ઓમકાર ત્રિલોકમાં પરવર્યા, સુર-અસુર ને પશુ-પ્રાણી;
આદિ નારાયણ ને અંત બ્રહ્મા લગે, વિધિનિષેધ ને વેદવાણી. આદિ૦
અકાર ઉકાર મકારમાં મેલતાં, શુદ્ધ ઓંમકાર તે એમ જાણો;
ભક્ત ભગવાન તે વેદ શ્રુતિ વદે, એહમાં ભેદ તે શું રે આણો. આદિ૦
પરા પશ્યંતી મધ્યમા વૈખરી, ચાર વાણી કરી સર્વ બોલે;
આદિ ને અંત તે એક અદ્વૈત છે એમ શુદ્ધ જાણ્યા વિના ચિત્ત ડોલે. આદિ૦
પિંડ બ્રહ્માંડમાં એક પરમાત્મા, શબ્દ ને પાર નિ:શબ્દ પોતે;
**મૂળદાસ** મર્મ મૂળગો વિચારતાં અન્ય બીજો નહિ એમ જોતે. આદિ૦

૨

જાગજો, નર, ચેતજો, આ છે છેલ્લી સંધિના પોકાર રે;
ભજનમાં ભરપૂર રહેજો, ભજનમાં ભીના ભીના રહેજો-
સત્-નામતણે આધાર રે. જાગજો૦

થરકશો નહિ તમે, સ્થિર થઈ રહેજો, વહાલો રાખણહારો રામ રે;
ચંદનવનની શીતળી છાયા, ત્યાં શું કરશે કળિ કાળ રે ? જાગજો૦
ભક્તિ તો વિશ્વાસની રે, ભાઈ, કરજો સંતની સેવ રે;
સંતની સંગત જે કોઈ કરશે, ભાઈ, દર્શન દુર્લભ દેવ રે. જાગજો૦
ધન્ય રે ધન્ય મારા સદ્‌ગુરુદેવને રે, જેણે દર્શાવ્યા પરિબ્રહ્મ રે;
સંત ને સાહેબ એક રૂપ જાણી, ભાઈ, હરિને ભજીને ઊતરો પાર રે. જાગજો૦
આગળ તો પ્રભુ અનેક ઓધાર્યાં, ને તમે છો તારણહાર જી;
**મૂળદાસ** કહે, મહારાજ ! મોટા તમે,ભક્તને કાજે લ્યો અવતાર રે ! જાગજો૦

૩

વૈરાગ્યના પદને વિઘ્ન આડાં ઘણાં, કઠણ બંધ કામના કોઈક છૂટે ! ટેક
કનક ને કામિની ચોકી આડી શ્યામની, રામની રમત ને એ જ લૂંટે. વૈરાગ્ય૦
પ્રવૃત્તિને વળગિયો, ભક્તિ ભૂલી ગયો, નારીએ નેણને બાણે માર્યો. વૈરાગ્ય૦
જોગ લીધા પછી ભોગ ઇચ્છા કરે, હાથ આવેલ બાજી એમ હાર્યો. વૈરાગ્ય૦
કામનું મૂળ તે તો જાણવી કલ્પના, કરમ ભરમની ગાંઠ બાંધે. વૈરાગ્ય૦
શીલ સંતોષના ચોકા+ દીધા વિના જન્મ–મરણના રોગ વાધે. વૈરાગ્ય૦
મૂળ વૈરાગ્યમાં મન જેનું મળી ગયું, અચળ એ વાસનામાં નવ ડોલે. વૈરાગ્ય૦
**મૂળદાસ** કહે જે સંત સમજ્યા ખરું, વેદના વાક્યમાં ચિત્ત જોડે. વૈરાગ્ય૦

## મોરાર ભગત

૧

મારા સદ્‌ગુરુ સ્નેહી શ્યામ ! સન્મુખ તમે રહેજો રે;
આવ્યો કળજુગ વેરી કરોડ, તેમાંથી તારી લેજો રે. મારા૦
ગુરુજી ! બાના બિરદની લાજ, રાખો તો હરિ રહેશે રે;
તમે ભક્ત આધીન ભગવાન, વાણીને વેદ કહે છે રે. મારા૦

+ ચોખા–ચપકો; ડામ

ગુરુજી! પ્રકટ કરું છું પોકાર, સમર્થ સાંઈ સાંભળો રે;
તમારી ભક્તિમાં પાડે જે ભંગ, તે દુષ્ટોને દળજો રે. મારા૦
ગુરુજી! કાલા ઘેલાના કિરતાર, અમે છીયે તમારા રે;
તમે આદ્ય–અંત–મધ્યે એક, હરિ છો અમારા રે. મારા૦
ગુરુજી! **મોરાર** કહે છે, મહારાજ! પૂર્વની પ્રીતે રે:
મારા હૃદયમાં આવી કરો વાસ અખંડ રૂડી રીતે રે. મારા૦

## મોહનદાસ

### ૧: ગાડીનું ભજન

કાયાની ગાડી રે આ તો, કારમી હો જી! ગાડી અણઘડ કહેવાય;
ગાડીનો ઘડનારો તે ન્યારો વસે હો જી! બાવન બાર તો લેખાય,
ગાડી રે ચાલી ગુરુના દે...શ...માં હો જી. ગાડી રે૦
હંસા! નવસેં નાડી તે ધોરી નદિયું વહે હો જી, તેમાં ત્રણ મુખ્ય તો કહેવાય;
ઈંગલા, પિંગલા, ને સુષુમણા હો જી: તેના પૂલ તો બંધાય. ગાડી રે૦
હંસા! સાનની સડકો ત્યાં તો પા–થ–રી હો જી! સૂરત નૂરત બે તાર;
શ્વાસાના સલેપાટ પાથર્યા હો જી, શૂન્ય શિખર–મોઝાર. ગાડી રે૦
હંસા! ખટ રે ચક્રો ત્યાં સ્ટેશન બન્યાં હો જી! તાર મારતર તે ઠામ;
નવમે દરવાજે બંગલી બની હો જી, દશમે સાહેબકા મુકામ. ગાડી રે૦
હંસા! કર્મ ઇંદ્રિયો પોર્ટર બની હો જી! જ્ઞાન ઇંદ્રિયો સિપાઈ;
ચિત્ત રે નાયક ત્યાં ચોકી કરે હો જી, સતના સાંધા જ્યાં મળી જાય. ગાડી રે૦
હંસા! ગેબી શબ્દના ઘંટ વાગતા હો જી! જ્ઞાનની ટિકિટો વેચાય;
સદ્ગુરુ સાહેબ ટિકિટ આપતા હો જી, ગાફિલ હોય તે અથડાય. ગાડી રે૦
હંસા! મન રે ડ્રાઈવર ગાડી હાંકતો હો જી! બુદ્ધિ ગાર્ડ લે સંભાળ;
પ્રેમની વ્હિસલો પલ પલ વાગતી હો જી, નેહ–ધજા ઊડે આસમાન. ગાડી રે૦
હંસા! જીવ–શિવ વેપારી ત્યાં તો ઊતર્યા હો જી! કહું હવે તેમનો હેવાલ;
પ્રવૃત્તિ વરી રે જીવરાજને હો જી, જન્મે મરે વારંવાર. ગાડી રે૦

હંસા! જીવરાજે સત્સંગ શોધિયો હો જી! પરણ્યા નિવૃત્તિ નાર;
સતીની સંગાથે સતલોક ચાલિયા હો જી, અમરાપુર મોઝાર! ગાડી રે૦
હંસા! મનુષ્ય દેહનો ડબ્બો બન્યો હો જી! ફર્સ્ટ ક્લાસ એ ગણાય;
દાસ **મોહન** કહે આ ગાડી પારખો હો જી, આવાગમન મટી જાય! ગાડી રે૦

## રણછોડદાસ

૧

દિલમાં દીવો કરો રે, દીવો કરો! ટેક
કૂડા કામ–ક્રોધને પરહરો, કે દિલમાં દીવો કરો રે, દીવો કરો૦
દયા દિવેલ, પ્રેમ પરણાયું લાવો, માંહી સુરતાની દિવેટ બનાવો;
પછી બ્રહ્મ–અગ્નિ ચેતાવો, કે દિલમાં દીવો કરો રે, દીવો કરો૦
સાચા દિલનો દીવો જ્યારે થાશે, ત્યારે અંધારું મટી જાશે;
પછી બ્રહ્મ–લોક તો ઓળખાશે, કે દિલમાં દીવો કરો રે, દીવો કરો૦
દીવો અનભે પ્રગટે એવો, ટાળે અજ્ઞાન તિમિરને તેવો;
એને નેણે તે નીરખીને લેવો, કે દિલમાં દીવો કરો રે, દીવો કરો૦
દાસ **રણછોડે** ઘર સંભાળ્યું, જડી કૂંચી ને ઉઘાડ્યું છે તાળું;
થયું ઘટ–ભીતર અજવાળું, કે દિલમાં દીવો કરો રે, દીવો કરો૦

૨

જ્ઞાનમૂર્તિ ગુરુદેવ! અમારે મંદિરિયે આવો!
શિવ સ્વરૂપ ગુરુરાજ! આજ અમ આંગણિયે આવો. જ્ઞાન૦
કંચન થાળ નથી કરમાં, નથી મૌક્તિક, નાથ! વધાવા;
પ્રાણ–પુષ્પ યદિ ક્યાંય ચડે, તો ચાહું ત્યાં જ ચડાવા. જ્ઞાન૦
ક્યાં કાશી? ગંગા–યમુના ક્યાં? કલિ–કલ્યાણી રેવા?
ઉર–ગંગાને ઘાટ કરાવી સ્નાન–હ્લાન ચાહું લેવા. જ્ઞાન૦
રત્નખચિત સિંહાસન, પ્રભુ! અમ પાસ નથી પધરાવા;
રંકતણાં પ્રભુ હૃદય–સિંહાસન હાજર છે શોભાવા. જ્ઞાન૦

કરું આરતી, ભગવન્! ભીતર જ્ઞાન-પ્રકાશ બઢાવા;
કરો અનુગ્રહ સત્વર, નિજરૂપ નાથ! ચાહું છું થાવા. જ્ઞાન૦
કોણ અમે-ક્યાંથી અહીં ષડ્રસ ભોજન હોય ધરાવા?
એક તુલસીપત્ર માત્રમાં, માન્યું સર્વ પતાવા. જ્ઞાન૦
પ્રતિપળ ક્ષણ ક્ષણ દર્શન-પૂજન-વંદન નિત્ય કરાવા;
અલગ થશો ના, ધ્યાન ચહે રણછોડ તમારું ધ્યાવા. જ્ઞાન૦

## રણસિંહજી

૧

કર મન ભજનનો વેપાર જી, ભજનનો વેપાર;
ગુરુ! તારા નામનો આધાર. કર મન૦
પ્રથમ સમરું શારદાને, ગણપતિને લાગું પાય જી!
દેવના ગુરુદેવ સમરું, જ્ઞાની ધ્યાન બતાય. કર મન૦
કાગવાણી છોડ, માંયલા હંસની રીતે ચાલ જી;
પાંજરામાં પંખી બોલે, એમ રામ શું લેહ લાય. કર મન૦
જે દિશાએ તારું મન ન માને, તે દિશાએ મત જાય જી;
અમર પ્યાલા સભર ભરિયા, દેખતાં વિષ ખાય. કર મન૦
માંયલાથી ભાવ રાખી, હર શું રાખો હેત જી!
નુગરાકું ગુંજ-ભેદ કૈસે? દેખ લે સદ્‌ભાવ. કર મન૦
પાંચ, સાતા, નવ બારા, તેત્રીસ કોટિ આરાધે જી;
રાવત રણસિંહ બોલિયા, કરે ગુરુ બેડો પાર. કર મન૦

## રતનદાસ

૧

જુઓ ને વિચારી રે...વ્હાલો નથી વેગળા રે જી!
દાવા થકી દીસે છે તને દૂર, જોતાં નિરદાવે રે;
પ્રભુ તારી પાસ છે રે જી! રોમે-રોમે ભરી રહ્યો ભરપૂર. જુઓ૦

રહીએ નિરદાવે રે, અન્ય આશા પરહરી રે જી!
જેવાં કોઈ પર ઘરનાં રે ગે'માન;
ખાય ને પીએ રે, ઓઢી–પહેરી સંચરે રે જી;
રાખે મનથી કાંઈ નથી મારું એવું ધ્યાન. જુઓ૦
લા'વો તો લીજે રે, કીજે સંગ સંતનો રે જી;
જેણે કરી ઊતરીએ ભવ પાર;
ભય નહિ લાગે રે જરા, જમ–કાળનો રે જી;
રહીએ નિજ નામ તણે રે આધાર. જુઓ૦
વાત વિચારી રે ના શકે તે નરકની રે જી;
વળી વખાણે નહિ ભોગ કે જોગ;
શાસ્ત્રમાં કહ્યું રે: ઊંઘ્યાને જગાડવા રે જી!
છતે જોતાં, સ્વર્ગ નરક બેઉ ફોક. જુઓ૦
સાન ગુરુની રે સમજે કોઈ અનુભવી રે જી;
જેને મન આપું નહિ લવલેશ;
બાળ નવ દાખું રે અબળા થઈ રહું રે જી!
દાસ રતન એવો છે સંતોનો દેશ! જુઓ૦

૬

મન નિશ્ચય કર ઉરમાં ય, ઓળખી લેને આત્મારામને રે;
તારે ઘટ અજવાળું થાય, તમ નહિ વ્યાપે હરિધામને રે.
ભાવે કીજે સાધુ–સંગ, જેથી સાર પદારથ પામિયે રે;
થાય શીતળ આઠે અંગ, નિર્ભય થઈ માયાજાળ વામિયે રે.
આવે ભવસાગરનો પાર, અંત ચોરાશીનો આવશે રે;
છે સદ્‌ગુરુ દીનદયાળ, સૂરતિ સ્વરૂપમાં ઠેરાવશે રે.
લીજે હરિગુરુ સંતની ઓથ, ચોટ લાગે નહિ જમ–કાળની રે;
ભાંગે જનમ–મરણની ખોટ, દષ્ટિ પહોંચે પરા ને પારની રે.
મિથ્યા ભાસે સ્વપ્ન સંસાર, મૃગજળે ભર્યું જગ જાણિયે રે;
એ તો પીવા ન મળે લગાર, ફોગટ અણછતાં ઉર આણિયે રે.

રૂપ અરૂપી આતમરામ, એ તો અળગો નથી દાસથી રે;
રચ્યું ઇચ્છાએ માયાધામ, શોભે આતમના પ્રકાશથી રે.

સદ્‌ગુરુ–ચરણમાં કર વાસ, અડગ આસન ચિત્ત વખાણિયે રે;
શીખ સમજ દાસ **રતન**: હરિરૂપે હરિજન જાણિયે રે.

૩

રંક ને ભૂપ તે નામ છે જૂજવાં, ઉત્તમ મધ્યમ દ્વૈત ભાવે;
વ્યાપક સંગ તે આત્મા એક છે, નામ ને રૂપનો પાર ના'વે. રંક૦
ઓળખ આત્મા, ભૂલ્યો કાં ભાતમાં? જાત ને ભાત તે રાત મોટી;
અંધારું ઉલેચતાં અંત આવે નહિ, સમજ પહોંચ્યા વિના વાત ખોટી. રંક૦
કૈવલ્ય આત્મા જાણવા જોગ છે, કહેવા ગ્રહવાને જ ઘટવાસી;
વાણીવિલાસ તે ખેલ માયા તણો, બોલણહાર તે અવિનાશી. રંક૦
સદ્‌ગુરુ લક્ષમાં પક્ષ કોઈ એ નથી, પક્ષ તાણે તેને લક્ષ ના'વે;
કૂપ સરોવર જળ સમુદ્રે નવ ભળે, સરિતા પૂર સિંધુમાં જાવે. રંક૦
મત તે કૂપ છે, પંથ સરોવર સહી, તેહનાં નીર તે ત્યાં જ વરસે;
અનુભવ–આનંદ તે સરિતા–પૂર છે, બ્રહ્મ સાગરમાં એ જ ભળશે. રંક૦
જળ નથી જૂજવાં,સર્વ એક રૂપ છે, અવિગત આત્મા એમ ભાળે!
માન અપમાન તે, દેહ ભાવે કરી, પરપંચમાં જ તે પિંડ ગાળે. રંક૦
સારનો સાર તે બ્રહ્મસાગર ખરો, સત્ય અસત્ય તે દો ય અરતુ;
દાસ **રતન** કહે, કાંઈ કહેવા નથી, સાર અસારની પાર વરતુ. રંક૦

૪

હું નથી, હું નથી, હું નથી તું જ છે, હું વિના તુજને કોણ કહેશે?
હું અને તું એ તો વાણીવિલાસ છે, પરિબ્રહ્મ હું તુંથી પાર રહેશે. હું૦

તું થકી હું થયો, તું તને મેં કહ્યો, રૂપ ધારણ કર્યું તેં જ મારું;
આદિમાં તું હતો, અંતમાં તું થશે, મધ્યમાં સ્વરૂપ તે છે જ તારું. હું૦

હું હદમાં રહ્યો, તું હદપાર છે, હું અને તું એ તો આડ હદની;
હદનું પદ ગયું, હતું તેમ થઈ રહ્યું, સદ્‌ગુરુ સાન નિર્વાણપદની. હું૦

તું કહેતાં હું થયો, હું કહેતાં તું જ છે; મોટો કહું, જો આગે હોય નાનો;
લઘુ જો હોય નહિ, દીર્ઘ કોને કહે? વાજું ના હોય, તો રાગ શાનો? હું૦

રાગરૂપ તાહરું હું જ વાજું સહી, રાગ અદષ્ટ અને વાજું દષ્ટે;
ગુપ્ત આગે હતા પ્રકટ વાજાં થકી, વાજાં વિના કેમ થાય નિશ્ચે? હું૦

સૂર હૃદયે રહ્યો, વાજું ભૂલી ગયો, પ્રેમ મગન થયો રસરૂપ;
દાસ **રતન** કહે, સ્વરૂપ જાણ્યા પછી કોણ તે રંક ને કોણ ભૂપ? હું૦

## રતનબાઈ

૧

પૂરા નર સોહી પ્રમાણિયે, સહેજે વર્તે સંસારમાં. પૂરા૦
પરમારથ ઉપદેશે રે બોલે, અહનિંશ પર-ઉપકારમાં. પૂરા૦
સહેજનું જ્ઞાન ને સહજ સમાધિ, સુરતા સમાવે બ્રહ્માકારમાં. પૂરા૦
માયા બ્રહ્મ પરખે ને સત્ શબ્દ ભરખે, પરમ અમૃત કરે આહારમાં. પૂરા૦
બ્રહ્માગ્નિમાં કર્મ જ હોમે, અમર તેજે ભળે અંબારમાં. પૂરા૦
જ્ઞાન **રતન** ગુરુ હરિકૃષ્ણ મળિયા, એક આતમા ચીન્યો નરનારમાં. પૂરા૦

૨

શૂરા નર કોણ બતાવે? શબ્દે લડે સંસારમાં! શૂરા૦
હદમાં રે હીંડે, બેહદને પેંડે, સુરતા સમાવે નિજ ધામમાં. શૂરા૦
કામ ક્રોધ તજે ને તુંહિ તુંહિ ભજે, વિશ્વાસ વાળે એક નામમાં. શૂરા૦
મોહ મેવાસી વેધ્યો જ્ઞાનની ફાંસીએ, નિર્ભે ફરે નિરહંકારમાં. શૂરા૦
જ્ઞાન **રતન** ગુરુ હરિકૃષ્ણ મળતાં, આતમા ચીન્યો નરનારમાં. શૂરા૦

## રવિદાસ

૧

**અખંડ બ્રહ્મકું ડાઘ ન લાગે, દેખો જ્ઞાન દિલમેં, ભાઈ!** ટેક
મહામણિકું મેલ ન લાગે, સકળ છોડ દે ચતુરાઈ;
અગ્નિકો ઉધેઈ નવ લાગે, પડત માંહી સબ પરલાઈ. **અખંડ૦**
સુધ તલવાર હુઈ ગજવેલી, મહાસુખ મિયાન બંધાઈ;
ડાલ, મૂલ સબહીકું કાપે, વામે પાપ રતિ નાંઈ. **અખંડ૦**
અંબુ માંહી પાવક નહીં પ્રગટે, કંચનકું ન લાગે કાંઈ;
ચંદન ઝાડ ભોરિંગ વિંટાયા, મિલત તાંહી શીતળતાઈ. **અખંડ૦**
મહા મુનિવર નિજ ઘર પહોંચ્યા, સૂરતી શૂન્યમેં સમાઈ;
કહે **રવિરામ** કુસંગ ક્યા કરહી, જાકા દિલ બ્રહ્મ દરિયાઈ. **અખંડ૦**

૨

અનુભવી કરજો રે કરુણાય........અનુભવી જી. ટેક
કહો અનુભવકી રીત, બડે તુમ સંત કહાવો જી;
દિલમેં કરો વિચાર, ચોંપસે ચર્ચા લાવો જી. **અનુભવી૦**
આંટી છૂટે મનતણી, ને ભાંગે દિલની ભ્રાંત;
પચ્છમ દેશ પરમોદકે, અબ ક્યું બેઠે નિરાંત? **અનુભવી૦**
કહો પવનકા મૂળ, મન કહો કહાંસે આયા?
કહો ઉનકા સ્થાન, દોઉ મિલ કહાં સમાયા જી? **અનુભવી૦**
શબ્દ કહાંસે ઉઠત હૈ, ફિર કહાં જાય ઠેરાય?
નાદબુંદકા રૂપ કહો? મોહે સંત દિયો સમજાય જી? **અનુભવી૦**
કહો જીવકી જાત, શિવકા સ્વરૂપ કહીએ જી?
કહો ઉનકા **અર્થ**? શ્રુતિ સિદ્ધાંત લહીએ જી? **અનુભવી૦**
**જીવ–શિવ સે પાર હૈ, સોઈ કરેસે અનુમાન!**
**અગાધ વસ્તુ અખંડ હૈ, સો પ્રગટ કરો સુજાણ જી? અનુભવી૦**

હમ તુમ ભાંગે દોય, હંસ તબ કહાં સમાવે જી?
પડે પંડ પરગટ, મન તબ કહાં ચલ જાવે જી? અનુભવી૦
કહે રવિદાસ હે અનુભવી! ગોહે અલખ દિયો દીખાઈ જી?
તબ હમ સદ્‌ગુરુ ધારિયે, મોહે સ્વરૂપ દિયો બતાઈ જી? અનુભવી૦

૩

આત્મા નીરખોને નિર્વાણુ આત્મા જી જી. ટેક
સદ્‌ગુરુકે પરતાપ જ્ઞાન—અનુભવ ઉર જાગે!
પપિયલ, મીન, વિહંગ, ખોજ કોઈ ભ્રમ ભે' ભાગે;
ફિર ઉત્તર સદ્‌ગુરુ કહે, સુન વાકી કળા અનંત!
વેદ બુદ્ધિએ નવ લહે, કોઈ બૂજત વીરલા સંત જી. આત્મા૦
નાભિ પવનકા મૂળ, મન દળ અષ્ટ કમળમાં!
ત્રિકુટી વાકો સ્થાન, દોઈ મિલ વહાં સમાવે!
શબ્દ શૂન્યસે ઉઠત હૈ, ફિર શૂન્યમેં હિ સમાય;
બુંદ સમાવે નાદમેં, નાદ નિરંતર રાય જી! આત્મા૦
પાંચ તત્ત્વ ઓર વિષય મિલકે જીવ કહાયો!
દેહ ઇંદ્રિ' ઓર પ્રાણ, મન વાગેં બંધાયો!
આત્મા—શિવ અખંડ હૈ, લીપે—છીપે નહીં સોઈ;
ઘટઘટ પ્રગટ રમી રહ્યો, પણ જાણત વીરલા કોઈ જી! આત્મા૦
જીવકી શક્તિ અજ્ઞાન! શિવકી શક્તિ માયા!
એ દોનુસે ભિન્ન, અખંડ અદ્વૈત અજાયા!
જીવ શિવ કહેવા નહિ, હમ તુમ દોનું હાણ,
વ્યતિરેક પદ પર આત્મા નિરાલંબ નિરવાણ! આત્મા૦
એ સદ્‌ગુરુકો દેશ, નિગમ નેતિ કહી ગાવે!
બ્રહ્મા, વિષ્ણુ, મહેશ ખોજ કરે પાર ન પાવે!
નિજાનંદકો અનુભવો, નામ—રૂપકો નાશ;
બ્રહ્મમગન થઈ બોલિયા, અણુછના રવિદાસ. આત્મા૦

## ૪

આનંદ ઘડી રે હેતે ભજવા હરિ–હેતે ભજવા હરિ;
અમને સંત સોહાગી મળિયા—આનંદ ઘડી. અમને૦
પહેલો પિયાલો મારા સદ્‌ગુરુએ પાયો જી !
જોતાં જોતાં તો અમને વસ્તુ જડી. અમને૦
નાભિ કમલસે સંતો ભયા ઊજિયાલા જી !
ત્રિવેણી તખત પર જ્યોતું ખડી. અમને૦
સત્ય શબ્દ મારા ગુરુએ સુણાવ્યો જી !
નૂરતે ને સૂરતે મેં તો નીરખ્યા હરિ;
કહે રવિ સાહેબ, સંતો, ભાણ પ્રતાપે જી;
ગુરુના ભજનમાં મારી સુરતા ચડી. અમને૦

## ૫ : રાગ–કાફી

ઉન્મુન ઘર પહોંચે રે, બોલવું પછે દૂર ગયું;
દ્વૈતપણું ટળિયું રે, તેજમાં તેજ એક થયું. ઉન્મુન૦
સો તે સકળ વ્યાપક છે, તે છે તે હું હું,
ૐ અવિનાશી સકળ ઘટવાસી તેજ પંજર તે તું;
કોણ કહે કોણ સાંભળે રે, બોલે સુણે આપે સો હું. ઉન્મુન૦
જેમ વરસાદ વરસે છે ઘણો પૃથ્વી ઉપર પસાર,
તેમાંથી નદિયું અનંત ચાલે, ગણતાં ન આવે પાર;
નીર તો સરવે એક જ રે, સાયરમાં જઈને ભળ્યું. ઉન્મુન૦
સાયરમાં સમાણું જઈ, નીરમાં નીર થયું એક,
અચળ થયું પછે બે' મટી, ત્યારે છળે નહિ છેક;
એમ આત્મા પરમાત્મા રે, તે તો એકમેક થયું. ઉન્મુન૦
સૂરજનાં કિરણ જેમ સૂરજમાં જઈ સમાય,
તેમ જીવ મટીને શિવ થયો; પછી કોણ આવે ને કોણ જાય?
અખંડ બ્રહ્મ પોતે રે, તેજ પિંજર આપે ભયું ! ઉન્મુન૦

મોડ પિતાએ જ્યારે મહેર કરી, ગુરુ ભરથ પ્રતાપ,
**રવિદાસ** પરિબ્રહ્મ તેજમાં તેજ થઈ રહ્યા છે આપ;
સો હું સો હું દેખે રે, ચરાચરમાં રમી રહ્યું. ઉન્મુન૦

૬

કોઈ મન–વૃત્તિને વારો : બોલે એકતારો–એકતારો. ટેક
પાંચ તત્ત્વકા બન્યા તંબૂરા દાતા, નૂરત–સૂરત ખેલ ન્યારો;
ઓહં સોહં સબ ઘટ રચિયો, દાતા! ભમકું દિયે તેને ભાળો. બોલે૦
નૂરત–સૂરતકી કેડી રચાઈ દાતા ! હેરનહારાને હેરો;
સત્–શબ્દસે જે જન સીધ્યા, એનો મિટયો ચોરાશીનો ફેરો ! બોલે૦
કહે **રવિદાસ**, સંતો, ભાણ પ્રતાપે, બાવન અક્ષરથી બોલે બારો;
મારો એકતારો-એકતારો, કોઈ મન–વૃત્તિ વારો !–બોલે એકતારો. બોલે૦

૭

દિલ દરિયામાં, અખંડ દીવો, દેખ્યા વિના મારું મન ડોલે !
ભ્રાંતિના ભૂલ્યા,ઓધા,ભવોભવ ભૂલ્યા,સદ્‌ગુરુ વિના તાળાં કોણ ખોલે? દિલ૦
ગગન ગુફામાં, ગુપ્ત ને ગેબી, બા'ર બાવન ઉપર બોલે;
નૂર તખ્ત પર નામ નિરંજન, નૂરત–સૂરતે કોઈ સંત ખેલે. દિલ૦
આ રે કાયામાં રતન અમૂલખ, વસ્તુ ભરેલ માંહી વણતોલે;
સોહં શબ્દસે કર લે ગુંજારા, સો સદ્‌ગુરુમાંહી બોલે. દિલ૦
પ્રીત હશે જેને પૂર્વ જન્મની, સત્ વચને પડદા ખોલે;
છેલ્લી સંધિના હશે તે ચેતશે, વચન મળ્યું જે અણમોલે ! દિલ૦
પટા લખાવ્યા જેણે ધણી હજૂરમાં, ખરી મસ્તીના ખેલ ખેલે;
કહે **રવિદાસ** ગુરુ ભાણ પ્રતાપે, અજર 'પ્યાલા' ભર–ભર પી લે. દિલ૦

૮

મૂળ શબ્દ તે ક્યાંથી ઊઠે? કોણ દેશમાં બોલે?
કોણ મંડળ શબ્દકા વાસા ખડતલ સાધુ ખોળે?
હે કોઈ લેહંદા હાં રે લાલ કોઈ પરખંદા જી. હે કોઈ૦

મૂળ શબ્દ નાભિથી ઊડે તરવેણીમાં બોલે;
શૂન્ય મંડળ શબ્દકા રે વાસા, તત્ત્વ કરીને કોઈ તોળે. હે કોઈ૦
કિતના લંબા? કીતના ચોડા? કિતના હૈ અનુમાના?
મોહે ગરીબકું કહી સમજાવો, કરી બતલાવો ધ્યાના;
દ્વાદશ આંગળ બાહેર લંબા, ચૌડા હૈ સરભંગા,
જૈસા દીપક દરસે મંદિર, એસા શબ્દા રંગા. હે કોઈ૦
ખાટા મીઠા હલકા ભારી, સફેદ કંઈ રંગ પેખ્યા,
કૈસા રૂપ શબ્દકા, સંતો? સબ કોઈ રંગ પેખ્યા;
હલકા તો કોઈ સંતન માને વાકું ભારે કહીએ,
મીઠી હૈ મરજાદ ગુરુકી સુવાત બુદ્ધિએ રહીએ. હે કોઈ૦
શરીર બોલે શબ્દોકું પકડો હાથ કરી બતલાવો,
પંડ પડે ઘટ પરગટ ભાગે શબ્દો કહાં સમાવે?
દોય કમળકી અણી અગ્રપે રૂપ શબ્દકા દેખ્યા,
સૂરત સાનમાં લે લિયા તબ દીયા કરમ પર મેખા. હે કોઈ૦
ખામ કહે સુનો રવિદાસા ગમકી ગગના ફેરી;
કોણ દેશ ને કોણ નિરંતર કયાં સમાય એની દોરી? હે કોઈ૦
સદ્ગુરુ શબ્દે ભયા સ્વતંતર ઘટમઠ પટ દરસાયા,
રવિદાસ કહે જબ પિંડ પડે તબ નિરાધાર સમાયા. હે કોઈ૦

૯

મેં નટુડી નામકી પ્યારી, નીરખું મારા નાથકું! ટેક
એક પલકમાં પાંચેને પકડું, સીધે મારગે સટકું;
કાળ-ક્રોધકું ગરદન મારું, પ્રેમને બાણે પટકું! મેં નટુડી૦
નાચ નાચું મારા નાથની આગળ, જુગતે જામો ઝટકું;
મધુવો પીને મસ્તાની ફરું, લેવા દો દિન લટકું! મેં નટુડી૦
દધિ બેચન મેં ચલી, ભર્યું શિર પર મહીનું મટકું;
સામો મળ્યો કાન મોરલીવાળો, પાય લાગું મુગટકું! મેં નટુડી૦

મહી-માખણ કાનુડાને સમર્પ્યાં, હવે નહિ હું અટકું;
કહે **રવિદાસ**,સંતો,ભાણપ્રતાપે,મેં ચોરાશી નહિ ભટકું! મેં નહુડી૦

૧૦

રામ! કોણે બનાવ્યો ચરખો? એના ઘડનારાને નીરખો;
જે પૂર્ણ રહ્યો તેને પરખો. રામ૦
આવે જાવે ને બોલાવે, જ્યાં જોઉં ત્યાં સરખો;
દેવળ, દેવળ, કરે હોંકારા, પારખ થઈને પરખો! રામ૦
ધ્યાન કરું તો માંહે જ્યોત જલત હૈ, અંધાર મિટયો અંતરકો;
એ અજવાળે ગગના સૂઝયા, ભેદ જડ્યો ઉન ઘરકો. રામ૦
પાંચ તત્ત્વકા બન્યા આ ચરખા, ખેલ રચ્યો હુન્નરકો;
પવન-પૂતળી રમે પ્રેમસે, નૂરતે-સૂરતે નીરખો. રામ૦
કહે **રવિદાસા** સદ્ગુરુ સાચા, મૈં ગુલામ ઉન ઘરકો;
નામ, રૂપ, ગુન, પાંચ તત્ત્વસે, ખુબ બનાયો ચરખો! રામ૦

૧૧

સદ્ગુરુ સાથે મારી પ્રીતડી, બીજાસે નહીં બોલું;
જ્યાં મારા પિયુજી પરગટ વસે, ત્યાં રહી અંતર ખોલું. સદ્ગુરુ૦
જહાં રે વાદળ તહાં વિરમું, કયાહું નહીં ડોલું;
તખત-ત્રિવેણી બેઠકે, સબ વિશ્વકું તોલું. સદ્ગુરુ૦
ચિત્ત ચંદનનું લાકડું, શબ્દને વાંસલે છોલું;
ઘડતાં ઘડતાં ભાંગી પડયું, મન જાણી લે અમોલું. સદ્ગુરુ૦
સંશય સર્વે સમાઈ ગયા, વિશ્વાસે મન વરોળ્યું;
**રવિદાસ** બ્રહ્મ—અગાધમાં કરે ઝાકમઝોળું! સદ્ગુરુ૦

૧૨

હૈ કોઈ જાગંદા, હાં રે લાલ કોઈ ચેતંદા?
આ સુપનેકી વિધિને સમાવે રે લાલ! હૈ કોઈ૦
એક દિન જાગે કયા ભયા? સમજ ગેંદ મદમાતી;
જૈસા ચંદા બીજકા પ્રગટયા, ફેર અંધારી રાતી. હૈ કોઈ૦

ગાવે બજાવે કરે કિલોલા, કાળજે નવ પડ્યા છેદા;
જૈસા પથરા પાણી માંહીલા, ભીતર કબી નહીં ભેગ્યા. હે કોઈ૦
મારગ બંકા કરી લે ડંકા, નહીં કાયરકા કામા;
સત્ય શબ્દ સદ્‌ગુરુકા ગ્રહી લે, દેખ તપાસી નામા. હે કોઈ૦
કહે રવિદાસ ગુરુ ભાણપ્રતાપે,સમજ સમજ મન મેરા;
અબકો ચૂકયો ચોરાશી જાયગો, બહોત ફરેગો ફેરા. હે કોઈ૦

## રણછોડ

૧

જે દુ:ખ થાય તે થાજો રે રૂડા રામને ભજતાં. ટેક
પિંડ પડે તો પડવા રે દેજો, જીવ જાય તો જાજો રે. રૂડા૦
ઊંચો બાંધીને તળે અગ્નિ પ્રજાળે, માર મુશળના ખાજો રે. રૂડા૦
લોક નિંદે તો નિંદવા રે દેજો, રાજા દંડે તો દંડાજો રે. રૂડા૦
સાત પાંચ સંત મળી રાંક રણછોડ, ગુણલા ગોવિંદના ગાજો રે. રૂડા૦

## રસિક

૧

દર્શન દેના પ્રાણ–પિયારે ! નંદલાલ મેરે નૈનોંકે તારે ! ટેક
દીનાનાથ દયાલ સકલ ગુણ, નવલકિશોર સુંદર મુખવારે ! દર્શન૦
મનમોહન મન રુકત ના રોકયો, દર્શનકી ચિત્ત ચાહ હમારે ! દર્શન૦
રસિક ખુશાલ મિલનકી આશા, નિશદિન સુમરન ધ્યાન લગારે ! દર્શન૦

## રાઠો

૧

કોઈ સંત વીરલે જાણિયું, ભાઈ, એ વાતો છે ઝીણિયું. ટેક
મોટા કુહાડા કાંઈ નવ કાપે, લોઢું કાપે છીણિયું. ભાઈ૦
વેળુમાં તે ખાંડ વેરાણી, વીણી કાઢે કીડિયું. ભાઈ૦

સૂના ગામમાં હાથી ઝૂલે, લાભ તેને પે'લું વાણિયું. ભાઈ૦
મોટપમાં લેવાયા જાયે, તેગે કાંકરિયું એણિયું. ભાઈ૦
પાણીમાં તો દૂધ ભેળાણું, પામી જાશે હંસિયું. ભાઈ૦
ઝીણા થઈને સંત ચાલે, ધન્ય કમાયું તેણિયું. ભાઈ૦
ગુરુ-પ્રતાપે ભણે **શઠો**, અમરાપુરમાં રહેણિયું. ભાઈ૦

## રામદાસ

૧

ના વિસારશો રે કૂડા હૃદિયામાંના રામ!
હૃદિયામાંના રામ વહાલા, મન-માયાના વિશ્રામ! ના૦
હરતાં ને ફરતાં ધંધો કરતાં રાખવું હરિમાં ધ્યાન!
આ મુખે હરિના ગુણ ગાતાં, શું બેસે છે દામ? ના૦
ચરણ આપ્યા ચાલવાને, સાંભળવાને કાન;
નયન આપ્યાં હરિ નીરખવાને નીરખો સુંદર શ્યામ! ના૦
વારે વારે કહ્યું સમજાવી, આપણમાં એક ભૂલ!
મોંઘો આ મનુષ્યદેહ મળિયો, તક ના ખોશો અમૂલ! ના૦
સગાં સહોદર સુખનાં બેલી, દુઃખમાં ન આવે કામ!
થનાર હોય તે થયા જ કરશે, હૈયે રાખો હામ! ના૦
**રામદાસ** કહે, રામને ભજતાં, ચિત્ત રાખો એક તાન!
સદ્‌ગુરુ ચરણે શીશ સોંપતાં, ટળી જશે અભિમાન! ના૦

## રંગીનદાસ

૧

કેની આગળ કહું, અનુભવ મારો કેની આગળ કહું?
અજ્ઞાનીને વાત કહું. તો ગાંડો કહે છે સઉ! અનુભવ૦
સર્વમાં હું સર્વેથી પર, કેને દેખાડી દઉં? અનુભવ૦

નામ ન રૂપ અરૂપ હું આપે, શું દેખાડી દઉં ? અનુભવ૦
ચારે વાણીથી પર હું, પોતે તો વૈખરીમાં શું લઉં ? અનુભવ૦
વાદવિવાદનો ત્યાગ કરી હવે, મૌન ધરીને રઉં. અનુભવ૦
સદ્ગુરુ શરણુ રહી સીખ્યા, તે સમજી રહ્યા છે સઉ. અનુભવ૦

૨

જિસ રાહમેં ચલતે હૈં હમ, તુમ વહાં ન આ સકોગે ! ટેક
નહીં ચંદ્ર-સૂર્ય-પ્રકાશ હૈ, નહીં અન્ય જ્યોતિ ઉજાસ હૈ;
ચિન્માત્ર નિત્ય વિકાસ હૈ, તુમ વહાં ન આ સકોગે ! જિસ૦
વહાં પુત્ર નહીં પ્યારા નહીં, વહાં મિત્ર નહીં દારા નહીં;
મન-ઇંદ્રિકા ચારા નહીં, તુમ વહાં ન આ સકોગે ! જિસ૦
જિન આશ-પ્યાસ ન મારી હૈ, મમતાકી ભૂખ ન ટારી હૈ;
અહંતાકું વહાં ભય ભારી હૈ, તુમ વહાં ન આ સકોગે ! જિસ૦
વહાં કિસે નહીં દેખના, નહીં બુદ્ધિસે કછુ પેખના;
નિરાલંબ તત્ત્વ ઉલ્લેખના, તુમ વહાં ન આ સકોગે ! જિસ૦
વહ રાહ ખાંડા-ધાર હૈ, જાનેકા દુનિયા પાર હૈ;
નટ દોરવત વ્યવહાર હૈ, તુમ વહાં ન આ સકોગે ! જિસ૦
વિદ્વાન વહાં ભરમાતે હૈ, વહાં ભક્ત જન ભય ખાતે હૈ;
રાગી અધમ તન પાતે હૈ, તુમ વહાં ન આ સકોગે ! જિસ૦
વહાં દશ્ય દાહક આગ હૈ, કરતા બડા બલિભાગ હૈ;
સ્વપ્રકાશ ચિદ્ઘન આગ હૈ, તુમ વહાં ન આ સકોગે ! જિસ૦
વહાં બ્રહ્મરસકા પાન હૈ, પાતે ગુરુ ભગવાન હૈ;
**રંગીન** શિરકા દાન હૈ, તુમ વહાં ન આ સકોગે ! જિસ૦

૩

મુક્તિ કદી નહિ થાય, જ્ઞાન વિના મુક્તિ કદી નહિ થાય;
કોટિ જન્મ વહી જાય, જ્ઞાન વિના મુક્તિ કદી નહિ થાય. જ્ઞાન૦
મુક્તિ નથી કોઈ દેશ કે દોલત, ધન ખરચે ન પમાય;
કર્મતણું ફળ જન્મ-મરણુ છે, કર્મ છૂટયેથી છુટાય. જ્ઞાન૦

જપ, તપ, યજ્ઞ, સમાધિ, તીરથ, સૌ કર્મથી કર્મ બંધાય;
કર્મ-ઉપાસક સ્વર્ગ પમાડે, પુણ્ય ખવાયે પડાય. જ્ઞાન૦
પાતક-નાશક તીર્થ વ્રતાદિક, નાશ પુણ્યનો થાય;
પુણ્ય ભોગવતાં પાતક થાશે, રેંટ ઠલવાય-ભરાય. જ્ઞાન૦
પુણ્ય-પાપથી રહિત થયા વિણ જન્મ-મરણ નવ જાય;
કર્મ—અકર્મ-વિકર્મ વિચારે, ગુણ કર્મો સમજાય. જ્ઞાન૦
કોણ હું ? કર્મ કરતો કોણથી ? સમજ પડેથી છુટાય;
આપે અકર્તા, માને હું કર્તા, અજ્ઞાને અકળાય. જ્ઞાન૦
સદ્‌ગુરુચરણે શીશ નમાવે, તો સૌ અજ્ઞાન કપાય;
નિજ સ્વપ્નનાં બંધન સઘળાં જાગ્યા વિણ નવ જાય. જ્ઞાન૦
તત્ત્વ-વિચારે ભવ—ભય છૂટે, **રંગીન** અનુભવ ગાય;
થાય ન મુક્તિ જ્ઞાન વિના કદી, કોટિક જન્મ અથડાય. જ્ઞાન૦

## લખમાજી

૧

આ ગૌરીના પુત્ર ગણેશ દેવને સમરું જી !
એમને સમરે તો આપણાં સંકટ હરે રે;
સાંભળજો સતજુગના સાધુ જી! ટેક
હેરી બૂડે-બૂડે પાપ, સત્ ધરમ તરે જી !
આખર જાતાં તો ગુરુનાં વચન ફળે રે. સાંભળજો૦
હે પાપ ને ધરમનો ઝઘડો લાગ્યો જી;
હેરી પાપની તો બેડલી બૂડવાને લાગી રે;
અને ધરમની બેડલી તો અદ્ધર તરે રે. સાંભળજો૦
કુવાટે જાશો તો તમને કાંટા રે વાગશે જી;
અને વાટે જાશો તો રૂડા સંત મળે રે. સાંભળજો૦
આ ખારા રે સમુદરમેં મીઠી એક વીરડી જી;
આ ભવ રે સાગરમાં રૂડા હીરલા મળે રે. સાંભળજો૦

હેરી સામે તે ઝરૂખે આપણા સદ્ગુરુ બેઠા જી;
એ ખરાં–ખોટાંની ધણી મારા ખબરું કરે રે. સાંભળજો૰
હે પારકા ખેતરમાં તમે બીજ મત વાવો જી;
પારકાં તો સદા ય પરલે' થશે રે. સાંભળજો૰
હે પારકાં તે સ્વરૂપ જોઈ ને, મન ના ડગાવીએ જી;
આ જીતી બાજી તો તમે હારી જાશો રે. સાંભળજો૰
દો ય કર જોડી દાસ **લખમાજી** બોલ્યા જી;
ગુરુનાં વચને ચેલો તરત તરે રે. સાંભળજો૰

૨

જેને દીઠે મારાં નયણાં ઠરે, ઓ બાઈયું, અમને એવા એવા સંત મળે. ટેક
ઉદરમાંથી એક બુંદ પડે, તે ભગતનું નામ ધરે;
નરક છોડાવીને ન્યારાં કરે, એ તો અમર લોક વરે. ઓ બાઈયું૰
ચાલંતાં નર ધરતી ના દૂભવે, જીવ થકી તો ડરે;
શબ્દ વિવેકી શુદ્ધ સુલક્ષણા પૂછીને પાય ધરે. ઓ બાઈયું૰
ત્રિગુણ પૂતળી શ્યામ છે શૂન્યમાં, હોકારે ઘાટ ઘડે;
આ રે સંસારમાં સંત સોહાગી, તે બેઠા રે ભજન કરે. ઓ બાઈયું૰
કાયા વાડીનો ભમરલો તે, ભાઈ! સહેજે ઓથું ધરે;
ગુરુજીના શબ્દ અગાધ છે, ભાઈ! ખોળે તો ખબરું પડે. ઓ બાઈયું૰
વર્ષાઋતુનો જેમ પરપોટો, તે નીરમાં નીર થઈ ભળે;
**લખમા**ના સ્વામીની સંગે રે રમતાં, સ્વાતિનાં બુંદ ઠરે. ઓ બાઈયું૰

૩

પ્યાલો મને પાયો રે, સદ્ગુરુએ મારે કરુણા કરી;
આ દેહમાં દરશાયો રે, સરોસર આપે હરિ. પ્યાલો૰
પહેલો પ્યાલો લખીરામનો, જુગતે પાયો જોઈ,
કૂંચી બતાવી આ દેહ તણી, વહાલે કળા બતાવી કોઈ;
ત્રિકુટી તાળાં ખોલિયાં રે, ત્યારે સન્મુખ દેખ્યા સોઈ,
અને નગર બધું નિહાળ્યું રે, જોયું મેં તો જરી યે જરી. પ્યાલો૰

બીજે પ્યાલે બુદ્ધિ વાપરી, ત્યારે બેઠી સંતની છાંઈ,
વેળારૂપી વિનતિ સુણી, દોડી આવ્યા ઝટ ત્યાંઈ;
આ દેહમાં દરશાયા વહાલે, સન્મુખ સાચા સાંઈ,
તેની લગની મને લાગી રે, જોયું મેં તો ધ્યાન ધરી. પ્યાલો૦
ત્રીજે પ્યાલે ત્રણ ગુણ પ્રગટયા, થયો પાંચ તત્ત્વ પ્રકાશ,
શૂન્ય મંડળમાં વા'લો શ્યામ બિરાજે, અલખ પુરુષ અવિનાશ;
નવે ખંડમાં મારો નાથજી દેખું, મારે રવિ ઊગ્યાની આશ,
એવી અગમ નિગમની ખબરું રે, ગુરુએ મારે આપી ખરી. પ્યાલો૦
ચોથે પ્યાલે સાન કરી, મારો હરિથી ઝલાવ્યો હાથ,
એકવીસ બ્રહ્માંડની ઉપરે રે, મારે ગુરુએ બતાવી વાટ;
એ વાટના નિશ્ચય થયા, ત્યારે ત્રુઠ્યા ત્રિભુવન–નાથ!
એવી તો મારી ઉપરે રે, કેશવરાયે કરુણા કરી. પ્યાલો૦
પાંચમો પ્યાલો પૂરણ થયો, ત્યારે ભેટયા શ્રી ભૂધરરાય!
હૃદયે રવિ વખાણતાં, જોતાં રજની જાય;
અખંડ ધારા મેહુલા વરસે, અને ગેબી ગર્જના થાય,
એવાં સમાધિનાં સરવડાં રે ઝરમર ઝરમર નૂર તો ઝરે. પ્યાલો૦
છઠ્ઠે પ્યાલે શ્રી સદ્દગુરુ મળ્યા, અને પૂરણ પામી ધામ,
ઘણા દિવસથી ઢૂંઢતી'તી તે ગુરુએ બતાવ્યું ગામ;
શ્રી રામદાસ પ્રતાપે **લખીરામજી**એ વહાલાનો જોયો વિશ્રામ;
હવે ગુરુચરણુમાં રાખો રે, થાકયો છું ફેરા ઘણા તો ફરી. પ્યાલો૦

## ૪

શૂન્ય શિખરપર સદ્દગુરુ હે, અનભે' નોબત અધર જરે. ટેક
નાભિ–કમળમેં નાથ નિરંજન, નૂરત–સૂરતે અસમાન ચડે;
કેવળ નામકા કરો પિછાના, જરા કરમ તુઝે નહિ અડે. શૂન્ય૦
તખત વેરા માન સરોવર, અગમ વસતા ઉવાં મલે;
દશમે દ્વારકા દેખો તમાસા, જલ જલ જ્યોત અખંડ જલે. શૂન્ય૦

ખોજ કરો દલ ભીતર ઘટમાં, જમીં અસમાન જ એક ઘડે;
પાંચ તત્ત્વકા બન્યા પૂતળા, મેરમ સદ્દગુરુ માંહી મળે. શૂન્ય૦
બાળક હો બંદગી કરી લે, સંત–ચરણુમાં સાન મીલે;
અમર પુરુષકું યાદ કરી લે, જનમ–મરણુકા ભેદ ટળે. શૂન્ય૦
ગુરુમુખ કોઈ ગોતી લેના, નર નૂગરાને નહિ જ જડે;
દોઈ કર જોડી **લખમો** બોલ્યા, ખોજ કરો તો ખબર પડે. શૂન્ય૦

૫

સચરાચરમાં જેને સદ્દગુરુ મળિયા, હાં! હાલ મરતાના નહિ અટકે!
આઠે પહોરના ભરે અજપા, તો ખરી વાત દિલમાં ખટકે! સ૦
રણુંકાર જોઈ જેણે રમત માંડી, હાં! ગગન ગોળીઓ ગટકે!
વચન સ્વરૂપી વાજાં રે વાગે! અલખ–નૂરી જન ત્યાં રટકે! સ૦
અગમ–નિગમમાં મારે ગુલાંટાં, હાં! હરિરસ પીતાં નહિ અટકે;
એવા સ્વરૂપી જાય સભામાં, તો મેરામણુમાં એ મટકે! સ૦
નૂર દોર પર નટવા ખેલે, હાં! સુરતા મેલી નહિ સટકે;
ભજન સાંભળી કરે ભડાકા, વચન વિવેકી નહિ વટકે! સ૦
સળંગ સૂતર મારો સદ્દગુરુ જાણી, હાં! રાત–દિવસ એને રટવે;
કહે **લખમણદાસ** કર મન સાચા, તો પવન સ્વરૂપી પ્રગટ છે! સ૦

૬

સદ્દગુરુ મળિયા મારા સંશય ટળિયા,
મારી બે' ને ભ્રમણાયું ભાંગી જી, હો રે હો ભાંગી જી! સદ્દગુરુ૦
હું તો ગભરુ રે બાળા કાંઈ નવ જાણું,
મારી સુરતા સાહેબ શું લાગી જી, હો રે હો લાગી જી! સદ્દગુરુ૦
બીજળી બંધૂકડી ને પ્રેમના પલીતા,
અમને જ્ઞાનની ગોળિયું લાગી જી, હો રે હો લાગી જી! સદ્દગુરુ૦
નાભિ–કમળસે સંતો નાવ ચલત હૈ!
ત્યાં ઝળહળ જ્યોતું જાગી જી, હો રે હો જાગી જી! સદ્દગુરુ૦

શૂરા હશે રે તે તો સન્મુખ રહેશે,
બોલ્યા કાયર જાશે ભાગી જી, હો રે હો ભાગી જી! સદ્દગુરુ૦
કહે લખમોજી સંતો કરમણને ચરણે,
અમને સંત મળ્યા છે સોહાગી જી, હો રે સોહાગી જી! સદ્દગુરુ૦

## લાખા લોયણ

૧

જી રે લાખા! પ્રથમ સદ્દગુરુજીના પાય પૂજીને જી હો જી;
તમે મનવાંછિત ફળ માગો રે હાં!
જી રે લાખા! હાણ ને લાભ તમે મેલી દીયોને જી હો જી;
અને મોહ-નિદ્રાથી જાગો રે હાં!
જી રે લાખા! માન મેલી ગુરુને ચરણે નમીએ જી હો જી;
અને મન ગુરુને અર્પો રે હાં!
જી રે લાખા! હરિને જાણવાનો એક જ મારગ છે હો જી;
એનું છે તે એને લઈ સોંપો રે હાં!
જી રે લાખા! અનભે' ભક્તિની ઇચ્છા કરો, તો જી હો જી;
તમે સદ્દગુરુને શીશ નમાવો રે હાં!
જી રે લાખા! માંડ કરીને મનુષ્યાદેહ મળિયો જી હો જી;
ફરી અવર નહિ આવે આવો રે હાં!
જી રે લાખા! મન-કર્મ-વચને કરી સદ્દગુરુને સેવો જી હો જી;
પ્રેમ-ભક્તિ અનુભવ લેવા રે હાં!
જી રે લાખા! શેલર્ષીની ચેલી સતી લોયણ બોલ્યાં જી હો જી;
માથે ધારો સદ્દગુરુ દેવ પૂરા રે હાં!

૨

જી રે લાખા! સદ્દગુરુના પદનો કોઈ પાર ન પામે જી હો જી;
જેને શિવ-ઉમિયાજી વખાણે રે હાં!

જી રે લાખા! મોટા મોટા મુનિ જેની આશા કરે છે જી હો જી;
તે પદ અનુભવે ઉરમાં આવે રે હાં!
જી રે લાખા! બ્રહ્માના પુત્ર સનકાદિક જેવા જી હો જી;
તેણે હંસને ગુરુ કીધો રે હાં!
જી રે લાખા! હંસના મુખેથી ઉપદેશ લઈને જી હો જી;
એણે મુક્તિનો મારગ લીધો રે હાં!
જી રે લાખા! શૂરવીર થઈને જે વચને ચાલે જી હો જી;
તે તો સદ્‌ગુરુનો મહિમા જાણે રે હાં!
જી રે લાખા! માન અંતરમાંથી મેલી કરીને જી હો જી;
અને વચન પ્રમાણે વરતે રે હાં!
જી રે લાખા! એવા અધિકારી જેને આવરણ ના'વે જી હો જી;
એ તો રહેણી–કહેણીના પૂરા રે હાં!
જી રે લાખા! શેલર્ષીની ચેલી સતી **લોયણ** બોલ્યાં જી હો જી;
તેને સદ્‌ગુરુ વચન સમજાવે રે હાં!

૩

જી રે લાખા! મૂળ રે વચનનો મહિમા બહુ મોટો જી હો જી;
એને સંત જ વીરલા જાણે રે હાં!
જી રે લાખા! વચન થકી જે કોઈ હોય અધૂરા જી હો જી;
તે તો પ્રેમરસને શું પિછાને રે હાં?
જી રે લાખા! વચન થકી તો બ્રહ્માએ સૃષ્ટિ રચાવી જી હો જી;
એ વચનથી પૃથ્વી ઠેરાણી રે હાં!
જી રે લાખા! ચૌદ લોકમાં એક વચન રમે છે જી હો જી;
તેને જાણે પુરુષ પુરાણી રે હાં!
જી રે લાખા! એ રે વચનની જેને પ્રતીતિ આવે જી હો જી;
એ તો કદી ચોરાશીમાં ના'વે રે હાં!
જી રે લાખા! વચનના ભરોસે જે કોઈ વરતે જી હો જી;
એની સુરતા શૂન્યમાં સમાયે રે હાં!

જી રે લાખા ! એ રે વચન મળે શિરને સાટે જી હો જી;
એ તો ઓછા માણસને ના કહેવું રે હાં !
જી રે લાખા ! સદ્‌ગુરુ આગળ શીશ નમાવી જી હો જી;
એના હુકમમાં હમેશાં રહેવું રે હાં !
જી રે લાખા ! આદિ અનાદિમાં વચન છે મોટું જી હો જી;
એને જાણે વિવેકી જન પૂરા રે હાં !
જી રે **લાખા** ! શેલર્ષીની ચેલી સતી લોયણ બોલ્યાં જી હો જી;
જેને નયને વસે છે નૂરાં રે હાં !

૪

જી રે લાખા ! હરિ–ગુરુ–સંતને તમે એકરૂપ જાણો જી હો જી;
એમાં જુદાપણું ઉરમાં નવ આણો રે હાં !
જી રે લાખા ! ગુરુમાં હરિ–હરિમાં ગુરુ એકમેક છે હો જી;
એમ એક જાણી રસ માણો રે હાં !
જી રે લાખા ! ગુરુના વિષે કદી અભાવ ના લાવો જી હો જી;
એ છે સમજણ મોટી રે હાં !
જી રે લાખા ! જ્યાં લગી ગુરુમાં વરણભેદ ભાળો જી હો જી;
ત્યાં લગી વાતું છે ખોટી રે હાં !
જી રે લાખા ! ગુરુ ને ગોવિંદ કદી નથી જુદા જી હો જી;
એવો ભરોસો ઉરમાં આવે રે હાં !
જી રે લાખા ! મૂળ રે વચનનાં એ છે અધિકારી જી હો જી;
એને ખચિત ભજન દિલમાં ભાવે રે હાં !
જી રે લાખા ! ગુરુચરણુના જે છે વિશ્વાસી જી હો જી;
તે તો રહેણી–કહેણીના ખાસા રે હાં !
જી રે લાખા ! શેલર્ષીની ચેલી સતી **લોયણ** બોલ્યાં જી હો જી;
એ તો કદી પડે નહિ પાછા રે હાં !

૫

જી રે લાખા ! બ્રહ્મમાં ભળવું હોય તો હેત વધારો જી હો જી;
અને મનના પ્રપંચને મેલો રે હાં !
જી રે લાખા ! નૂરત–સૂરતથી કરી લ્યોને મેળા જી હો જી;
અને ફળની ઇચ્છાને ત્યાગો રે હાં !
જી રે લાખા ! તરણા બરોબર આ જગતની માયા છે હો જી;
એને જાણુજો મનથી જૂઠી રે હાં !
જી રે લાખા ! કાળને ઝપાટે એ તો ઝડપાઈ જાશે જી હો જી;
ત્યારે જીવડો તે જાશે ઊડી રે હાં !
જી રે લાખા ! જાગીને જોશો તો તમને ઈશ્વર મળશે જી હો જી;
ત્યારે તો મનની ભ્રાંતિ ભાંગી પડશે રે હાં !
જી રે લાખા ! સંકલ્પ–વિકલ્પની ગાંઠું બંધાણી જી હો જી;
એ તો ગુરુવચનથી ગળશે રે હાં !
જી રે લાખા ! હાર ન પામો તમે હિંમત રાખો જી હો જી;
અને ગુરુવચન રસ ચાખો રે હાં !
જી રે લાખા ! શેલર્ષીની ચેલી સતી લોયણ બોલ્યાં જી હો જી;
તમે વચન સમજીને સુખ માણો રે હાં !

૬

જી રે રાણી ! મૂળ વાસના જેની બ્રહ્મમાં ભળી છે જી હો જી;
એનું નામ જીવન્મુક્ત ભોગી રે હાં !
જી રે રાણી ! સંકલ્પ–વિકલ્પ જેના સમાઈ ગયા છે જી હો જી;
એ તો પોતે બ્રહ્મરસ ભોગી રે હાં !
જી રે રાણી ! કેવળ અભ્યાસી પરિપૂરણ પોતે જી હો જી;
આઠે પહોર સમાધિમાં રહેવે રે હાં !
જી રે રાણી ! ચિત્ત સંવેદન જેનું સમાઈ ગયું છે જી હો જી;
એ તો અક્ષરાતીત કહાવે રે હાં !

જી રે રાણી! વાદવિવાદ જેનો મટી ગયો છે જી હો જી;
એ તો પૂરણ બ્રહ્મ છે પોતે રે હાં!
જી રે રાણી! અનહદ ઘરમાં જેની સુરતા રમે છે જી હો જી;
એ કળા નવ જડે જોતે રે હાં!
જી રે રાણી! તેત્રીસ દેવ તેનાં ચરણમાં લોટે જી હો જી;
અષ્ટ સિદ્ધિ છે એની દાસી રે હાં!
જી રે રાણી! અખંડ અનાદિ અજન્મા છે પોતે જી હો જી;
તેણે તોડી માયાની ફાંસી રે હાં!
જી રે રાણી! જે ઘરથી અજાણ હતો તે ઘર આવ્યો જી હો જી;
ત્યારે ભવનો ફેરો ફાવ્યો રે હાં!
જી રે રાણી! શેલર્ષીની ચેલી સતી **લોયણ** બોલ્યાં જી હોજી;
ત્યારે વ્યાપમાં આપ સમાયો રે હાં!

૭

જી રે રાણી! શુદ્ધ સ્વરૂપમાં જેનું લક્ષ લાગ્યું જી હો જી;
તેને કેવળ પદ દૃષ્ટિએ આવે રે હાં!
જી રે રાણી! તત્ પદ ત્વં પદ મેલી કરીને જી હો જી;
એ તો અસિ પદમાં સુરતા સમાવે રે હાં!
જી રે રાણી! ધ્યાતા–ધ્યાન–ધ્યેયની ત્રિપુટી જ્યાં ન મળે જી હો જી;
તે તો અખંડ ધ્યાની કહાવે રે હાં!
જી રે રાણી! જીવ–ઈશ્વરની જે ભ્રાંતિને ભાંગે જી હો જી;
તેને લોક પરલોક નજરે ના'વે રે હાં!
જી રે રાણી! અસલ યોગની જેણે જુક્તિને જાણી જી હો જી;
એને સાક્ષાત્કાર બની આવે રે હાં!
જી રે રાણી! પરા, પશ્યંતી, મધ્યમા ને વૈખરી વાણી જી હો જી;
એ ચારેથી જુદો કહાવે રે હાં!
જી રે રાણી! સ્થૂલ, સૂક્ષ્મ કારણ–મહાકારણ સમાવે જી હો જી;
એક આત્મા અભેદ નજરે આવે રે હાં!

જી રે રાણી! અખંડ સુખમાં અલમસ્ત ફરે છે જી હો જી;
ત્યાં દ્વૈતપણું અંતર નવ આવે રે હાં!
જી રે રાણી! શેલર્ષીની ચેલી સતી લોયણ બોલ્યાં જી હો જી;
એ તો વ્યાપમાં આપ સમાવે રે હાં!

## લાલદાસજી

1

જેને ઇચ્છા હોય રે હરિ મળવા તણી રે, તે તો સેવો સદ્‌ગુરુ સાધુ ચરણ;
ચરણ પ્રતાપે રે સંત સંગત મળે રે, ત્યારે તો ટળે રે જન્મમરણ.
ગુરુ ગોવિંદ વચ્ચે રે ભેદ નવ આણવો રે, ગુરુ ગોવિંદ ગોવિંદ ગુરુ એક;
અગ્નિ ને અર્ક રે આખર એ નહિ રે, એણી રીતે જાણી લેવો રે વિવેક.
સંત–સદ્‌ગુરુને રે બરાબર જાણિયે રે, ખરે દિલે સાધુની કરવી સેવ;
કૃત્ય તો તેનાં રે સામે જોવું નહિ રે, મનસા શુદ્ધ માની લેવા ગુરુદેવ.
ઊંચ કે નીચ રે ગુરુને નવ જાણિયે રે, અવર્ણ હોય તો યે કરવી સેવ;
આદ્ય પૂર્વની રે વાત મને સાંભળી રે, નારદે ઢીમર કર્યા ગુરુદેવ.
સાધુ સંગ વિના રે અર્થ સરે નહિ રે, સંતની સંગત કરજો જોઈ;
સંત પ્રતાપે રે પરમાત્મા મળે રે, તેથી કાળ કર્મ નડે નહિ કોઈ.
આપે જ્ઞાન કથે રે શુદ્ધ આવે નહિ રે, પર જ્ઞાન વિના પડે નહિ બૂજ;
ગુરુગમ પાખી રે પાર પાવે નહિ રે, તે વિના કોં' કાળે ન આવે રે સૂઝ.
સાધુસંગ વિના રે સંત ન નીપજે રે, આગે સંત થયા તે સંતપ્રતાપ;
સતસંગ પાખી રે પાર આવે નહિ રે, ગુરુગમ વિના ઓળખે નહિ આપ.
સાધુની તો સંગે રે મીરાંને મોહન મળ્યા રે, વિખ ફીટી નેથયું અમૃત;
પ્રથમ હરિ પૂજે રે સાધુ સેવ્યા વિના રે, તેની મારો વહાલો ન કરે સૂર્ત.
સાધુને તો નિંદે રે વંદે મારા નાથને રે, તેની મારો વહાલો ન માને સેવ;
ભૂધરને છોડી રે સાધુને સેવશે રે, તેની હરિ પૂજા ન માને તતખેવ.
ધન્ય ધન્ય તેને રે સાધુની સેવા કરે રે, ખરે ચિત્તે રાખીને રે ઉલ્લાસ;
હરિ હરિજન રે એક જ જાણિયે રે, સદ્‌ગુરુ સેવો કહે લાલદાસ.

૨

તમે અલખ અરૂપી દેવ, મેં દાસ કહાવું રે;
એક લીલા તે અગમ અપાર, પ્રેમે ગાઉં રે. તમે૦
ત્યાં તો પ્રેમતણી અનંત વર્ષા વરસે રે;
કંઈ હોયે અમારાં અંગ સોજન પરસે રે. તમે૦
એક લીલા તે અદ્ભુત આઠ અંગમાં દેખાડે રે;
પછી કાલિંગાનો વાસ ત્યાં થકી કહાડે રે. તમે૦
એ તો કહેતાં ના'વે પાર અપરંપરા રે;
ત્યાં તો કોઈ જ વીરલા દેવ જાનનહારા રે. તમે૦
મધ્યે અલખ બિરાજે આપ સદા યે સોઈ રે;
ત્યાં તો ઋષિ મુનિ ને દેવ ન પહોંચે કોઈ રે. તમે૦
એ તો પિંડ બ્રહ્માંડથી દૂર ખ્યાલ બતાવે રે;
ત્યાં તો ચાંદો ને સૂરજ દોય દર્શન ના પાવે રે. તમે૦
એ તો બાવન અક્ષરથી પાર પારથી ન્યારા રે;
**લાલદાસ** કહે ત્યાં વાસ સદાય હમારા રે. તમે૦

૩

ભાવનો ભૂખ્યો ભૂધરો, ભાવે હોય તે લાવો;
કાચી ભાજી આરોગશે, તેનું દુઃખ નહિ કે દાવો. ભાવનો૦
ભાજી માટે રાજી થયા, મેવા મેલ્યા અધૂરા;
વિદુરજી પર કિરપા કરી, એવા પ્રીતિના પૂરા. ભાવનો૦
તાંદુલા માટે દાસનાં દારિદ્રય રે ભાગ્યાં;
સુદામા ઉપર કિરપા કરી જ્યારે ભાગ્ય રે જાગ્યાં. ભાવનો૦
અન્ન આરોગ્યાં દાસીનાં, દુઃખ નજરે ન આણ્યાં;
કરમાબાઈ ઉપર કિરપા કરી, ચૌદ લોકમાં જાણ્યાં. ભાવનો૦
બોરાં આરોગ્યાં નારનાં, એનાં કારજ સાર્યાં;
દેવતાઓને દૂભવી એનાં માન વધાર્યાં. ભાવનો૦

વિખ આરોગ્યાં નારનાં, રાયનાં માન ગાળ્યાં;
મીરાંબાઈ ઉપર કિરપા કરી દુ:ખ દોહ્યલાં ટાળ્યાં. ભાવનો૦
કહે **લાલદાસ**,એ જોગિયો મારે અંગ રે વસિયો;
હેત સંતનકો જોઈને ઘણો અંતર હસિયો. ભાવનો૦

૪

મૂળ મહેલમાં ગણપતિ સમરું, પૂજે પરસન થાય!
જ્ઞાનતણા ઘોડા શણગારું, તો ચડે નિરંજન રાય;
ઘટમાં આતમરામ જગાય! કુબુદ્ધિને કાઢો તો સુખ થાય. ઘટમાં૦
શીલ–સંતોષે જ્યારે શૂન્ય–ગઢ ચઢિયા, સત્ સમશેર બજાય;
કામ ક્રોધકું પકડ બાંધ કર, જેમ ખરી કસણી કસાય. ઘટમાં૦
તેજ તોપ ઔર હરદમ દારુ ગોળા શબ્દ લગાય;
મોહ ભરમકા ભાંગો મોરચા, જિતકર થાણા થપાય. ઘટમાં૦
આપુ રે મીટે ને સંશય છૂટે, શૂરા સાચ કમાય;
હુકમી ચાકર હજૂરી હાજર, અમરપટા લિખવાય. ઘટમાં૦
હરિકા બંદા છોડી દે ફંદા, પહોંચે પરસન થાય;
નિરાધાર પ્રભુ અંતર્યામી! વાકો શીશ નમાય. ઘટમાં૦
દયા–મહેર મેરે સદ્‌ગુરુ કીની, જે કોઈ ખાંતે ધાય;
**લાલ** કહે મેં કછુ ન જાનું, રવિ-ભાણ-કબીર ગાય. ઘટમાં૦

૫

રામ શબ્દની માળા જપો, તો પ્રાણી છૂટે જનમ–જંજાળા,
સદ્‌ગુરુ રામ શબ્દની માળા જી!
કરી લેને કૂંચી જ્ઞાનકેરી, તો ખૂલે વજ્રમય તાળાં જી;
એ રે તાળાંને તમે દૂર કરો તો, ભાઈ, ઘટ ભીતર અજવાળાં. સદ્‌ગુરુ૦
આ ઘટ ભીતર, પરગટ ગંગા, તો કોણ કરે પથરા પાળા જી?
એ રે ગંગામાં તમે નહાવ અખંડા, મત નહાવ નદિયો–નાળાં. સદ્‌ગુરુ૦
આ ઘટ ભીતર બુદ્ધિ સમંદર, તેમાં તે નવ નેજાળાં જી;
એ રે સાયરમાં હીરા, ને માણેક ખોજે ખોજનહારા. સદ્‌ગુરુ૦

હરિ સમરો તો પાતક પ્રજળે, સંતન કરી લ્યોને ચારા જી;
**લાલદાસ** સદ્‌ગુરુને વચને, નિર્ગુણ પંથ નિયારા. સદ્‌ગુરુ૦

૬

હરિ! મારે મંદિરે પધારજો! મોહન મોરલીવાળા રે;
આવો રે દિવસ ક્યારે આવશે? હરિ! મુખે કહેતા તે જાવ રે! હરિ૦
સૂનાં ભવન, સ્વામી! તમ વિના, પિંડ છોડી પ્રાણ જાય રે;
તે ગતિ થઈ આ અમ તણી, વેગે પધારો વૈકુંઠરાય રે! હરિ૦
પ્રેમ–પારસ મારા હાથમાં, હરિ મુખે માગીને લેતા રે;
આણી રે શેરી ને આણી વાટડી, વા'લોજી કાંઈ કાંઈ કહેતા રે! હરિ૦
વહાલ કરીને પધારજો, જ્યાં હોય ભક્તિ ને ભાવ રે!
**લાલિયા** રંકને હેત ઘણું, હરિ મારા! દર્શનનો લ્હાવ રે! હરિ૦

## વિશ્રામ

૧

આજ મોહે આનંદ અદ્‌ભુત આયા! સદ્‌ગુરુને ભેદ બતાયા. ટેક
સોહં અજપા જાપ જપાયા, સુરતા શૂન્ય ઘર લાયા;
ઇંગલા, પિંગલા કે મધ્યમેં આસન, સુખમય ધ્યાન લગાયા. આજ૦
રણુંકારમેં ચિત્ત બઢાયા, ત્રિકુટી તાર સંધાયા;
ભમર ગુફામેં ભ્રમર ગુંજન હે, અનહદ નાદ સુનાયા. આજ૦
શ્યામ, સુફેદ, લાલ રંગ નીલા, પીલા રંગ પરખાયા;
યે સબ પાંચ તત્ત્વકે ગુણ હૈં, ઉસ પર આતમ પાયા. આજ૦
બાહિર–ભીતર સબ ઘટ દેખા, દ્વિતીયા ભેદ મિટાયા;
કહે **વિશ્રામ** ભયા મન મગના, પ્રેમ ચરણ ગુણ ગાયા. આજ૦

૨

પ્રેમે દીયા પરવાના, અબ મન મગન ભયા મસ્તાના. ટેક
શીલ–સમશેરુ, બુદ્ધિકા બખ્તર, ધીરપ ઢાલ ધરાના;
ક્રિયા–કટાર કમર પર બાંધી, ગગન ચલા ગુલતાના. અબ૦

અધર તખ્ત પર આસન કીના, નૂરત–સૂરત નિશાના;
અનહદ ધૂન અખંડિત બાજે, ઝિલમિલ જ્યોત દરસાના. અબ૦
અહોનિશ એલે આતમદર્શી, હોવે બ્રહ્મ સમાના;
બાહિર–ભીતર સબ ઘટ વ્યાપક, અલખ પુરુષ ઓલખાના. અબ૦
સન્મુખ સદ્‌ગુરુ હૈ સચરાચર, નયન કમલ નિરખાના;
કહે **વિશ્રામ** પ્રેમકા બાલક, સંતચરન સુખધ્યાના. અબ૦

3

સાધો! દેખ અદ્દર ઝણકારા, જાકા ભેદ વેદસે ન્યારા! ટેક
સદ્‌ગુરુ મળિયા ને શબ્દ સુણાયા, તંત મળ્યા એકતારા!
હરદમ ધ્યાન લગા હરિધ્યાને! ખુલ ગયા અગમદ્વારા. સાધો૦
શૂન્ય–શિખર પર ધ્યાન લગાયા, સોહં શબ્દમેં પ્યારા;
ઝળહળ જ્યોતિ નિશદિન ઝળકે સાહેબકે દરબારા. સાધો૦
નૂરતે–સૂરતે નીરખે જોગી! સોઈ સદ્‌ગુરુકા પ્યારા;
ગુરુ–ગમ વિના ખોજ ન પાવે! નૂગરા હોત ખુવારા. સાધો૦
કહે **વિશ્રામ** નૈનસે નીરખ્યા, સદ્‌ગુરુ પ્રેમ હમારા;
સેવક જાણી ચરણુમાં રાખો! દર્શ દીયો દીદારા. સાધો૦

## લાધા

1

પરમ ગુરુને ગોવિંદ કરી જાણો, ભિન્નભાવ હૃદે નવ આણો;
પૂજે પરસન થાય છે પાંણો, તો બોલનહારાને જાણજો રે જી.
બોલતા પુરુષની બૂજવી વાણી, સમસ્યામાં સંત બતાવે નિશાની;
પલમેં પરખાવે પુરુષ પુરાણી, તો તન–મન તેને સોંપીએ રે જી.
ઘટ ભીતર એક જડી છે મેડી, સુરતા નીસરણીએ ગુરુગમે ચડી;
લાલચ મૂકીને લાલ શું લડી, તો તરવેણીના તીરમાં રે જી.

ગગન-ગુફામાં તો ગુરુજી રે બેઠા, સોહં શબ્દ બોલે છે મીઠા;
દસમે દ્વારે સ્વે પરબ્રહ્મને દીઠા, તો જાત્ય જડી જીવ શિવ થયો રે જી.
જીવતણું ગુરુ જોખમ ટાળે, ખટ ચક્ર વેધી ચડાવે ગુરુ માળે;
ત્રિવિધ તાપ આ તનના ટાળે, તો ભળાવે સાતમી ભોમી રે જી.
રવિ-શશિ વિના રે વાયુ છે વાણુ, નિરભે' નાણાનું ઊઘડયું છે ખાનું;
ધનવંતા પ્રભુને શું રે વખાણું, તો જે રે જોઈએ તે વા'લા વડે રે જી.
સ્થાવર જંગમ વ્યાપક વા'લો, ઠામ નથી રે અણું એક ઠાલો;
પાંચ પચીસ પ્રકૃતિને વારો, તો વા'લો નથી વેગળા રે જી.
ઘટ ભીતર ઘર જડિયું છે મારું, ઊગ્યો અર્ક ને ટળ્યું રે અંધારું;
પુરુષ શિવજીને શું રે વખાણું, તો અણછતો **લાધો** ઓચરે રે જી.

## વિષ્ણુદાસ

૧

કહાંસે આયા કહાં જાયગા, ખોજ કરો અગલે ઘરકી;
સદ્‌ગુરુ મીલે તો સાન બતાવે, ખોલ દેવે અંતર ખટકી. કહાંસે૦
છાપ તિલક ધરે માળા મુદ્રા, તીરથ વ્રત મરે ભટકી;
ગાવે બજાવે, લોક રિઝાવે, ખબર નહિ અપને ઘટકી. કહાંસે૦
બાહેર બગ-ધ્યાની હો બેઠે, અંતર સૂરત ચલી ચટકી;
ઉપર બંદા ભીતર ગંદા, મન મેલા મછલી ગટકી. કહાંસે૦
કાજી કુરાન કિતાબ વખાને, જીવ જીભે કરે જટકી;
હરદમકી હિકમત નવ બૂઝે, પકડ મુરઘીકું પટકી. કહાંસે૦
હિંદુ તુરકાં દોનું ભૂલે, ખટપટ ટળી નહીં ખટકી;
જોગી જંગમ શેખ સંન્યાસી, લાલચ માંહી રહ્યા લટકી. કહાંસે૦
બિના સમજ સબ જ્યાં ત્યાં દૌડે, ચેતનકી ન લહે ચટકી;
**વિષ્ણુદાસ** બેહદકે વાસી, આવરણુમેં ન રહે અટકી. કહાંસે૦

## શીતળ

૧

બા'ના કેરી લજ્જા રે ! ગુરુ તમે રાખજો રે જી !
મારે નથી તમ વિણુ કોઈની આશ. બા'ના૦
કામ ને ક્રોધ રે મોહ–મમતા ઘણી રે જી;
તેણે કરી શાંતિ ન પામે આ જીવ. બા'ના૦
લાલચે લપટાયો રે, લોભે લેવાઈ રહ્યો રે જી;
અને આશા – વેલી વાધી છે રે અપાર. બા'ના૦
તૃષ્ણા વધે છે રે, કલ્પના તો બહુ થઈ રે જી;
અચાનક આવી જો પહોંચશે કાળ ! બા'ના૦
બા'નુ-બિરદ જાણી રે સેવકને સંભાળજો રે;
જોશો નહિ અવગુણ મારા લગાર. બા'ના૦
**શીતળ**ના સ્વામી રે હરિ–ગુરુ લાલ છો રે;
રાત–દિવસ ગુરુ હરદમ લેજો સંભાળ ! બા'ના૦

## શંકર ભગત

૧

જુઓ જગબંધનની જેલ જી !
જગબંધનની જેલ, એને તોડવી મુશ્કેલ. જુઓ૦
પ્રેમદા પૈસો—એ બેડિયું, પગમાં જડેલ જી;
સંતાનરૂપી હાથે કડિયું, ભીંચીને ભીડેલ. જુઓ૦
કાળ, ક્રોધ, મોહ ને મમતા, તેમાં તો રહેલ જી;
અજ્ઞાનરૂપી જેલર આડો, આડે પહોર ઊભેલ. જુઓ૦
વૈભવરૂપી કિલ્લો વાંકો, દ્વાર મોહનાં દીધેલ જી;
તૃષ્ણારૂપી તાળાં જબરાં, આશાથી જડેલ. જુઓ૦

એ રે જેલને તોડવા કાંઈ, મોટા મોટા મથેલ જી;
પરાશર ઋષિ ભાગિયા, જેને પાછળથી પકડેલ. જુઓ૦
એ રે જેલને તોડવી, એ તો ખરાખરીનો ખેલ જી;
દાસ **શંકર**ને ગુરુ-પ્રતાપે ખેલ થઈ રહ્યો સે'લ! જુઓ૦

૨

પરમ સુધારસ પાન, કિયો જિન પરમ સુધારસ પાન રે;
તાકી છાક રહત નહીં છાની, મહાસુખમેં મસ્તાન રે. પરમ૦
અનુભવ લે'ર લગી મન જાકે, છૂટો તન-અભિમાન રે;
સહજ સમાધિ અખંડિત તાકે, દૃષ્ટિ સર્વ સમાન રે. પરમ૦
મહારસ મોદ મુદિત મતિ જાકી, કબહુ ન હોત કૃપન રે;
સુરપતિ રંક સરીખા તહીં ભાસત, કાયા કીટપુરી જાન રે. પરમ૦
અદ્‌ભુત આત્માવેત તે બૂજત, વેદ ન શકત બખાન રે;
પૂરણ પુણ્ય કૃપા મિલ આઈ, દીયો ફલ અવસાન રે. પરમ૦
દૃઢ વૈરાગ્ય ઉપરતિ સંવિત, તીનોં એક મિલાન રે;
શા'મ મીલે પૂરણ સુખ પાવે, **શંકર** ભાગ્ય પ્રમાન રે. પરમ૦

૩

હંસા! નેણાં કેરને નાભિ હસે, જેનાં દર્શનથી દુઃખ જાય;
દુર્લભ એવા સંત છે. ટેક
હંસા! ભમરી જેવી જેની ભાવના, કરી પોતાના રૂપ રાજી થાય. દુર્લભ૦
હંસા! વાણી જેની છે અમૃત જેવી, પીતાં આવે અમીના ઓડકાર. દુર્લભ૦
હંસા! નિર્મળતા જેના નયનમાં, દોષદૃષ્ટિ નવ હૈયે લગાર. દુર્લભ૦
હંસા! બ્રહ્મરૂપ ભાળે બ્રહ્માંડને, જેની વૃત્તિ અખંડ બ્રહ્માકાર. દુર્લભ૦
હંસા! દાસ **શંકર**ની વિનતિ, જેની મહેર થતાં બેડો પાર. દુર્લભ૦

૪

હંસા! ગઈ'તી ગુરુજીના દેશમાં, જ્યાં છે ઝળહળ જ્યોત પ્રકાશ;
અગમ ઘેર જઈ ચડી. ટેક
હંસા! અલખને જોતાં થઈ આંધળી, તૂટ્યા જન્મ-મરણના પાસ. અગમ૦

હંસા! પાંગળી થતાં પર્વત ચડી, બહેરી થાતાં સૂણ્યા અનહદ નાદ. અગમ૦
હંસા! પાય વિના મેરુ તોળિયા, જીભ વિના તે ચાખ્યા સ્વાદ. અગમ૦
હંસા! 'હું ને મારું'ના હવન કર્યા, હવે થઈ રહી હૈયામાં હાશ. અગમ૦
હંસા! મસ્ત હું શિવ સ્વરૂપમાં, હવે કહોને કોની હોય આશ? અગમ૦

## સત્તારશા

૧

એવી પ્યાલી પીધી મેં તો, મારા સદ્ગુરુના હાથે રે;
પીતાં મારે પ્રીત બંધાણી, મારા પ્રીતમની સંગાથે રે. એવી૦
પ્રેમતણી લાગી છે અગ્નિ, એ તો પ્રકટી હાડે હાડે રે;
અણસમજુ અજ્ઞાની મુજને ગાંડી ગણીને કહાડે રે. એવી૦
પ્રેમે સદ્ગુરુ મુજને મળિયા, મારો સફળ થયો જન્મારો રે;
હું ગાંડી કે દુનિયા ગાંડી? જ્ઞાની આપ વિચારો રે. એવી૦
સ્વામીના તો સુખને, એની, પરણેલી સ્ત્રી જાણે રે;
શું સમજે કુંવારી કન્યા? એ તો પિયરિયું જ વખાણે રે. એવી૦
દાસ **સત્તાર** સદ્ગુરુ પરતાપે, પરણી મોજો માણે રે;
જોવું હોય પિયુનું સુખ, તો પરણો વચન પરમાણે રે. એવી૦

૨

દેહ–દેવલમેં દેવ બિરાજે, મૈં દરશનકો જાવું જી રે. ટેક
દર્શનકો જાવું ને દેવ મનાવું, દર્શન કરું તો ભોજન પાઉં;
શીશ ચરણમેં નમાઉં જી રે. દેહ૦
દયા, ધરમકો સંગ લે જાવું, પ્રેમકે પુષ્પ પિયાકો ચડાઉં;
નિર્મલ જલસે ના'ઉં જી રે. દેહ૦
પાંચ પચીસકો બસ કર રાખું, પિયુ પિયુ નિત્ય પ્રેમસે ભાખું;
જ્ઞાન–ગુરુકો જગાવું જી રે. દેહ૦
નાભિ–કમલસે ચલકર જાઉં, સુષુમ્ણપુરમેં સેજ બિછાઉં;
અનહદ નાદ બજાઉં જી રે, દેહ૦

બસ્તીકો છોડું ને બનમેં ના દોડું, પ્રીત લગી પલભર નવ તોડું;
કોલ-બચનકો નિભાઉં જી રે. દેહ૦
દર્શનકો જાઉં મૈં છાને છાને, ભેદકી બાત કોઈ નવ જાને;
આપમેં આપ સમાઉં જી રે. દેહ૦
દાસ **સત્તાર** દરશ કર લેના, ભેદકી બાત કિસીસે ન કહેના;
ધ્યાન ધણીકા લગાઉં જી રે. દેહ૦

૩

સદ્ગુરુ જેના સાચા રે, તે તો સહુને સરખા ગણે!
સાચી તેની વાચા રે, મુખથી જૂઠું નહિ ભણે! સદ્ગુરુ૦
કોઈ બ્રાહ્મણ, કોઈ વાણિયા, કોઈ સૈયદ, કોઈ શેખ;
જ્ઞાન કરીને જોઈ લ્યો, ભાઈ, આત્મા સહુનો એક!
નાત પડી ગઈ જુદી રે, પણ માતા સહુને સરખાં જણે! સદ્ગુરુ૦
જ્યાંથી હિંદુ આવિયા, ત્યાંથી આવ્યા મુસલમાન;
ત્યાંથી પારસી, ત્યાંથી યાહુદી, ત્યાંથી કિરસ્તાન!
અજ્ઞાનીને મન જુદાં રે, પણ જ્ઞાની કોને જુદાં ગણે? સદ્ગુરુ૦
મહેતાજીએ પહેલાં શીખવ્યું એકડે એક તે 'એક'!
'બગડે' એથી બગડી જઈને, એકના બન્યા 'અનેક'!
એક પ્રભુને જાણી રે ભક્તિ કરો શાંતપણે! સદ્ગુરુ૦
વટાલ શબ્દનો અર્થ ન જાણે, ને કહે વટલી જઈશું, ભાઈ!
ભંગી બ્રાહ્મણ ઘરે વટલી જાય, એ છે કેવી નવાઈ!
ભેદ એનો છે ઊંડો રે; એ રસ્તો છે, ભાઈ, દૂર ઘણો! સદ્ગુરુ૦
'બાપીકો ધર્મ કેમ છૂટે'? એમ મુખથી સહુ કોઈ ગાય;
બાપ શબ્દનો અનર્થ કરીને અજ્ઞાને અથડાય!
જ્ઞાની મુક્તિ પામે રે, અજ્ઞાની ભૂલો પડીને ભમે! સદ્ગુરુ૦
કડવું ઓસડ રોગને કાપે, અજ્ઞાનને કાપે જ્ઞાન!
દાસ **સત્તાર** તો સાચું કહે છે, સમજો ચતુરસુજાણ!
કાયર થઈ શું બેઠા રે? શૂરવીર થઈને ચઢો રણે! સદ્ગુરુ૦

૪

સાધુ ! વો નર હમકો ભાવે ! ટેક
દુઃખ ઔર સુખમેં આનંદ રહેવે, હરદમ હર ગુન ગાવે. સાધુ૦
પરનારી પરધનકો ત્યાગે, સતકી રોજી ખાવે;
તન, મન ઔર બચનસે કોઈ જીકો નાહીં દુઃખાવે. સાધુ૦
કર સેવા સંસારકી ઉનકો સાચી રાહ દિખાવે;
ધર્મ કરતાં ધાડ આવે, તો હિંમત હાર ના જાવે. સાધુ૦
પરદુઃખભંજન હોકર રહેવે, ગુરુ–ગોવિંદ–ગુન ગાવે;
દાસ **સત્તાર** ગુરુ ગોવિંદ મીલકર, કાલકો માર હઠાવે. સાધુ૦

૫

હૃદયમાં વસ્તુ છે અણમોલી ! ટેક
તારા રે ઘટમાં પિયુ બિરાજે, જો તું અંતરપટ ખોલી. હૃદયમાં૦
સંત સમાગમ નિશદિન કરીએ, સાંભળીએ શુદ્ધ બોલી;
સજ્જનકેરા સંગમાં, ભાઈ, પ્રેમની પ્રગટે હોળી. હૃદયમાં૦
સત્ય સમશેર લઈને મારજો પાંચ–પચીસની ટોળી:
શુદ્ધ શબ્દો સંતોના, ભાઈ, પીજો ઘોળી ઘોળી. હૃદયમાં૦
ગુરુ કરી ગુરુચરણમાં રહેજો, લેજો શબ્દને તોળી;
દાસ **સત્તાર** ગુરુ પ્રતાપે વાગે જ્ઞાનની ગોળી. હૃદયમાં૦

૬

જ્ઞાની ગુરુ મળિયા રે, ગોળી તો મારી જ્ઞાનતણી;
કંચન કાયા કીધી રે, ગુરુ તો મારા પારસમણિ. જ્ઞાની૦
હું તો જનમની આંધળી, મને ગુરુએ આપી આંખ,
ગુરુચરણનું અંજન આંજ્યું, તો મટી ગઈ સહુ ઝાંખ;
આંખો ખોલી જોયું રે, ઘટ ઘટમાં બેઠો અલખ ધણી. જ્ઞાની૦
ગુરુના ગુણને હું શું ગાઉં, એ ગુણનો ન આવે પાર;
ગુરુ તો મારા આંખની જ્યોતિ, ગુરુ હૃદયના હાર,
ગુરુ દયાળુ દેવા રે, ગુરુકૃપા તો ઘણી રે ઘણી. જ્ઞાની૦

તન, મન, ધન, સદ્‌ગુરુને અર્પણ, હું તો ગુરુની દાસ,
ગુરુ ગરીબનિવાજ અમારા, પૂરે ગરીબની આશ;
ગુરુચરણમાં રહેવું રે, ગુરુ તો મારા ધીંગા ધણી. જ્ઞાની૦
ગુરુના દર્શન કરતાં નિશદિન, અડસઠ તીરથ થાય;
દાસ **સત્તાર** સદ્‌ગુરુની સેવા કરતાં હરખ ન માય. જ્ઞાની૦

## સમરથ

૧

કાયામેં મેરી ફિર ગઈ રામદુહાઈ. ટેક
શ્વાસોચ્છ્‌વાસ બિચ સોહં બોલે, સૂતો લિયો જગાઈ;
વિરહ વૈરાગ્ય વિભૂતિ તન પર, કાયામેં બંદે બંધાઈ. કાયામેં૦
સોઉં તબ નિદ્રા નહીં આવે, જાગ્રત સોઉં સદાઈ;
જાગ્રત સુપન, સુપન જાગ્રત, ઐસી રીત ચલાઈ. કાયામેં૦
શત્રુ–મિત્ર, મિત્ર ફિર શત્રુ, શત્રુ–મિત્ર સોહાઈ;
રાજા રંક, રંક ફિર રાજા, અબ આતમસુખ પાઈ. કાયામેં૦
પાંઉ બિન નૃત્ય કરત નિત્ય નારી, કર બિન તાલ બજાઈ;
અનહદ ઢોલ બાજત બેહદ પર **સમરથ** સુનત સદાઈ. કાયામેં૦

૨

જપો રે, મન, અજપા શિવરણ સાર ! ટેક૦
અજપા જાપ તાપ ત્રય બાળે, પાપપુંજ કરે પાર;
કામ, ક્રોધ, શત્રુ ઉર અંદર, છોડ ચલે સબ હાર. જપો રે૦
શ્વાસ શ્વાસ બિચ સોહં જપ લે, કર મત દેર લગાર;
રતન અમોલખ વકત જાત હૈ, મીલે ન વારંવાર. જપો રે૦
સોહં મંત્ર જપે શિવ નિશદિન, અજ, વિષ્ણુ, એકતાર;
સનક, જનક, શુકદેવને પાયા, ધ્રુવે પીયા નિરધાર. જપો રે૦
સોહં મંત્ર દીયો મેરે સદ્‌ગુરુ, અબ આયો ઇતબાર;
**સમરથ** રામમંત્ર યહી મુક્તિ, જપ લીજે નરનાર. જપો રે૦

## સરભંગી

૧

ધન્ય ગુરુ દાતા ને ધન્ય ગુરુ દેવા, મારા સદ્‌ગુરુએ શબ્દ સુણાયો જી;
ગુરુનો મહિમા પલે-પલે વખાણું, તો પ્રાશ્ચિત સઘળાં જાય જી.
સૂતો જગાડી મુજને દેશ દેખાડ્યો, ને અલખ પુરુષ ઓળખાયો જી;
બૂડતાં મારા ગુરુજીએ તાર્યો, ને જમને હાથેથી છોડાયો જી.
ખાલ કઢાવું મારા શરીરતણી, ને ઉપર સોનેરી રંગ ચડાવું જી;
જોડા શિવડાવી મારા ગુરુને પહેરાવું તો યે ગણુ-ઓશિંગણુ કેમ થાવું જી?
ગૌદાન દેવે મરને ભોમી દેવે, ભર્યાં કંચનના મહેલ લૂંટાવે જી;
કાશી ક્ષેત્રમાં ક્રોડ કન્યાદાન દેવે, પણ ના'વે મારા ગુરુજીને તોલે જી.
સદ્‌ગુરુ મળિયા મારા ફેરા રે ટળિયા, ને લખ રે ચોરાશી છોડાઈ જી;
ગુરુના પ્રતાપે બાવા **સરભંગી** બોલ્યા, મુજને મુક્તિનો માર્ગ બતાયો જી.

## સુજસ

૧

ચેતન! અબ મોહે દર્શન દીજે!
તુમ દર્શન શિવ સુખ પામીજે, તુમ દર્શન ભવ છીજે. ચેતન૦
તુમ કારન તપ સંયમ કિરિયા, કહો કહાં લૌં કીજે?
તુમ દર્શન બિન સબ યા જૂઠી, અંતર ચિત્ત ના ભીંજે. ચેતન૦
ક્રિયા મૂઢમતિ કહે જન કોઈ, જ્ઞાન ઔર કો પ્યારો;
મીલત ભાવ રસ દોઉ ન ભાખે, તૂં દોનોંતે ન્યારો. ચેતન૦
સબમેં હૈ ઔર સબમેં નાહિ, પૂરન રૂપ અકેલો;
આપ સ્વભાવે વે કિમ રમતો? તૂ ગુરુ અરુ તૂ ચેલો. ચેતન૦
અકલ અલખ પ્રભુ! તૂ સબરૂપ તૂ અપની ગતિ જાને!
અગમરૂપ આગમ અનુસારે, સેવક **સુજસ** બખાને. ચેતન૦

## સુરજગર

૧

ગુરુએ બગડેલો મનખો સુધારિયો, માંહેથી કપટી કાળંગાને મારિયો, હો જી.
ગુરુએ શબ્દ આલ્યો ઘાવ, એનો સુધો પડિયો દાવ,
ભક્તિ કરી લ્યો, ભાઈ!
તમને આવો રે અવસર ફરીને નહિ મળે હો જી. ગુરુ૦
સતની બાંધી લ્યો સમશેર, જુદ્ધ કરી લ્યોને ઘેર,
ગગન ઘડ લ્યોને ઘેર, ભાઈ!
પછી સુરતા હાલી રે ગુરુના દેશમાં હો જી. ગુરુ૦
તનમાં કરી લ્યો તપાસ, પરગટ બોલે આપણી પાસ,
જોયો સઘળામાં વાસ, ભાઈ!
પછી અસલ ઘરોની ખબરું પડી હો જી. ગુરુ૦
સદ્‌ગુરુ **સુરજગરનો** સંગ, એમના નામનો લાગ્યો રંગ,
અંતરથી ગાવે ઉમંગ, ભાઈ!
તારે જનમ મરણુનો ભે' ટળ્યો હો જી. ગુરુ૦

## સૂરદાસ

૧

અબકી ટેક હમારી, લાજ રાખો ગિરિધારી. ટેક
જૈસી લાજ રાખી અર્જુનકી, ભારત યુદ્ધ મઁઝારી,
સારથિ હોકે રથકો હાંકો, ચક્ર સુદર્શન ધારી;
ભકતનકી ટેક ન ટારી. અબકી૦
જૈસી લાજ રાખી દ્રૌપદીકી, હોન ન દીનિ ઉઘારી,
ખેંચત ખેંચત દો ભુજ થાકે, દુઃશાસન પચહારી;
ચીર બઢાયો મુરારિ. અબકી૦

**સૂરદાસ**કી લાજ રાખો, અબ કો હૈ રખવારી?
રાધે રાધે શ્રીવર પ્યારો, શ્રીવૃષભાનદુલારી;
શરણ તક આયો તુમ્હારી. અબકી૦

૨

અંખિયાં હરિ–દરસનકી પ્યાસી!
દેખ્યો ચાહત કમલનૈનકો, નિસિદિન રહત ઉદાસી. અંખિયાં૦
આયે ઊધો ફિરિ ગયે આંગન, ડારિ ગયે ગર ફાંસી. અંખિયાં૦
કેસરિ–તિલક મોતિનકી માલા, વૃન્દાવનકો વાસી. અંખિયાં૦
કાહૂકે મનકી કોઉ ન જાનત, લોગનકે મન હંસી. અંખિયાં૦
**સૂરદાસ** પ્રભુ! તુમરે દરસ બિન લેહોં કરવત કાસી. અંખિયાં૦

૩

ચરન–કમલ બન્દૌં હરિ રાઈ!
જાકી કૃપા પંગુ ગિરિ લંઘૈ, અંધેકો સબ કછુ દરસાઈ.
બહિરો સુનૈ, મૂક પુનિ બોલૈ, રંક ચલૈ શિર છત્ર ધરાઈ.
**સૂરદાસ** સ્વામી કરુનામય, બારબાર બન્દૌં તેહિ પાઈ.

૪

જૈસે રાખહુ વૈસેહિ રહૌં!
જાનત દુઃખ, સુખ સબ જનકે તુમ! મુખતે કહા કહૌં!
કબહુંક ભોજન લહૌં કૃપાનિધિ, કબહું ભૂખ સહૌં!
કબહુંક ચઢૌં તુરંગ મહાગજ, કબહુંક ભાર વહૌં!
કમલનયન ઘનશ્યામ મનોહર, અનુચર ભયો રહૌં!
**સૂરદાસ** પ્રભુ ભક્ત કૃપાનિધિ, તુમ્હરે ચરન ગહૌં!

૫

પ્રભુ! મોરે અવગુણ ચિત્ત ન ધરો.
સમદરસી હૈ નામ તિહારો, ચાહે તો પાર કરો. પ્રભુ૦

ઇક નદિયા ઇક નાલ કહાવત, મૈલો હિ નીર ભરો;
જબ મીલ કરકે એક બરન ભયે, સુરસરિ નામ પર્યો. પ્રભુ૦
ઇક લોહા પૂજામેં રાખત, ઇક ઘર બધિક પર્યો;
પારસ ગુણ અવગુણ નહીં ચિતવત, કંચન કરત ખરો. પ્રભુ૦
યહ માયા ભ્રમજાલ કહાવત, **સૂરદાસ** સગરો;
અબકી બેર મોહિં પાર ઉતારો, નહીં પ્રાન જાત ટરો. પ્રભુ૦

## ૬

સબસે ઊંચી પ્રેમ–સગાઈ!
દુર્યોધનકો મેવા ત્યાગો સાગ વિદુર ઘર પાઈ! સબસે૦
જૂઠે ફૂલ સબરીકે ખાયે બહુવિધ પ્રેમ લગાઈ!
પ્રેમ કે બસ નૃપ–સેવા કીન્હીં, આપ બને હરિ નાઈ! સબસે૦
રાજસૂ યજ્ઞ યુધિષ્ઠિર કીનો, તામેં જૂઠ ઉઠાઈ!
પ્રેમકે બસ અર્જુન–રથ હાંકયો, ભૂલ ગયે ઠકુરાઈ! સબસે૦
ઐસી પ્રીતિ બઢી વૃન્દાવન, ગોપીન નાચ નચાઈ!
સુર ક્રૂર ઇસ લાયક નાહીં, કહં લગિ કરૌં બડાઈ! સબસે૦

## ૭

હમ ભક્તનકે, ભક્ત હમારે. ટેક
સુન, અર્જુન, પરતિજ્ઞા મેરી, યહ વ્રત ટરત ન ટારે. હમ૦
ભક્ત કાજ લાજ હિય ધરિકૈ, પાઈ પયાદે ધાઉં;
જહઁ જહઁ ભીર પરૈ ભક્તનપૈ, તહઁ તહઁ જાઇ છુડાઉં. હમ૦
જો મમ ભક્તસોં બૈર કરત હૈ, સો નિજ બૈરી મેરો;
દેખિ વિચારી ભક્ત હિતકારન હાંકત હૌં રથ તેરો. હમ૦
જીતે જીત ભક્ત અપનેકી, હારે હાર બિચારૌં;
**સૂરદાસ** સુનિ ભક્ત બિરોધી, ચક્ર સુદર્શન ઝારૌં. હમ૦

## સોમા ભગત

૧

હવે હું તો હરિને નહિ વિસારું રે, હરતાં ફરતાં સોહમ્ રામ સંભારું રે;
પડ્યું મારે અજાણ્યા સાથે પાનું રે, હવે હું તો કયમ કરી રાખું છાનું રે?
હરિવર ભાવ વિના નહિ ભાવે રે, વહાલો મારો પ્રેમે વશ થઈ આવે રે;
એવા એ તો મોંઘા છે નંદલાલ રે, ભક્ત-વત્સલ છે દીન દયાલ રે.
ગુરુએ મારે કરુણા દૃષ્ટિએ જોયું રે, ત્યારે મારું ચિત્ત પ્રભુમાં પ્રોયું રે;
લોકડિયા નિંદે તો નિંદવા દઈશું રે, નિત્યે અમે રામ ભજનમાં રહીશું રે.
દુરીજનને કહેવું હશે તે કહેશે રે, પ્રભુ મારા હૃદય કમલમાં રહેશે રે;
નિશ્ચે' હું તો અમર વરને પામી રે, મળ્યા મને હરિ વર બહુનામી રે.
નિત્ય દર્શન હૃદયામાં તો થાય રે, બાહેર ભીતર શ્રીકૃષ્ણ દરશાય રે;
દાસ **સોમો** કહે છે, શીર નમાવી રે, દુઃખ હું તો જનમમરણનાં વામી રે.

## હરિગોવિંદ

૧

ભક્તિ ભજન અધિકારી, જગતમાં ધન્ય તે નર ને નારી. જગતમાં૦
સદ્દગુરુ સંત જેને પૂરા મળ્યા છે, મૂળ ધર્મ લીધો વિચારી. જગતમાં૦
કાયા માયા જેણે કાચી જાણી છે, મોહ મમતા મન મારી. જગતમાં૦
પરદુ;ખભંજન શીલ સંતોષી, વિવેક વિચાર ધીર ધારી. જગતમાં૦
ગુણ-સાગર ગંભીર ઉજાગર, પિંડ-બ્રહ્માંડ રણુંકારી. જગતમાં૦
મન વચન કરમેં, સેવા સ્મરણમેં, રેન-દિવસ ચિત્ત વારી. જગતમાં૦
વેદ શાસ્ત્ર જેની શાખ પૂરે છે, સંત પુકારે વારી વારી. જગતમાં૦
**હરિગોવિંદ** લાલ ઓળખી લેજો, હરિજન હરિ એકાકારી. જગતમાં૦

૨

હરિભજનમેં રાજી, મારું દિલ હરિભજનમેં રાજી;
સમજ-સમજ, મન પાજી! મારું૦

સદ્‌ગુરુ કર ધર્યો શીર ઉપર, કાપી ચોરાશીની ફાંસી;
કૂડ કપટ કેર કાઢી નાખી માંહે પ્રેમજ્યોતિ પ્રકાશી. મારું૦
ઓહં આવું ને સોહં સમાવું ત્રિવેણી તીરથ નાહિ;
નામ નિરંતર નોબતો સુણતાં, સુરતા ગગને ઠેરાણી. મારું૦
આશા તૃષ્ણા નિજ નામની, ભવજળ ભૂખ ભગાઈ;
અંતર ધૂન અખંડ ઉજાગર, ફિર ગઈ લાલ દુવાઈ. મારું૦
કાયા કષ્ટ તપ તીરથ સાધન, ક્યા કરું મેં ભેખ બનાઈ?
કર્મ કર્માંતર નહિ જાણું વનવાસો, રહું સેંજ સ્વરૂપે સદાઈ. મારું૦
જૈસો ઘૃત રહ્યો દૂધમેં, બાસ ફૂલોમેં છપાઈ;
ઐસો અરૂપી બાહ્યાભ્યંતર, લાલ દીયો દરસાઈ. મારું૦
પક્ષ પક્ષાંતર પિંજર પોપટ, બોલે બોલાવ્યા બોલ;
મહામંત્રથી તત્ત્વદર્શી થાય, તેનો મત અગાધ અડોલ. મારું૦
વાણીના વૈતરા માયાના મજૂર, વહે આપ કેરો ભાર;
એક શબ્દ પાર આપે બિરાજે, તેનો વીરલા કરે છે વિચાર. મારું૦
દોષ જોવા ખરે દુર્મતિ છે, શિખ દેવી અભિમાન;
ભક્તિના ભૂખ્યા ભોળા, ભાઈ, તમે રખે વિસારો ગુરુજ્ઞાન. મારું૦
ગુરુ મુખી સેવે ગુરુદેવ સાચે નૂગરા પિત્તળ પહાણુ;
અધૂરિયા અથડાય બિચમેં, ક્યું પાવે પદ નિર્વાણ? મારું૦
ત્રિવિધ તાપ જેના મનમાં ધીખે, સો કેસે ભજે કિરતાર?
હરિગોવિંદ લાલ લક્ષે રહેતાં તરત ઊતરે સો ભવપાર. મારું૦

## હરિદાસ

૧

અક્ષર ઘરના હો વાસી મારે મંદિરે પધારો!
સુરતાની શેરીઓ વળાવું, હો રાજ! અક્ષર૦
ચિત્ત ચોકમાં મેં તો ચંદન લિપાવ્યું;
તનમાં તે તોરણ બંધાયાં, હો રાજ! અક્ષર૦

ધીરજના ઢોલિયા મારા હૈયામાં ઢાળ્યા;
પ્રેમનાં તો પાથરણાં પથરાવું, હો રાજ ! અક્ષર૦
ગુરુગમની ગાદી મારા ઘટમાં રે ગોઠવી;
પ્રેમ–પુરુષોત્તમ પધરાવું, હો રાજ ! અક્ષર૦
દિલમાં રે દીવો મારા ગુરુજીએ પ્રગટયો;
તેનું તે તેજ ત્રણ લોકે, હો રાજ ! અક્ષર૦
સેવાને સમરણ મારે અખંડ સ્વામીનું;
અડસઠ તીરથ મારે આંગણિયે, રાજ ! અક્ષર૦
ગંગા ને જમુના મારે આંગણિયે આવ્યાં;
સરસ્વતી–મેળો ભરાયો, હો રાજ ! અક્ષર૦
જ્યાં રે જોવું ત્યાં સ્વયં સન્મુખ સ્વામી;
રહ્યા છે નયન પ્રકાશી, હો રાજ ! અક્ષર૦
સદ્‌ગુરુ મળિયા, ત્યારે સંતાપ ટળિયા;
દાસ **હરિ**ને પ્રેમે ભેટયા, હો રાજ ! અક્ષર૦

૨

આજે ગુરુએ ઓળખાવિયો, માાર વહાલા !
બ્રહ્મવિદ્યાનો ભેદ, મારા વહાલા ! આજે૦
નાભિ કમળથી ઊલટચો, મારા વહાલા !
ઓહંગ સોહંગનો તાર, મારા વહાલા ! આજે૦
સુરતાની સાથે સંચર્યો, મારા વહાલા !
તરવેણીને તીર, મારા વહાલા ! આજે૦
વણ દીવે બત્તી બળે, મારા વહાલા !
દેવ મેરામ વિશ્રામ, મારા વહાલા ! આજે૦
વણ વાદળે થાય વીજળી, મારા વહાલા !
ઝરમર વરસે નૂર, મારા વહાલા ! આજે૦

અઘોર વન છે આકળું, મારા વહાલા!
ગેબી ગરજના થાય, મારા વહાલા! આજે૦
જોવાની જુગતિ ઘણી, મારા વહાલા!
વણ રવિએ પ્રકાશ, મારા વહાલા! આજે૦
અદ્ધર આસને ગુરુ મઢી, મારા વહાલા!
વણ કાયાયે વરતાય, મારા વહાલા! આજે૦
જાગ્રત – સ્વપ્ન – સુષુપ્તિ, મારા વહાલા!
તુરીયામાં તીરથ થાય, મારા વહાલા! આજે૦
સ્થૂળ–સૂક્ષ્મ–કારણ નહિ, મારા વહાલા!
મહા–કારણમાં માલા, મારા વહાલા! આજે૦
પરા–પશ્યંતી ને વૈખરી, મારા વહાલા!
ઉન્મુનિએ ઓળખાય, મારા વહાલા! આજે૦
ઝીણી–ઝીણી વાગે ઘૂઘરી, મારા વહાલા!
વાગે છે તાલ મૃદંગ, મારા વહાલા! આજે૦
જોગી પુરુષ તે જાણશે, મારા વહાલા!
અધૂરે કેમ ઓળખાય? મારા વહાલા! આજે૦
ભવસાગરના પૂરમાં, મારા વહાલા!
દીધી દરિયામાં દોટ, મારા વહાલા! આજે૦
ઊંચું જોયું આકાશમાં, મારા વહાલા!
ગગન ફરુકે તાર, મારા વહાલા! આજે૦
ખોળતામાં ખોવાઈ ગયો, મારા વ્હાલા!
રહ્યો અનુભવ રૂપ, મારા વહાલા! આજે૦
કાયા માયા ત્યાં ના દીસે, મારા વહાલા!
જોયું જોનારની માંહી, મારા વહાલા! આજે૦
શૂરા તે રણસંગ્રામે ચડે, મારા વહાલા!
નહિ કાયરનું કામ, મારા વહાલા! આજે૦

દાસ હરિ એમ ઉચ્ચરે, મારા વહાલા:
મરજીવા લે માલ, મારા વહાલા! આજે૦

૩

આટલો સંદેશો મારા સદ્‌ગુરુને કહેજો, સેવકના અંતરની દિલ ધરશો?
શાંતિ દાતાર છો, સચ્ચિદાનંદ સ્વામી! મનના મનોરથ પૂરણ કરશો?
મનડું ભયંકર ત્રણે તાપે તપે છે, શાંતિ ગંગામાં ક્યારે ન્હાશે?
અમૃત પર બેસી ઘડીમાં વિષ પર જાય છે, સ્થિરતામાં વાસો ક્યારે થાશે?
કોઈક સંસ્કારે શરણું મળિયું છે આપનું, કૃપા કરીને દોષ કાપો.
અજ્ઞાની જીવ જરિયે જ્ઞાન ન જાણે, અખંડાનંદ આશિષ આપો.
ક્યારે વિરાગ થાશે નક્કી જે નિર્મળો, દયા કરીને ઉત્તર દેજો.
જે જે પ્રકારે પ્રભુ પ્રસન્ન થાઓ છો, તે તે કહેવાનું સર્વે કહેજો.
પાછા નવ પડીએ છેલ્લી ટુકે જઈ અડીએ, જબરી હિંમત એવી દેજો.
કહે હરિદાસ શ્રીહરિની કૃપાથી પરબ્રહ્મ સાથે ચિત્ત પ્રોજો.

૪

ગોકુળ આવો, તો અલબેલા વહેલા આવજો રે! ટેક
વ્હાલા, જીવડલો મારો તલસે દર્શન વિના રે;
મુરારિ, મહેર કરી દ્યો હસીને દર્શન! ગોકુલ૦
નટવર નેહ ધરી વ્રજવાનતા સામું નિહાળજો રે,
કૃશ તન થાય પ્રફુલ્લિત જેમ વારિ ને મીન. ગોકુલ૦
(સાખી) મથુરાં ગયા મોરારજી, છળ કરી સુંદરશ્યામ;
તે દિનથી અન્ન પરહર્યાં, નિશાએ નીંદ હરામ.
વ્હાલા, વિરહ દશાનું ભાન તમોને હશે નહિ રે;
દૃષ્ટિની વૃષ્ટિ કરો તો શીતળ થાયે તન. ગોકુલ૦
(સાખી) કુબ્જા પાસે, કૃષ્ણજી, શું છે મોહનમંત્ર?
સ્વતંત્ર સુંદર શ્યામ છો, કેમ બન્યા પરતંત્ર?
વ્હાલા, સકળ જગતના તનમન પ્રેરક આપ છો રે;
ચોર્યું કંસ-કિંકરીએ કેમ તમારું ચિત્ત? ગોકુલ૦

(સાખી) આશ દઈ અળગા રહ્યા, અવધ કરી અસુરાર;
જળ નયણે વહેતું કર્યું, કપટી કુંજબિહાર!
મિથ્યા નામ ધરાવો નિજજન પાલક નાથજી રે;
કરશે કોણ તમારો વનમાળી, વિશ્વાસ? ગોકુલ૦
(સાખી) રીસ ચડે તો, રાજવી, તરત થજો તૈયાર;
ને વેગે વ્રજમાં આવી સૌની લ્યો સંભાળ!
હરિ મારા હેત કરીને નિજ જન નેહ નિભાવજો રે;
પ્રીતમ પ્રેમ થકી મેં તન-મન કીધાં તુચ્છ! ગોકુલ૦

૫

પ્રારંભે તને પૂજું, ગુરુ પૂજું રે, ગજાનન-પુત્ર ગૌરીના;
નિર્વિઘ્ને પાર ઉતારો—ઉતારો રે બેડલી ભવસાગરમાં. પ્રારંભે૦
હરેક મંગળ કાર્યમાં મંગળ તારું રૂપ, અમંગળને મંગળ કરે;
એવું ગણેશ નામ અનુપ, દેવા, રૂપ તારું મંગળ-મંગળ રે
તેત્રીસ કોટિ દેવોમાં. પ્રારંભે૦
ચૌદ લોકનું સત્ત્વ તું-સબળ સૂર્યનું નૂર, નિર્લેપી નિજ કાર્યમાં;
હરનિશ છો મશહૂર, ગુરુ, પ્રાણુ સહુના પોષો-પોષો રે,
તત્ત્વો પૂરી જીવનમાં. પ્રારંભે૦
ધન્ય વિરાગી-રાગી તું, અલખ પુરુષ અવતાર;
ઘટઘટ માંહી રમી રહ્યો, હરિ! અસંગ એકાકાર.
હરિ હુંમાં ને બ્રહ્માંડે-બ્રહ્માંડે રે! બ્રહ્માંડ પાર અનહદમાં. પ્રારંભે૦

૬

મારે હૈયે તે આનંદ અપાર, મારા ગુરુજી પધારશે આંગણે. ટેક૦
પ્રેમ-પુષ્પ ના હાર હૈયે ધરીશ, નયણાં ભરીને નીરખીશ નાથ. મારા૦
ભાવે ભોજન બનાવીશ ભાતભાતનાં, ખૂબ ખાંતે ખવડાવીશ મારે હાથ મારા૦
હું તો મસ્તક નમાવી ચરણે ધરીશ, પ્રેમે પૂજીશ ગુરુજીના પાય. મારા૦

વા'લ કરી વા'લોજી મુજને પૂછશે, તારા અંતરના કેવા છે હાલ ? મારા૦
દુઃખ રાખીશ નહિ તારા દિલમાં, સાચું કહેજે આવ્યો છે આ દાવ! મારા૦
હું તો મગ્ન થઈશ મારા મનમાં, લહેરો આનંદની ઊઠશે અપાર! મારા૦
ભાન ભૂલું તો સખી સહુ વારજો, સાચી સમજણ આપજો સાર. મારા૦
**હરિદાસ** ઉપર દયા કરી વારે વારે લેજો સંભાળ! મારા૦

૭

વહાલા! વિયોગે મુંઝાઉં રે, પધારો સુંદરશ્યામ! ટેક
પહેલી અમશું પ્રીત કીધી; પ્રભુ પ્રેમે પાસે લીધી;
હવે કેમ તરછોડી દીધી રે? પધારો સુંદરશ્યામ! વહાલા૦
પ્રભુ! જાણ્યા હોત જો આવા, જગજીવન દેત નહિ જાવા;
તમને ઘટે નહિ માવા રે, પધારો સુંદરશ્યામ! વહાલા૦
દુઃખડાં દાયો શીદ, દાણી? તે થઈ રહી હાંસી તો હાણી;
અલબેલા હવે અકળાણી રે! પધારો સુંદરશ્યામ! વહાલા૦
આવા નાથ નગેરા ન થઈએ, દાસીને દર્શન દઈએ;
**હરિ**! 'હું-તું' મટી એક થઈએ રે પધારો સુંદરશ્યામ! વહાલા૦

૮

સદ્‌ગુરુ સહાય કરો એક વાર રે, મારો છે મૂરખનો અવતાર રે;
પથ્થર કરતાં કઠણ હૈયું છે મારું રે, તેમાં હરિ નામ ન દરસે તમારું રે.
મારા તો મનની વાતો છે વાંકી રે, સદ્‌ગુરુએ પથ્થર નાખ્યા છે ટાંકી રે;
ટાંકીને મારગ મગતા કીધી રે, સદ્‌ગુરુએ મંત્ર અનુપમ દીધા રે.
આતમજ્ઞાન વિના ઘર સૂનું રે, સગપણ શોધીને કાઢજો જૂનું રે;
જીવ તું તો જાગીને જો રે વિચારી રે, મૂઆ પછી મુક્તિ તે કોની માગી રે?
ભરપૂર બ્રહ્મ છે, ભટકે તું શાને રે? વિચારી જો સદ્‌ગુરુ શબ્દને જ્ઞાને રે;
સાચી છે, દાસ **હરિ**ની વાણી રે, તેને તું તો હૈયામાં રાખજે જાણી રે.

૯

સાચા તે સંત તેને જાણીએ રે, જેમાં એવા ગુણ હોય;
નિંદા સ્તુતિ તે કોઈની નવ કરે, સઘળું સમદષ્ટે જોય! સાચા૦
જેના તે દર્શન માત્રથી રે, ટળે પ્રપંચનું ધ્યાન;
સ્મરણ કરાવે શ્રી કૃષ્ણનું, નસાડે રે અજ્ઞાન. સાચા૦
ગુણલા તે ગાયે ગોવિંદના રે, પ્રફુલ્લિત મન થાય;
નેત્રે પ્રવાહ વહે પ્રેમનો, હરખે હૃદય રંધાય. સાચા૦
પરદુઃખ દેખી દાઝે ઘણું રે, નવ કરે કોઈનો દ્રોહ;
ઇંદ્રિયજિત સાચા સદા, નવ પામે મન મોહ. સાચા૦
સકલ ચરાચરને વિષે રે, વસ્યા દેખે ભગવાન;
શુભ ઇચ્છે સંસારનું લેશ નહિ અભિમાન. સાચા૦
નટવર ઝળકે નયનમાં રે, કાંતિ કરુણામય હોય;
શાંત સ્વભાવ સંતોષ બહુ, દોષ કોઈનો નવ જોય. સાચા૦
હરિજન વૈષ્ણવને વિષે રે, જેને અતિ ઘણું વહાલ;
દૃઢ આશરો દીનતા ઘણી, બોલે વચન રસાળ. સાચા૦
વિહ્વળતા વિઠ્ઠલેશ શું રે, હૃદયે શ્રી હરિનું ધ્યાન.
એવા તે શ્રીહરિના દાસના **હરિદાસ** ગુણ ગાય. સાચા૦

## જ્ઞાનીજી

૧

બડી ઝડપસે સભાકે અંદર બજે હમારા મંઝરા! ટેક
ચંદા-સૂરજકી દો કટોરિયાં, સૂરત-નૂરતકા તાર! હમારા૦
સુષમનનારી બજાવન લાગી, સોહં શબ્દ ઝણકાર! હમારા૦
તાલ, પખાજ, મૃદંગ બાજે, અનહદ અપરંપાર! હમારા૦
જિતને બાજે બજે સભામેં, સબકા હૈ સરદાર! હમારા૦
બિના ઘડેલે ઘાટ ગુણીજન, ખૂબ બજે ગુલઝાર! હમારા૦
જ્ઞાની પુરુષકી સભાકે અંદર, બોલે ભજન એકતાર! હમારા૦

# પરચુરણ ભજનો

૧

અજબ દેશ સદ્‌ગુરુકા, સાધો, અજબ રહે એણી કાયા.
અજબ શબ્દ અજબ ગુરુ બાળક, અજબ પ્રેમસે પોં'ચાયા. અજબ૦
અજબકી જ્ઞાન અજબ સમાધિ, અજબ જ્ઞાન અનભે' આયા. અજબ૦
અજબ અનહદ ગગન ગરજ્યા, અજબ અમૃત જલ બરસાયા. અજબ૦
અજબહિ બીજ કરે ચમકારા, અજબ બ્રહ્મ જ્યોત દરસાયા. અજબ૦
અજબ રંગ તોયે મીલતે જાયે, અજબ પવન વ્યોમ અલપાયા. અજબ૦
અજબ અકાસ નીલમ આકાસા, શબ્દાતીતકા પડ ધાયા. અજબ૦
શુદ્ધ વિવેક વિચાર વિચારસે શોધ્યા, રવિદાસ કિતહુ નહીં પાયા? અજબ૦
બાહ્ય ભીતર ભીતર બાહર, સદ્‌ગુરુ શબ્દમેં સે'જે સમાયા. અજબ૦

૨

અભિવંદન બ્રહ્મપદે હું કરું,
પ્રભુ શરણુ રહી શુભ ધ્યાન ધરું. અભિવંદન૦
પરમાત્મા, પરમેશ, તમારું
મંગળ નામ સદાય હું સ્મરું. અભિવંદન૦
હૃદય વિષે વિશ્વેશ તમારી
પ્રેમળ ભક્તિ હું પૂર્ણ ભરું. અભિવંદન૦
દુસ્તર ભવસિંધુથી પ્રભુની
પરમ કૃપાથી હું સદ્ય તરું. અભિવંદન૦

૩

અલખ પુરુષને આરાધવા, મારા હરિજન આવો!
આંસુડે પખાળું સંતના પાવલાં, પૂજા પ્રેમના ભાવો! અલખ૦
આ જમીં–આસમાન મેળો રચ્યો! દિશા દશ દીધા થંભો!
નિજ ટેકે એ ટકી રહ્યાં, ગુરુના ચૌદે બ્રહ્માંડો! અલખ૦

ચંદા–સૂરજ બેઉ બત્તી બળે, ઝળકે અગણિત તારા;
મન પવન લીલા કરે, ધરે સ્વાંગ ઘણેરા! અલખ૦
બ્રહ્માથી માંડીને દેવ સૌ, માનવ દાનવ સૌએ,
નટવો–મન નાચી રહ્યો, સદ્ગુરુ સ્થિર જુએ. અલખ૦
રેલંરેલા, રંગની–ઝડી, વાજાં અનહદ વાજે;
અધર–તખતની ઉપરે, મારો નાથ બિરાજે. અલખ૦

૪

આ જગ માંહી જેણે મન જીત્યું તેણે જીત્યું સર્વ ગણાય!
સ્વર્ગ સમાં જે અસંખ્ય સુખડાં, તેને તુચ્છ જણાય! આ જગ૦
વિષયમાંહી મદમત્ત બની, માતંગ જુઓ સપડાય!
રહે જળમાં પણ રસના સ્વાદે, મીનતણો જીવ જાય! આ જગ૦
રૂપ પ્રકાશ દીપકનો દેખી, પતંગ બાળે કાય!
મધુર નાદના નાદ થકી, મૃગ પારધીહાથે હણાય! આ જગ૦
કઠણ કાષ્ટ છેદી નીસરે, પણ કમળ નહિ છેદાય!
પરાગ ગંધે મસ્ત બની અલિ ફૂલકળીમાંહી ગૂંગળાય! આ જગ૦

કવિ–ચિત્રકાર ફૂલચંદભાઈ

૫

ઉદ્ધવ! તમારે અમારે મળતો મેળ નહિ આવે. ટેક
તમે રે માન્યો છે આખા જગમાં હરિ! એ!
અમે રે માન્યું છે આખું–જગત છે એમાં;
માટી ખાધી તો માએ મુખડું તપાસ્યું, જશોદાએ વિશ્વ બધું જોયું છે જેમાં.
માત ને તાતમાં એ સર્વે સહોદર, ભ્રાત, ભરથાર ને એ પુત્ર પણ આપ!
અમને તજ્યાં રે તેનો આવડો શો ઓરતો? જુવતીનું જોર શું, જ્યાં–
બદલ્યાં માબાપ?
કર્મે અમારે કુબ્જા, કંકુ–પગલી મળી! વ્રજવનિતાનું એણે વાળ્યું છે વેર;

જશોદાએ જીવાડ્યા તો સર્વે છે સારું, દેવકી માતાને ભલે થઈ લીલા-લે'ર.
તમે રે કહો છો કર્મો વિષયથી વાધશે, અમારાં કર્મોથી ક્યાં એ રહેવાનો દૂર?
ભોગવશું ફળ તો એને ભેગો ગણીશું, જ્ઞાનનું કામ શું જ્યાં એ છે હજૂર?
ઉદ્ધવજી આવું સુણી અચરજ પામ્યા, દશમી ભક્તિનું બાઇઓ દો મને દાન.

૬

એ છે નિરાકાર, એનો કોઈ ન પામ્યા પાર! ટેક
ઋષિયો હાર્યા, મુનિઓ હાર્યા, હાર્યા સંત મહંત;
વેદ પુરાણો પાર ન પામ્યાં, એવો ઈશ અનંત! એ છે૦
સહસ્ર અઠ્યાસી, સિદ્ધ ચોરાશી, સનકાદિક શુકદેવ;
ભાવ ધરીને ભજન કર્યાની સૌને જુદી ટેવ! એ છે૦
રામ કહે કોઈ કૃષ્ણ કહે, કોઈ દેવી કહે કોઈ શિવ;
જેવું જેના ગુરુએ ગાયું તે માને તે જીવ! એ છે૦
મંત્ર તમારા ગુરુ તમારા, શાસ્ત્ર અને વળી સેવ;
જ્યાં ફાવે ત્યાં પાપ ત્યજીને, ભજજો જગનો દેવ! એ છે૦

૭

કહીં લાખો નિરાશામાં, અમર આશા છુપાઈ છે;
ખફા ખંજર સનમનામાં, રહમ ઊંડી લપાઈ છે. કહીં૦
જુદાઈ જિંદગીભરની, કરી રોરો બધી કાઢી;
રહી ગઈ વસ્લની આશા, અગર ગરદન કપાઈ છે. કહીં૦
ઘડી ના વસ્લની આવી, સનમ પણ છેતરી ચાલી;
હજારો રાત વાતોમાં, ગુમાવી એ કમાઈ છે. કહીં૦
જખમ દુનિયા જબાનોમાં મુસીબત ખોફનાં ખંજર;
કતલમાં એ કદમબોશી ઉપર કયામત ખુદાઈ છે. કહીં૦
શમા પર જાય પરવાના, મરે શીરીં ઉપર ફરહાદ;
અગમગમની ખરાબીમાં, મજેદારી લૂંટાઈ છે. કહીં૦
ફના કરવું, ફના થાવું, ફનામાં શક સમાઈ છે;
મરીને જીવવાનો મંત્ર દિલબરની દુહાઈ છે. કહીં૦

ઝહરનું નામ લે શોધી, તરત પી લે ખુશીથી તું;
સનમના હાથની છેલી હકીકતની રુબાઈ છે. કહીં૦
સદા દિલના તડપવામાં સનમની રાહ રોશન છે;
તડપતે તૂટતાં અંદર, ખડી માશૂક સાંઈ છે. કહીં૦
ચમનમાં આવીને ઊભો ગુલોપર આફરી થઈ તું;
ગુલોના ખારથી બચવા બદનગુલને નવાઈ છે. કહીં૦
હજારો ઓલિયા મુરશિદ ગયા માશૂકમાં ડૂલી;
ન ડૂલ્યા તે મૂઆ એવી કલામો સખ્ત ગાઈ છે. કહીં૦

—મણિલાલ ન૦ દ્વિવેદી

૮

ગુજારે જે શિરે તારે, જગતનો નાથ તે સહેજે!
ગણ્યું જે પ્યારું પ્યારાએ, અતિ પ્યારું ગણી લેજે. ગુજારે૦
દુનિયાની જૂઠી વાણી વિષે જો દુઃખ વાસે છે;
જરાયે અંતરે આનંદ ના ઓછો થવા દેજે. ગુજારે૦
કચેરી માંહી કાજીનો, નથી હિસાબ કોડીનો;
જગત કાજી થઈને તું, વહોરી ના પીડા લેજે. ગુજારે૦
જગતના કાચના યંત્રે ખરી વસ્તુ નહીં ભાસે;
ન સારા કે નઠારાની જરા યે સંગતે રહેજે. ગુજારે૦
રહેજે શાંતિ સંતોષે, સદાયે નિર્મળે ચિત્તે;
દિલે, જે દુઃખ કે આનંદ કોઇને નહિ કહેજે. ગુજારે૦
વસે છે ક્રોધ વૈરી ચિત્તમાં, તેને ત્યજી દેજે;
ઘડી જાયે ભલાઇની મહા લક્ષ્મી ગણી લેજે. ગુજારે૦
રહે ઉન્મત્ત સ્વાનંદે, ખરું એ સુખ મોટું છે;
પીએ તો પ્રેમનો પ્યાલો પ્રભુજીનો ભરી પીજે! ગુજારે૦
કટુ વાણી સૂણે જો તું, મીઠી વાણી સદા કહેજે;
પરાઈ મૂર્ખતા કાજે મુખે ના ઝેર તું લેજે! ગુજારે૦

અરે ! પ્રારબ્ધ તો ઘેલું, રહે તે દૂર માગે તો;
ન માગે દોડતું આવે, ન વિશ્વાસે કદી રહેજે ! ગુજારે૦
રહી નિર્મોહી શાંતિથી રહે એ સુખ મોટું છે;
જગત બાજીગરીના તું બધાં છલબલ જવા દેજે ! ગુજારે૦
પ્રભુના નામનાં પુષ્પો પરોવી કાવ્યમાળા તું,
પ્રભુની પ્યારી ગ્રીવામાં પહેરાવી પ્રીતે દેજે ! ગુજારે૦
કવિ, રાજા થયો, શી પછી પીડા તને કાંઈ ?
નિજાનંદે હમેશાં 'બા !' મસ્તીમાં મઝા લેજે ! ગુજારે૦

**—મસ્તકવિ બાલ**

૯

ગુરુ હાથ હવે લ્યો ઝાલી રે લાગી તાલાવેલી;
નથી મારે અવર કોઈ બેલી રે લાગી તાલાવેલી.
અંતર ઊંડે જવ ન્યાળું, નભ વર્ષા જેવું કાળું;
નહિ દીસે નક્કી અજવાળું રે લાગી તાલાવેલી.
નથી યમ નિયમ કંઈ જાણ્યા, નથી સંત સમાગમ માણ્યા;
શા પુણ્યે સદ્‌ગુરુ જાણ્યા? રે લાગી તાલાવેલી.
ક્ષણ ક્ષણની હું અપરાધી, વળી આધિ, વ્યાધિ, ઉપાધિ,
ઊંડી અકળામણ અતિ વાધી રે લાગી તાલાવેલી.
શરણાગતતા ન સધાતી, શ્રદ્ધા નિત ડગ ડગ થાતી;
આવી શરણે હું રુંધાતી રે લાગી તાલાવેલી.
હિમ અદ્રિ શું ગંગ વહે છે, જળ નિર્મળ પણ 'મળ' સહે છે;
તોય સાગર હૈયે ધરે છે રે લાગી તાલાવેલી.
તમ પ્રેમ દયા છલકાતું, મુખ વાત્સલ્યે મલકાતું;
કરો જીવન મમ પલટાતું રે લાગી તાલાવેલી.
નહિ જાણું ગુરુને દેહ ! પરબ્રહ્મ સ્વરૂપ જ એહ,
મંગળ કર એનો નેહ જ રે લાગી તાલાવેલી

૧૦

જહાં બ્રજરાજ કલ પાયે, ચલો સખિ! આજ વો બનમેં;
બિના વો રૂપકે દેખે, બિરહાકી આગ લગી તનમેં. જહાં૦
ન કલ પડતી હૈ એ કલકો, ન જી લગતા હૈ બિન જાની!
ભઈ ફિરતી હું યોગિન સી, ભરી બાઝાર ગલિયનમેં. જહાં૦
કરું કુરબાન દિલ ઉસ પર, જનમભર ગુન ન ભૂલુંગી;
મેરા મહેબૂબ કોઈ લાકર, બિઠાદે મેરે અંગનમે. જહાં૦
ન કુછ ગર્જ દુનિયાસે, ન મતલબ લાજસે મેરી;
જો ચાહે સો કહે કોઈ, બસે અબતો વોહિ મનમેં. જહાં૦
પ્રભુકી બાત સચ્ચી હૈ, નહીં શક ઉસમેં કુછ હૈ;
જો સૂરતકા હૈ મસ્તાના, વો સમજે કૈસે બાતનમેં? જહાં૦

૧૧

જીના જરૂરી, રામ! તેરે લિયે-મેરા જીના જરૂરી, રામ, તેરે લિયે;
તેરે લિયે-પ્યારે, તેરે લિયે. મેરા જીના૦
પહાડ-નદી-આસમાં-સમંદર, ચંદા-સૂરજ, રામ, તેરે લિયે;
હાં હાં, ચંદા-સૂરજ, રામ, તેરે લિયે. મેરા જીના૦
તેરા હિ નૂર સભીમેં પસારા, બીજલી ચમક, રામ, તેરે લિયે;
હાં હાં, બીજલી ચમક, રામ, તેરે લિયે. મેરા જીના૦
નહીં કછુ મેરે માયા-મમતા, આતે ઓર જાતે, રામ, તેરે લિયે;
હાં હાં, આતે ઓર જાતે, રામ, તેરે લિયે. મેરા જીના૦
ધન, સુત, દારા, દોસ્તોંકી યારી, હસ્તે ઓર રોતે, રામ! તેરે લિયે.
હાં હાં, હસતે ઓર રોતે, રામ, તેરે લિયે. મેરા જીના૦
ખાના-ખિલાના, પીના-પિલાના, લેના ઓર દેના, રામ, તેરે લિયે;
હાં હાં, લેના ઓર દેના, રામ! તેરે લિયે. મેરા જીના૦
તેરી મહોબતકી પ્યાસ ગજબ હૈ, પીયા મૈં શરાબે જામ તેરે લિયે;
હાં હાં, પીયા મૈં શરાબે જામ, તેરે લિયે. મેરા જીના૦

તેરી હિ મસ્તીમેં દિલ દીવાના ફિરતા અકેલા, રામ, તેરે લિયે;
હાં હાં, ફિરતા અકેલા, રામ, તેરે લિયે. મેરા જીના૦
તેરી અગનમેં જિગર હૈ જલતા, રટત હિ તેરા નામ તેરે લિયે;
હાં હાં, રટત હિ તેરા નામ તેરે લિયે. મેરા જીના૦
માલિક તૂ મેં તેરા હિ બંદા, બના મૈં ફકીરા, રામ, તેરે લિયે;
હાં હાં, બના મૈં ફકીરા, રામ, તેરે લિયે. મેરા જીના૦

૧૨

જોને આ પ્રાણ આધાર, આવે છે સખિ! જોને આ પ્રાણ આધાર!
શિવ બ્રહ્માત્મા જેનાં દર્શન ઇચ્છે, આવે તે ચાલી મમ દ્વાર. આવે૦
નેતિ નેતિ જેને નિગમ પોકારે, ઉપનિષદનો સાર. આવે૦
સર્વમાં વ્યાપક, સર્વથી ન્યારો, અખિલ ભુવન આધાર. આવે૦
જેને સારુ જોગી જોગને સાધે, કરી કેવળ ફળાહાર. આવે૦
કાળ માયા જેનાં પ્રેર્યાં કરે છે, સૃષ્ટિપાલન-સંહાર. આવે૦
તપ, તીરથ, વ્રત, કોટિ જગનથી દુર્લભ જેના દીદાર. આવે૦
ધન્ય ધન્ય ભાગ્ય આપણાં, સજનિ! મળિયા સકળ શિરતાજ. આવે૦
સર્વોપરિ શુભ સ્વામી પામી, ખામી ન રહી લગાર. આવે૦
વાસ કર્યો મમ મંદિરે વહાલે, આણીને પ્રેમ અપાર. આવે૦

૧૩

જ્યાં જ્યાં નજર મારી ઠરે, યાદી ભરી ત્યાં આપની!
આંસુમહીં એ આંખથી યાદી ઝરે છે આપની!
માશૂકોના ગાલની લાલીમહીં લાલી અને
જ્યાં જ્યાં ચમન—જ્યાં જ્યાં ગુલો, ત્યાં ત્યાં નિશાની આપની!
જોઉં અહીં ત્યાં આવતી દરિયાવની મીઠી લહર;
તેની ઉપર ચાલી રહી નાજુક સવારી આપની!
તારા ઉપર તારા તણાં ઝૂમી રહ્યાં જે ઝૂમખાં;
તે યાદ આપે આંખને ગેબી કચેરી આપની!

આ ખૂનને ચરખે અને રાતે અમારી ગોદમાં,
આ દમબદમ બોલી રહી ઝીણી સિતારી આપની!
આકાશથી વર્ષાવતા છો ખંજરો દુશ્મન બધા;
યાદી બનીને ઢાલ ખેંચાઈ રહી છે આપની!
દેખી બૂરાઈ ના ડરું હું, શી ફિકર છે પાપની?
ધોવા બૂરાઈને બધે ગંગા વહે છે આપની!
થાકું સિતમથી હોય જ્યાં ના કોઈ ક્યાં યે આશના;
તાજી બની ત્યાં ત્યાં ચડે પેલી શરાબી આપની!
જ્યાં જ્યાં મિલાવે હાથ યારો ત્યાં મિલાવી હાથને;
અહેશાનમાં દિલ ઝૂકતું રહેમત ખડી ત્યાં આપની!
પ્યારું ત્યજીને પ્યાર કોઈ આદરે છેલ્લી સફર;
ધોવાઈ યાદી ત્યાં રડાવે છે જુદાઈ આપની!
રોઉં ન કાં એ રાહમાં બાકી રહીને એકલો?
આશકોના રાહની જે રાહદારી આપની!
જૂનું–નવું જાણું અને રોઉં–હસું તે તે બધું;
જૂની–નવી ના કાંઈ તાજી એક યાદી આપની?
ભૂલી જવાતી છો બધી લાખો કિતાબો સામટી;
જોયું ન જોયું છો બને, જો એક યાદી આપની!
કિસ્મત કરાવે ભૂલ, તે ભૂલો કરી નાખું બધી;
છે આખરે તો એકલી ને એ જ યાદી આપની!

'કલાપી'

૧૪

તમે રે, ઓધવજી, અમને જ્ઞાન બતાવ્યું! વાહ રે કહેવા જેવું દાઝ્યા પર ડામ;
ઓધવ, પાછો સંદેશો જઈને પ્રભુજીને કહેજો!
અમે રે આહીરડાં તે જાણીએ શું જ્ઞાનમાં? અધ્યાત્મ જોગ એ તો કુબ્જાનું કામ.
અર્થ સાધીને ભલે સિદ્ધ થયા હરિ! અમને સંન્યાસી કરી એક રે રાજ!
રોગ મટયો ને થયો વૈદ જ વેરી, તાળું ખોલ્યું કે કારીગરનું શું કાજ?
ભોળાં ભરવાડાં જાણી ભોળવવા મોકલ્યા, કાળી કામળને બીજો ચઢશે નહિ રંગ!

૬૫

બ્રહ્મનો ભેદ જાણે જન અનુભવી, ભેદ જાણ્યા વિના ભ્રમણા ન જાવે;
ભ્રમણા ગયા વિના કરમ, કહો, કેમ ગળે? કર્મ ગયા વિના મરમ ન પાવે! બ્ર૦
મરમ લહ્યા વિના સંશય ન ટળે, સંશય ટળ્યા વિના સર્વ કાચું;
કથતાં કથે અર્થ બહુ અનુભવે, રહેણી વિના પદ કેમ પામે સાચું! બ્ર૦
સાચું સિદ્ધાંતનું રહસ્ય સમજે નહિ, ન સમજે અરથ કશું ન સરે;
અનાત્મા સુઆત્મા બુદ્ધિ જુએ, તેણે કરી વાસનાનું લિંગ ન ગળે! બ્ર૦
અણલિંગીને અનુભવી જાણજે, તે જ તત્ત્વદર્શી રહે જોઈ;
**ગૌરી** આત્મા–પરમાત્મા એક ભયે, દ્વૈત ભાવ ન હોશે કોઈ! બ્ર૦

૬૬

બંશીવારા, આજ્યો મ્હારે દેસ, થારી સાંવરી સૂરત વહાલો બેસ. ટેક
આઉં–આઉં કર ગયા, સાંવરા,× કર ગયા કૌલ+ અનેક;
ગિણતા–ગિણતા ઘસ ગઈ મ્હારી આંગળિયાંરી § રેખ.
મૈં બૈરાગિણ આદિકી જી થાંરે મ્હારે કદકો* સનેસ;÷
બિન પાણી બિન સાબુણ, સાંવરા, હોય ગઈ ધોય સુફેદ.
જોગણ હોય જંગલ સબ હેરું તેરા નામ ન પાયા ભેસ;
તેરી સુરતકે= કારણે મ્હેં ધર લિયા ભગવા બેષ.
મોર મુકુટ પીતાંબર સોહે ઘૂંઘરવાળા કેશ;
**મીરાંકે** પ્રભુ ગિરિધર મીલિયા દૂનો બઢે સનેસ.

× શામળિયા–શ્રીકૃષ્ણ; + પ્રતિજ્ઞા; § આંગળીઓની; * ક્યારનો;
÷ સ્નેહ; સુરત = છબીનાં દર્શન માટે

૬૭

મારા ગુરુજી વિસારી ન મૂકશો, કદી બાળક વીસરી જાય. ટેક
ચિત્ત ચોંટે નહિ જગ–જાળમાં, નથી ઊપજતો વૈરાગ્ય. મારા૦
નથી સેવ્યા હરિગુરુ સંતને, સેવા વિના તે નવ છુટાય. મારા૦
સૂણ્યું–વાંચ્યું ઘણું, નહિ આચર્યું, હવે આવીને ઝાલી છે બાંય. મારા૦

